સ્વ. હમાબાઇ તે ખા. બા. નાનાભાઇ કુંવરજી મોદીના ધણી-
આણી અને મરહુમ શેઠ હીરજીભાઈ મહેરવાનજી વાડીઆ
તે મુંબાઈની ગોદીના લેઇટ માસ્તરબીલ્ડરની
બેટીના સ્મારક ગ્રંથમાલા ફંડનો

# ઉપોદ્ઘાત

પ્રસ્તુત ફંડની રૂ. ૩૦૦૦) ની સન ૧૯૩૯–૪૪ ની પાંચ ટકાની સરકારી પ્રોમિસરી નોટો ટ્રસ્ટ તરીકે રાખવા માટે ગુ. વ. સોસાઈટીને તા. ૨૨–૭–૧૯૨૯ ના રોજ મળેલી, એવી શરતે કે તેનું જે વ્યાજ આવે તેમાંથી એક **વર્ષ ઐતિહાસિક પુસ્તકો—સ્ત્રી ઉપયોગી પુસ્તકો લખાવી પ્રસિદ્ધ કરવાં** અને એવી રીતે જે પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવે તેને ઉપરોક્ત ગ્રંથમાલાનુ નામ આપવું અને દરેક પુસ્તકમાં તેની નોંધ કરવી. × × × ×

તદનુસાર નીચેનુ પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે.

| નં. | પુસ્તકનું નામ. | કિંમત |
|---|---|---|
| ૧ | મનુષ્ય સ્વભાવ અને સામાજિક ક્રમ | રૂ. ૧—૦—૦ |

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી,
પો. બો. નં. ૨૩,
**અમદાવાદ.**
તા. ૭–૧૦–૩૬.

**હીરાલાલ ત્રિ. પારેખ**
આસિ. સેક્રેટરી,

# પ્રસ્તાવના

ખઇ જોતા આ પુસ્તકનુ પહેલુ તથા બીજુ પ્રકરણ તેજ તેની પ્રસ્તાવના છે તે પ્રકરણો દ્વારાજ આખા પુસ્તકનો હેતુ સમજાવવાનો પ્રયાસ પ્રો. કૂલીએ કર્યો છે

અમેરિકાની મીશીગન યુનીવરસીટીમા પ્રો. કૂલી સમાજશાસ્ત્રના મુખ્ય અધ્યાપક હતા, તેમનું આ પુસ્તક Human Nature and Social Order તે યુનીવરસીટીના સમાજશાસ્ત્રના અભ્યાસક્રમમા પ્રાથમિક પાઠ્ય પુસ્તક તરીકે રાખવામા આવેલુ છે આ પુસ્તકનું ભાષાન્તર કરવાનો વિચાર મને અમેરિકામા જ આવેલો, પણ તેને અમલમા મૂકતા મૂકતા પાચેક વર્ષ થઇ ગયા !

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી જ્યારે મને આ ભાષાન્તર કરવાની અનુમતિ મળી ત્યારે મારો ઇરાદો આ પુસ્તકનું શબ્દશ ભાષાન્તર કરવાનો નહિ, પરન્તુ આપણા દેશકાળને અનુકૂળ આવે એ રીતે અપનાવવાનો હતો પણ તેમ કરવા જતા મૂળ પુસ્તકની વિશિષ્ટતાઓ મારી જતી હતી તેથી મે ઘણે અંશે ભાષાન્તર જ કર્યું છે

આ પુસ્તકમા કેટલાક શબ્દ પ્રયોગો મારે બનાવી કાઢી મૂકવા પડયા છે, અને કેટલાકના અર્થમા સ્હેજસાજ ફેરફાર કરવો પડયો છે આપણી ભાષામા તે શબ્દ પ્રયોગો પ્રચલિત ન હોવાથી આમ કરવુ પડયુ છે તેવા કેટલાક શબ્દોના અંગ્રેજી પર્યાય મે પ્રસ્તાવનાને અન્તે આપ્યા છે, અને કેટલાકના અર્થ, જ્યા તે શબ્દ વપરાયા હોય ત્યા જ કાઉસમા મૂકી દીધા છે છતા કેટલાક શબ્દો અથવા વાક્યોનો અર્થ અસ્પષ્ટ રહ્યો હોય તો તે બદલ હું વાચકોની માફી માગી લઉં છુ સ્વતન્ત્ર લખાણ કરતા અનુવાદ કરવાનુ શ્રમ અનેકગણું કઠણ છે, એવો મને આ પુસ્તક લખ્યાથી અનુભવ થયો છે

આ પુસ્તકમા દર્શાવેલા સર્વ વિચારો, અભિપ્રાયો તથા સિદ્ધાન્તો પ્રો. કૂલીના છે એટલુ યાદ રાખવા વિનન્તી છે. તેમના ઘણાખરા મતોને હું મળતી આવુ છુ, છતા કેટલેક સ્થળે મારે તેમની સાથે મતભેદ પણ છે, છતા આ પુસ્તકમા તે મતભેદ દર્શાવવો અસ્થાને ગણાય એમ માની મે માત્ર તે લેખકના જ વિચારો રજૂ કર્યા છે આ પુસ્તકમા ઘણા ઉદાહરણો આપેલા છે અને તેમાના ઘણાખરા અમેરિકાને લગતા છે મૂળ પુસ્તકમા તો આથી પણ ઘણા વધારે તેવા ઉદાહરણો છે, પણ તે બહુ typical American હોઈ મે ભાષાન્તરમા તે મૂક્યા નથી. પ્રો. કૂલીએ આપેલા ઉદાહરણો બદલી આપણા દેશને વધારે માફક આવે એવા દાખલાઓ મૂકવા જતા પ્રો. કૂલીના લખાણને અન્યાય થવાની દહેશતને લીધે તેમા ફેરફાર કર્યા નથી

આ પુસ્તક લખતી વખતે પૂજ્ય વિદ્યાબ્હેન તથા મારા પતિ શ્રી મનુભાઈનો સાથ ન હોત તો કદાચ હુ આ મુસ્કેલીભર્યું કાર્ય કરી જ ન શકી હોત પૂ. વિદ્યાબ્હેનનો તો મે શબ્દકોષ કે તેથી પણ આગળ વધીને કહું તો એનસાઈક્લોપીડીઆ તરીકે જ ઉપયોગ કર્યો છે! શ્રી મનુભાઈએ મને આ પુસ્તક લખવામા સતત ઉત્સાહ ન આપ્યા કર્યો હોત તો મારી ખાત્રી છે કે આરભેલું કાર્ય મે અધૂરેથી મૂકી દીધુ હોત તે બન્નેનો આ સ્થળે જાહેરમા ઉપકાર માનુ છુ.

આવા ગભીર વિષય ઉપર આવડુ મોટુ પુસ્તક લખવાનો મારો આ પ્રથમ પ્રયાસ છે, અને એમા રહેલી ત્રુટીઓ હુ સારી રીતે જાણુ છુ, છતા વાચકવર્ગ તે પ્રત્યે ઉદાર દૃષ્ટિ રાખશે એવી આશા રાખુ છુ.

વિનોદિની નિલકંઠ.

# અનુક્રમણિકા





# શબ્દ પર્યાય

મેં વાપરેલા શબ્દ પર્યાયમાંના કદાચ કેટલાકનો મૂળ અર્થ ધ્વનિ જુદો પણ હશે, પણ આ પુસ્તક પૂરતા તે શબ્દોના અર્થ નીચે લખ્યા પ્રમાણે માની લેવા વિનંતી છે:—

| | |
|---|---|
| ઉત્ક્રાંતિવાદ | = Evolution. |
| સંચારણ | = Transmition. |
| સંવ્યવહાર | = Communication. |
| અનુવૃત્તિ | = Heredity. |
| વર્ણપાશ | = Germ-Plasm. |
| સંયોજન | = Association. |
| કુદરતની પસંદગી | = Natural Selection. |
| ગુંફિત | = Complex. |
| ગ્રહણશીલતા | = Teachability. |
| પ્રેરણાબુદ્ધિ | = Instinct. |
| સ્પર્ધા | = Emulation. |
| સદૃશતા | = Conformity. |



# મનુષ્ય સ્વભાવ અને સામાજિક ક્રમ

## પ્રકરણ ૧ લું

### અનુવૃત્તિ અને પ્રેરણાબુદ્ધિ

છેલા કેટલાંક વર્ષોથી માનવજીવનને લગતા દરેક પ્રશ્નને ઉત્ક્રાન્તિવાદના દૃષ્ટિબિન્દુથી જ જોવામાં આવે છે, એનું કારણ શું? દરેક માનવજીવનનો ભૂત ઇતિહાસ હોય છે; જીવનમાં કોઇ અસંબદ્ધ બનાવો બનતા નથી. આપણે જે કાંઇ છીએ, કરીએ છીએ, તે સર્વ કોઈ અજાણ્યા ભૂતકાળમાંથી ચાલ્યા આવતા પ્રવાહનું એક અંગ જ છે. આપણો દરેક શબ્દ, દરેક હાવભાવ, દરેક વિચાર અને દરેક લાગણી કોઈક રીતે આપણા પૂર્વજોએ ભૂતકાળમાં કહેલું, કરેલુ, વિચારેલું અથવા અનુભવેલું હોય તેના પરિણામરૂપ જ હોય છે. આપણા પૂર્વજોની અને આપણી વચ્ચે આ જે ઐતિહાસિક સંબંધ છે, તેને ખોળી કહાડવાનો આપણે સતત પ્રયાસ કર્યા કરીએ છીએ.

બહુ ઉંડા ભૂતકાળમાં નજર દોડાવીએ તો જણાશે કે મનુષ્ય અને બીજા જનાવરોનો ઈતિહાસ ભેગો થઈ ગયો છે, અને આપણે મૂળ લગભગ સરખી જ જાતના પૂર્વજોમાંથી ઉતરી આવેલા છીએ. આપણી તે વખતની જીંદગીનો સ્પષ્ટ ખ્યાલ આપણને નથી આવી શકતો–ફક્ત આપણા પિતરાઈ ભાઈઓ, એટલે ઘોડા, કુતરા, વાંદરા વગેરે કરતા આપણે ધીમે ધીમે કેવી રીતે ઉંચી પાયરીએ ચઢયાં તેજ સમજી શકાય.

જીવનના ઈતિહાસના આ પ્રવાહનુ મૂળ એટલું બધુ દૂર છે અને તેને એટલી બધી શાખાઓ છે કે તે પ્રવાહ જાણે ચોકખો એ ન્હેરોમાંથી ચાલ્યો જતો હોય એમ લાગે છે. અથવા એમ કહો

કે એ પ્રવાહને કિનારે કિનારે જ એક રસ્તો ચાલ્યો આવે છે. સંચારણના જાણે બે પ્રકાર: પ્રવાહ તે જાણે અનુવૃત્તિ અથવા પ્રાણી સંચારણ; અને રસ્તો તે સંવ્યવહાર અથવા સામાજિક સંચારણ. પહેલું વર્ણપાશ દ્વારા વહે છે, અને બીજું ભાષા, સંસર્ગ અને કેળવણી વડે આવે છે. પ્રવાહના પ્રમાણમાં રસ્તો નવો બનેલો છે. આ રસ્તારૂપી સુધારો જૂના વખતમાં સમૂળગો હતો જ નહિ; પછી ધીમે ધીમે કાંઇક ઝાંખી પગથી જેવો જણાયો અને આખરે મોટી પાકી સડકરૂપ બની ગયો. પ્રવાહની માફક તેની ઉપરથી પ્રાણીઓ અને વાહનો ચાલવા લાગ્યાં. આપણી વ્યક્તિગત જીંદગીને પણ ઉપર જણાવેલો વિચાર બંધબેસતો આવી શકે—દાખલા તરીકે, આપણું શરીર (અને આપણું મન) માતા પિતાના શરીરમાંથી એકદમ થોડીક ક્ષણોમાં ઉત્પન્ન થાય છે, અને છતાં કોઇ અકળ રીતે આપણા બાપદાદા કે તેથી પણ જૂના પૂર્વજોનાં ઘણાં વલણો આપણામાં આવી જાય છે. આ, જીંદગીના પ્રવાહની અનુવૃત્તિની નહેરરૂપી કાંટો ગણાય. ફક્ત વર્ણપાશરૂપી મૂળમાંથી જ આપણો સ્વભાવ, સંભાવનીય શક્તિઓ વગેરે બધું આવે છે. આપણી જીંદગીના સામાજિક વલણોનું મૂળ બીજા મનુષ્યોના સમાગમથી શરૂ થાય છે. શરૂવાત તો બીજા માણસોના સ્પર્શ, અવાજ, હાવ-ભાવ કે ચહેરાના ફેરફારથી જ થાય છે, અને આગળ જતાં ભાષાજ્ઞાનથી. આપણે કુટુંબીજનો તથા સાથે રમનારા ભાઈબંધો પાસેથી ભાષા બોલતાં શીખીએ છીએ–એ લોકો વળી, તે પોતાનાં વડેરાં પાસેથી શીખ્યા હશે–એ પ્રમાણે પાછળ ગણત્રી કરતાં જઈએ તો ઠેઠ માનવ પ્રાણીના ઈતિહાસના મૂળ આગળ પહોંચી જવાય; અથવા તેથી પણ આગળ વધીએ તો આપણા અર્ધમાનવ પૂર્વજોની અસ્પષ્ટ બૂમો સુધી પહોંચાય. આજ પ્રમાણે સંગીત, કળા, ધર્મ, વેપાર વગેરે પણ અનાદિ ભૂતકાળ તરફથી મળેલો સામાજિક વારસો છે.

ધારો કે, ચીનમાંથી એક અમેરિકન માણસ એક ચીની બાળકને અમેરિકા લઇ જાય. આ બાળકનો પ્રાણીજીવનનો ભૂત ઇતિહાસ તો ચીનમાં જ રહેવાનો, એના વાળ કાળા અને સીધા જ ઉગવાના, એની ચામડી પીળી જ થવાની; અને બીજા બધા જ શારીરિક લક્ષણો અને વળી વારસામાં ઉતરી આવેલા અમુક માનસિક વલણો પણ ચીનાઓ જેવાં જ થવાનાં, પણ તેનો સામાજિક ઇતિહાસ અમેરિકામાં ઘડાવાનો, કારણ કે તેને કાને હમેશ અંગ્રેજી ભાષા જ પડવાની, વળી રીતરિવાજ અને આચારવિચાર પણ તે અમેરિકાના જ શીખવાનો. રાજકીય, ધાર્મિક, આર્થિક અને કેળવણીને લગતી સંસ્થાઓ તરફથી અમેરિકાનો વારસ બનવાનો—એનું આખું માનસ અમેરિકન થવાનુ. સાધારણ અમેરિકન બાળકોમાં અને એનામાં તફાવત શું રહે? આ ચીની બાળકમાં કુદરતી રીતે જે વલણ અને સંભાવનીય શક્તિઓ હશે, તેજ જૂદી પડશે; એના જીવનમાં ચીનાઇ પ્રવાહ તથા અમેરિકન સંસ્કાર એકઠાં થઇ ગયાં છે.

હવે ધારો કે એવાં બે જોડીયાં બાળકો હોય, જન્મ વખતે તદ્દન સરખાં જ હોય, તેમાંથી એકને ચીનમાં જ રાખવામાં આવે અને બીજાને અમેરિકા લઇ જવામાં આવે તો એ બંને શરીરમાં તથા સ્વાભાવિક વલણોમાં સરખાંજ થવાનાં; પરંતુ ભાષા, પહેરવેશ અને વિચારોમાં તદ્દન જૂદાં પડી જવાનાં.

હવે વિચારવાનું છે કે વર્ણપાશમાંથી મળતું તત્ત્વ, સામાજિક સંસ્કારથી પ્રાપ્ત થતા તત્ત્વ કરતા કઇ રીતે જૂદું પડે છે? વર્ણપાશમાંથી મળતું તત્ત્વ શારીરિક વલણોનું મૂળ છે. કાળી ચામડીવાળી પ્રજાનું બાળક કાળું જ થવાનું, એના વાળનો રંગ, માથાનો ઘાટ, શરીરનું કદ વગેરે બધુ જ એની જાતિ જેવું જ થવાનું, વળી એની માનસિક શક્તિનું મૂળ વલણ પણ એ ત્યાંથી જ મેળવે છે. કમઅક્કલી માબાપનાં સંતાન ઘણીવાર એવાં જ નીકળે છે, તેજ પ્રમાણે અસાધારણ બુદ્ધિશાળી માબાપનાં બાળકો

ઘણીવાર તેવાં જ થાય છે. અનુવૃત્તિથી માત્ર શારીરિક ખીલવટ ઉપરાંત શક્તિઓ, વલણો, સ્વભાવ, ગ્રહણ શક્તિ વગેરે પણ આપણામા જન્મથી જ આવે છે.

સંસર્ગથી પ્રાપ્ત થતા, સામાજિક સંચારણથી એ બધી શક્તિઓને ઉત્તેજન મળે છે અને તેથી જ આપણે ભાષા બોલતાં, અમૂક જ પ્રકારના વિચાર તથા અભિપ્રાય બાંધતાં તથા મનોરથ ઘડતા શીખીએ છીએ. બીજા કોઈ નહિ અને આપણા જ દેશ ઉપર પ્રેમ રાખતા થઇએ છીએ. આપણી અંદર ગમે તે પ્રકારની શક્તિ રહેલી હોય, પરંતુ એને અમૂક કાર્યપ્રદેશમા રોકવાનું કામ તો સામાજિક સંચારણ વડે જ થાય છે.

કોઈવાર આપણે કહીએ છીએ કે આ બાળક જન્મથી જ સંગીતકાર છે, ત્યારે તેનો ખરો અર્થ એટલો જ કે એને યોગ્ય કેળવણી મળે તો એની સંગીતની શક્તિઓ બહુ જ જલદી ખીલી ઉઠે. એ પ્રમાણે જ આજન્મ કવિ, શિક્ષક, વકીલ, ચોર વગેરે હોઇ શકે. મારા ઓળખાણના એક કુટુમ્બના બધા જ છોકરાઓ ક્રિકેટની રમતમાં ખૂબ હોંશિયાર છે, ઘણા તો જાણીતા ખેલાડીઓ છે; પરંતુ એ છોકરાઓને ક્રિકેટની રમત શીખવવામાં જ ન આવત, અને ઉત્તેજન મળે એવી શાળા કે કૉલેજોમાં ન મોકલાવામાં આવ્યા હોત તો એમના એ કુદરતી વલણની કોઈને ખબર જ ન પડત.

હવે બીજો એક અગત્યનો પ્રશ્ન માણસના જીવનક્રમથી એનાં બાળકોમાં સંચારણ કરતી અનુવૃત્તિમાં ફેરફાર થાય કે કેમ. ધારો કે કોઇ માણસ આખી જીંદગી અભ્યાસ કરવામાં ગાળે, તો વર્ણ-પાશમા એવું કાંઈ તત્ત્વ આવે કે જેથી એના બાળકો વધારે બુદ્ધિશાળી બને ? વિચારકોનો અભિપ્રાય છે કે એ પ્રમાણે ફેરફાર નથી થતા. સાધારણ સરખી શક્તિવાળા બે ભાઈઓમાંથી એક ઓછું ભણે અને બીજો ઉંચી કેળવણી લઈ બુદ્ધિવિષયક કામ કરે; તો પણ બન્ને ભાઈઓનાં બાળકો બુદ્ધિમા સરખાંજ થાય. માણસનો

કપાય કે પગ ભાગી જાય તો એનાં બાળકો કાંઈ લૂલાં લંગડાં થતાં નથી. ચીનમાં કેટલીક સ્ત્રીઓના પગ ન્હાનપણથી બાંધી રાખવામાં આવે છે. છતાં નવી જન્મેલી બાળકીના પગ જો વધવા દેવામાં આવે, તો છૂટથી વધે છે. ( આપણા દેશમાં બધી જ છોકરીઓનાં નાક કાન વીંધવાનો રિવાજ, ગણાય નહિ એટલાં વર્ષોથી ચાલ્યો આવ્યો છે; પણ નવી જન્મેલી છોકરીઓનાં નાક કાન વીંધાયા વગરનાં જ હોય છે. ભા. ક. ) કોઈવાર કોઈ માંદગીમાંથી માણસ બહેરો થઈ જાય છે—તો તેથી કાંઈ તેનાં બાળકોમાં બ્હેરાપણું ઉતરતું નથી. ખરૂ જોતાં ઘણી શોધખોળ છતાં, હજી કોઈ નક્કી કરી શક્યું નથી કે આવી રીતે પ્રાપ્ત કરેલાં લક્ષણોનું ( માણસના જીવનક્રમને લીધે ઉત્પન્ન થએલાં લક્ષણો ) કદી વર્ણપાશ દ્વારા સંચારણ થઈ શકે કે નહિ.

સાધારણ રીતે મનાય છે કે, વર્ણપાશમાંથી ઉતરી આવતી અનુવૃત્તિ એવા પ્રકારની છે કે તેને આપણાં જીવનક્રમની કાંઈ અસર થતી નથી. ઝાડ જેમ ફળ ઉત્પન્ન કરે છે, તેમજ વર્ણપાશમાંથી પ્રજા ઉત્પન્ન થાય છે. જો ઉપલું કથન સાચું હોય તો, એનો અર્થ એજ થયો કે ભવિષ્યની પ્રજાને સુધારવા માટે, આ આપને કશું શીખવવું નકામું છે—કારણ કે અનુવૃત્તિમાં ફેરફાર થવા અશક્ય છે. પણ એનો અર્થ એવો તો નહિજ કે વર્ણપાશમાં આપણે ફેરફાર ન કરી શકીએ તેથી તેમાં ફેરફાર થતા જ નથી. કુદરતની દરેક વસ્તુની માફક વર્ણપાશમાં પણ ફેરફાર થાય છે જ, પણ તે કેવા પ્રકારના, તે આપણે બરાબર સમજી શકતા નથી.

ધારો કે આપણા જીવનક્રમની, અનુવૃત્તિ ઉપર કાંઈ અસર થતી નથી; છતાંએ, આપણે આડકતરી રીતે તો તેના ઉપર અસર કરી જ શકીએ. એને આપણે કુદરતની પસંદગી ( Natural selection ) કહીશું. દરેક વ્યક્તિના વર્ણપાશ ભિન્ન હોય છે, એક કુટુંબમાં પણ તે એક પ્રકારના નથી હોતા, તો વળી જુદા

કુટુંબોમાં તે કેટલા બધા જુદા હોય! તેજ પ્રમાણે જુદા જુદા દેશની જુદી જુદી પ્રજાઓના વર્ણપાશ તદ્દન જુદા હોય છે. (જો કે અસલ પૂર્વજો તો એકજ મૂળમાંથી આવેલા હશે) એટલે આપણે જાણી તો શકીએ કે અમુક માણસ કે કુટુંબનો વર્ણપાશ કેવા પ્રકારનો છે, અને તે પ્રકારના બાળકોની સંખ્યા વધારવી કે ઘટાડવી આપણા હાથમા છે; અને એ રીતે અમુક અનુવૃત્તિવાળા બાળકો આપણે વધારી કે ઘટાડી શકીએ.

ધારો કે એક જગાએ પાંચ હજાર હબસીઓ અને પાંચ હજાર ગોરાઓ રહે છે. બંનેના બાળકોની સરાસરી સંખ્યા સરખી જ રહે છે. હવે ધીમે ધીમે ગોરા બાળકોને વધારે સંખ્યામાં ઉત્પન્ન કરવામાં આવે અને હબસી બાળકોની સંખ્યા ઘટાડવામાં આવે તો ધીમે ધીમે હબસીઓની વસ્તી ઘટતી જાય. દર ત્રણ ગોરા બાળકે બે હબસી બાળકો થશે. પછી તેથી પણ ઓછા થતાં જશે અને ધીમે ધીમે હબસીઓની વસ્તી તદ્દન કમતી થઇ જશે. આજ પ્રમાણે ગોરા કાળાનો ભેદ ન હોય, બધી વસ્તી એક જ જાતની હોય, તો પણ તેમાં ઉંચા કે નીચા, ઉજળા કે શામળા, બુદ્ધિશાળી કે કમઅક્કલી એવા ભેદ તો હોયજ; અને એ લોકોના બાળકોનું જન્મપ્રમાણ ઓછુંવત્તું કરી આપણને જોઇએ તેવી પ્રજા આપણે થોડા વર્ષોમાં પ્રાપ્ત કરી શકીએ.

ઘણીવાર અમુક જાતની અનુવૃત્તિ ચાલુ રાખવામાં કુદરત પણ મદદ કરે છેઃ દાખલા તરીકે, સરહદના પ્રાન્તોમાં ભૌગોલિક તેમજ રાજકીય દષ્ટિથી વધારે મજબુત પ્રજાની જરૂર છે. એ લોકોની ખડતલ જીન્દગીની અસર તો એમના વર્ણપાશ ઉપર ન જ થાય, પણ એવી લડમારીમાં નબળી પ્રજા મરી જાય છે, અને એ રીતે તેઓ પોતાની નબળાઈનો વારસો ભવિષ્યની પ્રજાને આપી શકવા જીવતાં જ નથી; અને આ મજબુત લોકો જીવતાં રહે છે. તેથી તેમનાં વારસો પણ તેવાં જ બને છે. આને કુદરતની પસંદગી કહે

છે. જીવવાને જે સૌથી લાયક હોય તે જ જીવે છે. ( Survival of the fittest ) આ પદ્ધતિ વડે ઘણાં ફેરફારો કરી શકાય. કાળી અને ધોળી પ્રજા વચ્ચેના વર્ણભેદનું કારણ ગોખવું બહુ રહેલું છે. બન્ને પ્રજાઓ મૂળે એક જ પૂર્વજોમાંથી ઉતરી આવેલી છે. આ રંગભેદનુ કારણ પણ ( Natural selection ) કુદરતની પસંદગીના સિદ્ધાન્ત ઉપર જ રચાયલું છે. કાળાશ પડતી ચામડીવાળા લોકો તાપ તડકો સહન કરવાની શક્તિવાળા હશે, અથવા તો ( Tropics ) ઉષ્ણકટીબંધમાં થતા રોગ ઇત્યાદિ વધારે સહન કરી શકે એવા હશે; એટલે એવી આબોહવામાં એ જાતની અનુવૃત્તિ વધવાની. આપણે જોઈએ છીએ કે કેટલાંક પશુઓની ચામડીનો રંગ એમને જીવાડવામાં મદદરૂપ થઈ પડે છે. ઘણાંખરાં પશુપક્ષીઓ પોતે જે ઝાડ પાંદડામાં વસતાં હોય છે, તેના જેવો જ તેમનો રંગ હોય છે; એથી કરીને આસપાસના ઝાડપાંદડામાં સંતાઈ એઓ દુશ્મનથી પોતાની જાતનું રક્ષણ કરી શકે છે.

ડાર્વિનનું પણ માનવું હતું કે કુદરતની પસંદગી વડે જ આખરે વૃક્ષ, પશુઓ વગેરે પોતાના સ્થાનની આબોહવાને અનુકૂળ થઈ શક્યા છે. આ બાબતમાં વાચકો ઉંડા ઉતરવા માગતા હોય તો ડાર્વિનના Origin of Species ( ઉપજાતિની ઉત્પત્તિ ) ના પહેલાં છ પ્રકરણો હું વાંચવાની ભલામણ કરૂં છું; અને એજ લેખકના Descent of Man ( મનુષ્યનો અવતાર ) નામના જાણીતા પુસ્તકમાં ઉપલા વિચાર તથા સિદ્ધાન્તોથી એણે માનવ જાતિની વિભૂતિ સમજાવી છે.

પાળેલાં જાનવરો પાસે આપણે ધારીએ તેવાં બચ્ચાંઓ ઉત્પન્ન કરાવી શકીએ છીએ; તો કંઈક તેવી જ રીતે આપણે મનુષ્યોની પણ પસંદગી કેમ ન કરી શકીએ. સુપ્રજનનનું ( Eugenics ) નવું શાસ્ત્ર હાલ નીકળ્યુ છે. એનો હેતુ પ્રજાને સુધારવાનો છે. ઇચ્છવાયોગ્ય પ્રજાને વધારવી અને ન ઇચ્છવાયોગ્ય પ્રજાને ધીરે ધીરે નાબુદ કરી દેવી એ આ શાસ્ત્રનો ઉદ્દેશ છે. આમાં

ઘણી મુશ્કેલીઓ તો છે જ; અને કેટલે અંશે સફળતા મળશે, તે પણ કહી શકાય એવું નથી. સૌથી પ્રથમ તો બધાં બાળકોની વૈજ્ઞાનિક વૈદકીય તપાસ થવી જોઇએ, તે ઉપરથી ખબર પડે કે કેટલાં બાળકો કમઅક્કલ છે, અથવા કેટલાં છેક જ બુદ્ધિહીન છે. પછી એવાં બાળકોના કુટુંબનો ઈતિહાસ તપાસી નક્કી કરવું જોઈએ, કે બાળકોની ખામીઓ વંશપરંપરાથી ઉતરી આવેલી છે કે નહિ. જો એ ખામીઓ વંશપરંપરાની માલમ પડે, તો એ બાળકો મોટાં થાય ત્યારે, એમને નવી પ્રજા ઉત્પન્ન કરતાં અટકાવવાં જોઈએ, જેથી એમની બુદ્ધિહીનતાનો વારસો આગળ ન વધે. અત્યારના જમાનામાં તો સમાજની બેદરકારીને લીધે જ એવાં સંખ્યાબંધ બાળકો ઉત્પન્ન થતાં જ જાય છે, અને સમાજને નુકશાન પહોંચતું જ રહે છે. એથી ઉલટું શિક્ષિત અને સારી સ્થિતિનાં માબાપોનું વલણ (ખાસ કરીને પશ્ચિમના દેશોમાં) બાળકોની સંખ્યા મર્યાદિત રાખવા તરફ છે. આને ઘણીવાર વંશહત્યા કહે છે. આમ સંતાનોની સંખ્યા મર્યાદિત કરવાનું મૂળ કારણ શું હશે, તે તપાસીએ. દ્રવ્યથી પ્રાપ્ત થતી મોજ મજાની (૧) આકાંક્ષા, આ માટે કેટલેક અંશે જવાબદાર છે. વળી સમાજમાં આગળ આવવાની, (૨) મહત્વાકાંક્ષા તથા પોતાની જાતના અધિક વિકાસની, (૩) ઈચ્છાને લીધે પણ માબાપો પોતાનાં સંતાનોની સંખ્યા મર્યાદિત કરવા ઇચ્છે છે. છેલ્લાં બે કારણો ખરેખરાં મહત્વનાં છે. આને લીધે જ પશ્ચિમના દેશોમાં સ્ત્રી પુરુષો લગ્ન કરવું બને ત્યાં સુધી મુલતવી રાખ્યા કરે છે. અને લગ્ન પછી થોડાં જ સંતાનોની ઈચ્છા રાખે છે. સમાનતાવાદી (Democratic) દેશોમાં આ વલણ વધારે પ્રમાણમાં જણાય છે, તેથી એમ કહી શકાય કે, સમાનતાવાદ (Democracy) બાળકોની જન્મ સંખ્યા ઉપર કાપ મૂકે છે.

અનુવૃત્તિનો સંચય ચાલુ રાખવા માટે દર કુટુંબ દીઠ ચાર બાળકોની જરૂર પડે; કારણ કે આ ચારમાંથી કદાચ કોઈ મરી

જાય, કદાચ ન પરણે અથવા કદાચ પરણ્યાં છતાં તેને સંતતિ ન થાય; તો બાકી રહેલાં બાળકો મોટાં થઈ પોતાની વંશપરંપરાની અનુવૃત્તિ પોતાના સંતાનોને વારસામાં આપતા જાય. પશ્ચિમના દેશોમાં ઉચ્ચ ગણાતો વર્ગ પોતાના આ (યોગ્ય બાળકોને જન્મ આપવાના) હિસ્સામાં બહુ પછાત પડી ગયો છે, અને જો આપણે એમ માનીએ કે ઉચ્ચ વર્ગો વધારે ઉંચી કોટીના બાળકોને ઉત્પન્ન કરી શકે છે, તો પશ્ચિમના દેશોમાં ઉંચી કોટીની પ્રજા ક્ષય પામતી જાય છે. ત્યારે એ વર્ગોએ સંતાનની સંખ્યા વધારવી ઇષ્ટ નથી? એ વર્ગોને આ બાબત ભારપૂર્વક સમજાવી ન શકાય? ધારો કે એ વર્ગોમાંથી ચઢીઆતા બાળકો નથી પેદા થતા, તો પણ કદાચ એમનું જોઇને મધ્યમ વર્ગોમાં પણ એ વલણ ફેલાય એવો સંભવ તો છે જ. ફ્રાન્સમાં તો અત્યારે બધા વર્ગોમાં નાનાં નાનાં કુટુંબો થઈ ગયાં છે. અમેરિકામાં ગોરી પ્રજા કરતાં હબસીઓની સંખ્યા ઘણી જ મોટી થતી જાય છે, ફક્ત હબસીઓનું મરણ પ્રમાણ એટલુ જ મોટું હોવાથી—અમેરિકામાં તે લોકોની વસતી અતિશય વધી શકતી નથી. કેટલાક સમાજશાસ્ત્રીઓ વધારે દૂર નજર દોડાવી એમ ગણત્રી કરે છે કે ચીની વગેરે પીળી પ્રજામાં સંતાન ઉત્પત્તિનુ પ્રમાણ જોતાં એમ ભય રહે છે કે ગોરી પ્રજા અને તેમની સંસ્કૃતિ ઉપર પીળી ચામડીના લોકોની જીત થશે.

આપણાં જીવનની રહેણીકરણીના સુધારા આપણી અનુવૃત્તિ ઉપર કંઈ ફેરફાર કરી શકતા નથી એ વાત ખરી છે, એમ તો નજ કહેવાય કે એ સુધારા સુપ્રજનન શાસ્ત્ર કરતાં ઓછા ઉપયોગી છે. ખરૂ જોતાં આપણે સાધારણ રીતે જેને પ્રગતિ કહીએ છીએ તેને તો અનુવૃત્તિના ફેરફારની જરૂર જ નથી પડતી, કારણ કે તે તો જ્ઞાન, કળા તથા બીજી સામાજિક સંસ્થાઓની ખીલવટ ઉપર આધાર રાખે છે, એટલે એમાં વર્ણપાશના ફેરફારને સ્થાન જ નથી.

અનુવૃત્તિમાં કાંઈ પણ સુધારો કર્યા વગર પણ કેળવણીનો પ્રચાર, ગુલામગીરીની નાબૂદી, મોટરકારની બનાવટ, સમાજ અથવા પ્રજાનું રક્ષણ, યુદ્ધની નાબૂદી વગેરે બધું થઈ શકે છે. છતાં પણ ઉચ્ચ પ્રકારની અનુવૃત્તિથી જરૂર આ પ્રગતિ વધારે જલદી તો થઈ જ શકે, કારણ કે તે સંજોગોમાં લોકનેતાઓ વધારે બુદ્ધિશાળી હોય. પ્રજાની અનુવૃત્તિ ઉતરતી કોટીની થતી આવે છે, એવો જે ભય રખાય છે, તેનું કારણ એ જ કે તેને લીધે પ્રગતિની ગતિ ધીમી ચાલે છે, અને કદાચ આગળ જતા સમૂળગી બંધ થઈ જાય. સામાજિક સુધારણા અને સુપ્રજનન શાસ્ત્ર બન્નેએ એક બીજાને પડખે રહી ચાલવું જોઈએ.

આપણું વ્યક્તિગત જીવન જ્યાં શરૂ થાય છે, ત્યાં અનુવૃત્તિનાં અને સામાજિક મૂળતત્ત્વો એકત્ર થઈ જાય છે, અને તે બન્નેનું ભિન્નત્વ નાશ પામે છે. માણસની કોઈ પણ ક્રિયા માત્ર અનુવૃત્તિને લીધે અથવા માત્ર સામાજિક સંસ્કારને લીધે થતી નથી, કારણ કે દરેક વસ્તુ ટેવ અને અનુભવનાં સંમિશ્રણને આધારે બનેલી હોય છે. અનુવૃત્તિ અને વાતાવરણ એ બન્ને તો ખરું જોતાં મનુષ્યના જીવનમાં એવા એકાકાર થઈ ગએલાં છે કે એમને જુદાં પાડવાનો પ્રયત્ન મિથ્યા છે. આ વસ્તુનો ખરેખરો અભ્યાસ કરવો હોય તો તેનો પાછલો ઇતિહાસ બહુ ઊંડા ઉતરીને તપાસવો જોઈએ. કેટલાક લોકોની એવી ભૂલભરેલી માન્યતા છે કે માણસને સામાજિક સંસ્કારથી પ્રાપ્ત થએલા વલણો બાદ કરી ચોક્ખાં અનુવૃત્તિનાં વલણો તારવી શકાય, પણ ખરું જોતાં આ વસ્તુ શક્ય નથી.

પાશવ અને સામાજિક વારસાઓના ઐક્યનો સારો દાખલો લેવો હોય તો મનુષ્યની વાચાનો દાખલો લેવા જેવો છે. એનું મૂળ અવાજ માટેનાં શરીરના અમુક અવયવોમાંથી શરૂ થાય છે, વળી તે અવયવોનો ઉપયોગ કરવાનું મન પણ આપણને અમુક વંશ-પરંપરાના સ્ફુરણને લીધે થાય છે. એવો ઉપયોગ બહેરા-મુંગાઓ

પણ કરવા પ્રયત્ન કરે છે. બીજા માણસો સાથે સંસર્ગમાં આવવાની આપણને જરૂર જણાય છે. પણ વ્યક્ત ઉચ્ચારણ તો સંસર્ગને લીધે પ્રાપ્ત થાય છે, એ આપણે આજુબાજુના લોકો, વાતાવરણ વગેરે પાસેથી શીખીએ છીએ. આ ઉપરથી ચોકખું જણાશે કે વાચા એ–સમાજ પ્રાણીવિદ્યા સંમિશ્રિત કૃતિ(Socio–biological function) છે. એ જ પ્રમાણે મહત્વાકાંક્ષા અને આપણાં બીજા બધાં સામાજિક સ્ફુરણોનું સમજવું. આપણી જાતનું પ્રતિપાદન કરવા, આપણે સૌ જન્મ્યા છીએ. હવે આપણે તે કામ સૈનિક તરીકે, માછીમાર તરીકે, રાજદ્વારી પુરૂષ તરીકે, વેપારી તરીકે કે ગમે તે રીતે પાર પાડીએ, તેનો આપણને સામાજિક ઘટના તરફથી મળેલી તક ઉપર આધાર રહે છે.

અનુવૃત્તિ અને સામાજિક સંચારણને પરસ્પર વિરોધી ગણવાં તે બરાબર નથી. સાધારણ રીતે એ બન્ને એક બીજાની ન્યૂનતા પૂરી કરનારાં છે. બન્નેને પોતપોતાનાં કાર્ય કરવાનાં છે, અને એમાંથી એકને બીજા વગર ચાલી શકતું નથી. હવે આ બેમાંથી કયું વધારે બળવાન છે? કયુ વધારે મહત્ત્વનું છે? આવા પ્રશ્નો અર્થહીન છે. આવા સવાલો પુછનારને આ વિષેની કાંઈ ગમ નથી, એમ જણાય. કુટુંબમાં માતાની વધારે જરૂર છે કે પિતાની એના જેવો આ પ્રશ્ન લેખાય. એમાંથી એકકે વગર ચાલી શકે એમ નથી, તે બન્ને અતિશય મહત્વનાં છે, બન્નેનાં કાર્યપ્રદેશ પણ જુદા જુદા છે તેથી તેની સરખામણી પણ ન જ થાય. ત્યારે શું આ બધાનો સરવાળો એટલો જ આવ્યો, કે અનુવૃત્તિ અને સંચારણનો સંબંધ શોધવો નિરર્થક છે? નહિ જ. ખરી વાત છે કે એ બન્ને એક બીજા ઉપર આધાર રાખે છે, અને પરસ્પર ખોટ પૂરનાર છે, પણ આપણને સાધારણ રીતે ખબર પડતી નથી કે એ બન્ને શો શો ફાળો આપે છે, એટલે સુધારાની અપેક્ષા વર્ણપાસ દ્વારા રાખવી કે સામાજિક અમર દાગ તે સમજણ ન પડે.

અમેરિકા અને જાપાનની પ્રજા વચ્ચે ખૂબ ભિન્નતા છે. ભાષા, ધર્મ, નીતિના ધોરણ વગેરેની ભિન્નતા તો ભાજે ખુલ્લે ખૂલી સામાજિક સંચારના પરિણામ રૂપે છે, અને અમુક પ્રકારની કેળવણીથી તે ફેરવી શકાય છે હવે શરીરનું કદ, ચામડીનો રંગ, આંખનો આકાર વગેરે તો ચોકખા વંશપરંપરાથી ઉતરી આવેલા છે, અને ગમે તેટલી કેળવણી કતા બદલી શકાતા નથી પરંતુ વંશપરંપરાથી મળેલો દેહઘાટ, વગેરે અતિશય મહત્ત્વના નથી, વંશપરંપરાથી મળેલો સ્વભાવ, શક્તિ, અને લાગણીઓ એ બહુ મહત્ત્વના છે આ જ વલણોને લીધે જુદી જુદી પ્રજાઓમા રાગદ્વેષ પેદા થાય છે, અને એક પ્રજા બીજી કરતા ચઢીઆતી કે ઉતરતી બને છે આ પ્રશ્ન બહુ મહત્ત્વનો છે, પરંતુ તેનો નિકાલ કેમ લાવવો તે શોધવુ મુશ્કેલ છે. અમેરિકામા હબસી કોમ ઘણી છે આ હબસીઓની હીણ સ્થિતિ સુધારવા શુ કરવુ? કેળવણી અને સામાજિક વાતાવરણના ફેરફારને લીધે કેટલો સુધારો થશે, અને એ કોમના વર્ણપાશમા ફેરફાર કરવાથી કેવો તફાવત પડશે? આ સુચના નિકાલ ઉપર જ હબસી તથા ગોરા લોકોના પ્રશ્નનો આધાર રહેલો છે ગુન્હેગારોનો પ્રશ્ન પણ આવી જ જાતનો છે. ગુન્હાનો અટકાવ કરવામા કેળવણી કટને દરજ્જે મદદગાર થઇ શકે? ગુન્હેગાર વર્ગમા પણ વંશવૃદ્ધિ અટકાવવાનો પ્રયત્ન કરવો કે નહિ? એ જ પ્રમાણે પ્રતિભાશાળી મનુષ્યોની બાબત વિચારવાની છે એવા સમ્પ્યાબધ્ધ માણસોની સમાજમા બહુ જરૂર છે કેળવણીથી એ કામ સરશે? સુપ્રજનન શાસ્ત્રનો શોધક ગૅાલ્ટન કહે છે કે પ્રતિભાશાળી મનુષ્યોએ જેમ બને તેમ વધારે બાળકોને ઉત્પન્ન કરવા જોઇએ આવી જાતના ગુચવણભરેલા પ્રશ્નો ઉપસ્થિત થયા કરે છે મનુષ્ય જીવન કેમ કરતા સુધરે એ પ્રશ્નનો વિચાર કરતા ઉપના પ્રશ્નો ઉભા થાય છે પણ એનો નિકાલ આવતો નથી અત્યારે તો આપણે વર્ણપાશ તેમજ સામાજિક ક્રમ બનેને સુધારવાનો પ્રયત્ન કરી શકીએ

વર્ણપારા દ્વારા અનુવૃત્તિનુ સચારણ મનુષ્યમાં તેમજ બીજા પશુઓમાં સરખું જ થાય છે. છતાં એ સંચાર પામતાં લક્ષણોમાં (જે જન્મ વખતે જ દેખાઈ આવે છે તેમા) બહુ તફાવત છે. આ તફાવત મુખ્યત્વે કરીનિ ગ્રહણશીલતાનો છે માનવ બાળકની માનસિક સામગ્રી એવા પ્રકારની ગ્રહણશીલ હોય છે, કે એને કેળવણી મળ્યા વગર તે જોઈએ તેવી ખીલી શકે નહિ હવે પશુઓની માનસિક સામગ્રી પ્રમાણમાં વધારે નિર્ણિત હોય છે, અને નહિ જેવી કેળવણી વડે જ તે તેમની જીદગીમાં ઉપયોગી થઈ પડે છે.

માણસ અને જનાવર વચ્ચેનો આ ભેદ બહુ મહત્ત્વનો છે તેથી એકવાર તે બરાબર સમજી લેવો જરૂરી છે. નવું જન્મેલુ મરઘીનુ બચ્ચુ દોડી શકે છે, ચાંચથી અનાજના ઝીણા કણ ઉપાડી શકે છે અને પોતાનું જીવન નિભાવી શકે છે, એ બચ્ચાની મા એને આ કશુ શીખવે નહિ તોપણ કુદરતી રીતે તે એટલુ કરી શકે છે. આની સરખામણી માનવબાળક સાથે કરીએઃ આપણુ બાળકને ચાલતાં શીખતાં જ બાર મહિના તો થાય છે, અને પોતાના જીવનનો નિભાવ કરવા પૂરતુ શીખતાં એને વર્ષોના વર્ષો નીકળી જાય છે અલબત એ જન્મથી જ પેટ ભરવા માટે, દુધ પીવાની રીત શીખીને આવે છે, પણ એ તો બાળક બીજુ કાઇ શીખી શકે, ત્યાં સુધી એને ટકાવી રાખવા પૂરતી જ રીત છે. માનવ બાળકને જનાવરના બચ્ચાં કરતાં કેળવણી ઉપર બહુ વધારે અવલબવું પડે છે.

આ ઉપરથી આપણે જોયુ કે ગ્રહણશીલ છતાં, અનિશ્ચિત માનવ—અનુવૃત્તિનો પ્રકાર બહુ લાંબું અને અસહાય બાલપણ ભોગવે છે, બાળકની અસહાયતા, એ જ કુટુંબની સંસ્થાનુ મૂળ કારણ છે. કુટુંબનુ મુખ્ય કામ બાળ રક્ષાનુ જ છે. જે જનાવરો જન્મથી જ બધુ શીખીને અવતરે છે, તેમનામાં કુટુંબની સસ્થા હોતી નથી; અને જે પશુપક્ષીઓમાં બચ્ચાઓને અનુવૃત્તિથી ગ્રહણશીલતા જ મળેલી હોય છે, તેમનામાં કોઈક પ્રકારની કુટુંબ સંસ્થા માલમ પડે.

છે. બીલાડી પોતાનાં બચ્ચાંને ઘણા મહિનાઓ સુધી સાચવે છે, અને એ રીતે એ બચ્ચાંઓ પોતાની માના દાખલા અને શિક્ષણનો થોડે ઘણે અંશે લાભ મેળવે છે.

આ ગ્રહણશીલતાનો અર્થ એ જ કે પશુઓની જીવનક્રિયા સમજાવી અને નિર્ણિત હોય છે; અને મનુષ્યની જીવનક્રિયા ભિન્ન ભિન્ન પ્રકારની તથા ફેરફારને અવકાશ આપતી હોય છે. મનુષ્યનો કાર્યપ્રદેશ એટલો બધો વિશાળ અને ગુંચવણભર્યો છે કે એને માટે કોઈ જાતનુ નિર્ણિત યંત્ર કામ જ ન લાગે. એ કાર્યપ્રદેશમાં મહાન ફેરફારોને પણ અવકાશ રહે છે. મનુષ્યની બાબતમાં તો, અનુવૃત્તિ,–માત્ર ખીલવી શકાય, અનુભવથી તેમજ જીવનની જરૂરીઆત પ્રમાણે દોરી શકાય એવી—અનિશ્ચિત શક્તિઓ જ આપી શકે.

અત્યારે ઝાડની સુકાઇ ગએલી ડાળી ઉપર જાળ બાંધી બેઠેલો કરોળીઓ મારી સામે હું જોઉં છું. એની દૃષ્ટિમર્યાદામાં અન્તરાયરૂપ ઝાડનાં પાંદડાં, અત્યારે એને નડતાં નથી. થોડીવારમાં પાસે ઉડતા એક મચ્છર તરફ કરોળીઓ ધસારો કરે છે, એને પકડીને પાછો પોતાને સ્થાને જાય છે. જીવનનો નિર્વાહ કરવાની આ એની રીત છે. આ કામ એણે હંમેશ કર્યું છે, અને મરણપર્યન્ત એ કર્યા જ કરવાનો. બીજા હજારો અને લાખો કરોળીઆઓ એજ પ્રમાણે પોતાનો નિર્વાહ કરે છે. આ જ રીતે એમની જાતિના તમામ જન્તુઓએ હજારો વર્ષથી નિર્વાહ કર્યો છે. વર્ણપાસમાંથી આ જીવો એ કામ માટે શક્તિ મેળવે છે. મચ્છર પકડવા સતત ચોકી કરતી આંખો, મચ્છર પકડવાની રીત, પકડયા પછી એને મારી નાંખવાની રીત, એ બધું કરોળીઆઓ બીલકુલ શિક્ષણ વગર અને બહુજ થોડા મહાવરાથી શીખી જાય છે. કરોળીઆના જેવીજ મનુષ્યને પણ કુદરતી ભૂખ લાગે છે, અને એના શરીરમાં પણ સ્વાદના, ચાવવાના, ગળી જવાના તથા પાચન માટેના અવયવો હોય છે. પરંતુ ખોરાક પ્રાપ્ત કરવાની રીત દરેક માણસની દરેક કાળમાં જુદી

હોય છે. ઘણાખરા માણુસો ધંધો કરી ખોરાક મેળવે છે. આપણા બાપદાદાઓ કલ્પી પણ ન શકે એવા ધંધા અત્યારના જમાનામાં લોકો કરે છે

મનુષ્યોની અને જનાવરોની ગ્રહણશીલતામાં ફેર તો છે જ, પણ તે સ્પષ્ટ રીતે બતાવી શકાય એવો નહિ માણસોની પ્રવૃત્તિઓ પહેલેથી નક્કી કરેલી હોતી નથી ઘોડા, કુતરા, હાથી વગેરે ઉંચી જાતના જનાવરોની ગ્રહણશીલતા બહુ દેખીતી છે, અને એ જનાવરો તો સમાજમાં થતા ફેરફારોમાં પણ હિસ્સો આપે છે કુતરો ગાડી હાંકે છે, ખોવાયના માણસને શોધી કઢાડે છે, સરકસમાં ખેલ કરે છે, બીજી તરફ જોઈએ તો મનુષ્યની અમુક પ્રવૃત્તિઓ–દાખલા તરીકે, શ્વાસોચ્છવાસ, બહુ નાના બાળકોનું રડવું (પગ મજબુત થયા પછી શીખવ્યા વગર પણ બાળક ચાલી શકે છે)–અનુવૃત્તિથી જ આમ થએલી હોય છે

મનુષ્યની જીંદગીના પ્રેરણાબુદ્ધિનું સ્થાન ચર્ચવાનો હવે સમય આવ્યો છે એ ચર્ચામાં મનુષ્ય અને પશુઓ વચ્ચેનો સંબંધ સમાએલો છે, એટલું જ નહિ પણ નિર્ણિત અને ગ્રહણશીલ પ્રતિક્રિયાઓનો, પરસ્પર સાથેનો સબંધ પણ તેથી સમજાશે પ્રથમ તો પ્રેરણાબુદ્ધિની વ્યાખ્યા વિષે જ ખુબ મતભેદ છે કેટલાક એને અનુવૃત્તિના વર્તનની પરિમિત પદ્ધતિ કહે છે (ખીસકોલી જમીનમાં શીંગ દાટે છે એ જાતનું) બીજા લોકોની વ્યાખ્યા વધારે વિશાળ અને વધારે અસ્પષ્ટ છે પ્રેરણાબુદ્ધિની વ્યાખ્યા માટે આ મતભેદ શાથી પડ્યો, એ તપાસીએ.

પશુઓના જીવનમાં કોઈએ શીખવી ન હોય એવી પરિમિત પદ્ધતિનું વર્તન નજરે પડે છે. માણસે જીવનમાં ગ્રહણ કરેલી શક્તિઓ કરતા આ તદ્દન જુદું જ હોવાથી પ્રથમ એને પ્રેરણાબુદ્ધિ એ નામ આપવામાં આવ્યું. Origin of species નામના પુસ્તકમાં ડાર્વિન કહે છે કે, ' હું પ્રેરણાબુદ્ધિની વ્યાખ્યા આપવાનો પ્રયત્ન નહિ કરૂ

સૌ કોઈ જાણે છે કે એજ પ્રેરણાબુદ્ધિથી કોયલ પોતાનાં ઇંડાં બીજા પક્ષીના માળામાં મૂકે છે. જે કામ આપણે કરવું હોય તો આપણને અનુભવ જોઇએ, તેજ કામ જ્યારે બહુ ન્હાનાં પશુપક્ષીઓ, બીલકુલ બીન અનુભવી છતાં, પોતાના એ કામનો ઉપયોગ પણ સમજ્યા વગર કરે છે, ત્યારે તે પ્રેરણાબુદ્ધિથી થએલું કહેવાય છે. પણ આ સર્વ લક્ષણો સર્વવ્યાપી નથી, એમ હું બતાવી શકું."

ઉપલા અર્થમાં પ્રેરણાબુદ્ધિ શબ્દ લઇએ, તો મનુષ્યનાં બહુ થોડાં કાર્યો તે બુદ્ધિથી થાય છે, એમ કહી શકાય. પણ જ્યારે સંશોધકોએ મનુષ્યના વર્તનનો ઉત્ક્રાન્તિવાદના દૃષ્ટિબિન્દુથી અભ્યાસ કરવા માંડ્યો, ત્યારે તેમને જણાયું કે મનુષ્યનાં ઘણાં કાર્યો, જો કે ચોકખાં પ્રેરણાબુદ્ધિથી થએલાં નથી, છતાં તે કાર્યોનો પ્રેરણાબુદ્ધિ સાથે ઐતિહાસિક સબંધ હોય છે. તેથી એ બાબતમાં માણસ અને પશુ વચ્ચેનો ભેદ બહુ અસ્પષ્ટ છે. વળી જો કે આપણું બાહ્ય વર્તન અનુવૃત્તિને લીધે થતું નથી છતાંએ, આપણને અન્તરનો આવેશ, અને વલણ હોય છેજ, અને તેની આપણાં વર્તન ઉપર બહુ સચોટ અસર થાય છે. ત્યારે હવે પ્રશ્ન એટલોજ રહ્યો કે આ પ્રમાણે અનુવૃત્તિના આવેશ, અને વલણોથી દોરાએલા માનવ વર્તનને પ્રેરણાબુદ્ધિ કહેવાય કે નહિ?

ઉપલા સવાલનો હકારમાં જવાબ દેનારા કહેશે કે ભૂખ, ભય, ગુસ્સો કે જાતિય આકર્ષણથી દોરાઈ માણસ વર્તે છે, ત્યારે તેનું વર્તન પ્રેરણાબુદ્ધિથી દોરાઇને થએલું ગણાય–પછી ભલે તે આવેગને માણસ ગમે તે નવીન પ્રકારે વ્યક્ત કરે. ઉપલા જ પ્રશ્નનો નકારમાં જવાબ આપનારા દલીલ કરશે કે એ વર્તન પ્રેરણાબુદ્ધિથી થયું નથી, કારણ કે અનુવૃત્તિની યંત્રક્રિયા વડે તે આગળથી નક્કી થએલું હોતું નથી. વર્ણપારશમાંથી જે વર્તનનું સંચારણ થાય, તેને જ. એ લોકો પ્રેરણાબુદ્ધિ કહે છે. આથી પ્રેરણાબુદ્ધિના કાર્યપ્રદેશ માટે આટલો મતભેદ રહે છે. સારો રસ્તો એ છે કે મનુષ્યનાં ઘણાંખરાં

કામો માટે ' પ્રેરણાબુદ્ધિ ' એ શબ્દ ન જ વાપરવો. પશુઓના જેવી નિર્ણિત પ્રેરણાબુદ્ધિ માણસોની હોતી નથી, તેથી માણસની બાબતમાં ' પ્રેરણાબુદ્ધિનો આવેગ ' એ શબ્દ વાપરવો ઠીક પડશે, કારણ કે આપણા કાર્યમાં આવેગનો અંશ છે, તેમાં તો અનુવૃત્તિનું તત્વ છે જ.

આપણે આ નવું નામ આપીએ તોપણું પ્રેરણાબુદ્ધિનો આવેગ એ શુ છે, અને તે શું કામ કરે છે તે બાબત ઉપર પણ એકમત ભાગ્યેજ થશે. આનું કારણ એ છે કે આ બાબતમાં આપણો અનુભવ ગમે તેટલો હોય છતાં તે અનુભવ અસ્પષ્ટ છે, અને તેની વ્યાખ્યા આપવી કે વર્ગીકરણ કરવું એ સહેલું નથી. પ્રેમના ઉભરાનો વિષય સાહિત્યમાં તેમજ વાતચિતમાં હદપાર ચર્ચાએલો છે; એ લાગણી આપણે ઘણાખરાએ અનુભવી હશે, અથવા બીજામાં જોઈ હશે, અને આપણે એ બાબતમાં જે જાણીએ છીએ તે બીજા લોકોને જણાવવા પણ આપણે ખુશી છીએ, છતાં એ વૃત્તિ અનુવૃત્તિની છે કે અનુભવથી પ્રાપ્ત થએલી, તે આપણે કેવી રીતે કહી શકીએ? આ પ્રશ્નો ઘણા ગૂઢ છે અને કદાચ હમેશ એવાજ રહેશે. ભય, ક્રોધ, દુઃખ વગેરે વિષે પણ આવી જ જાતના પ્રશ્નો ઉઠે છે. આ પ્રશ્નોનો નિકાલ આણવા પુસ્તકો લખાયાં છે, પણ તેમાં દરેક લેખકનો અભિપ્રાય જુદો પડે છે, અને કોઈનો અભિપ્રાય નિર્ણયાત્મક નથી.

આપણી પ્રેરણાબુદ્ધિના આવેગના લગભગ અડધો ડઝન વલણો બીજા માણસોને લાગુ પડે એવાં હોઈ સામાજિક કહી શકાય એવાં છે. સૌથી પહેલો દાખલો લઈએ તો ક્રોધ અથવા ભય, માતાનો પ્રેમ, પુરુષ અને સ્ત્રીનો પરસ્પર પ્રેમ, સત્તાની લાલસા, આ સર્વેને આપણે પ્રેરણાબુદ્ધિ તરીકે સ્વીકારી શકીએ, તેનાં કારણો નીચે પ્રમાણે છે—

૧. બારીકીથી તપાસ કરતાં, નવલકથાનાં પુસ્તકો વાંચવાથી, તથા માનસશાસ્ત્રના અભ્યાસ ઉપરથી જણાય છે કે મનુષ્ય જાતિમાં

પ્રેરણાબુદ્ધિના આવેગનાં વલણો સર્વવ્યાપી છે; જો કે એ સર્વવ્યાપી છે માટે પ્રેરણાબુદ્ધિનાં છે, એમ પુરવાર થતું નથી; કારણ સામાજિક સંચારણને લીધે પણ તે સર્વવ્યાપી તો થઈ શકે.

૨. આ વલણો શારીરિક પ્રતિક્રિયા સાથે સબંધ ધરાવે છે, તેથી તે પ્રેરણાબુદ્ધિના હોવા જોઈએ. એમાંના ઘણાંખરાં સર્વ મનુષ્યોમાં જણાય છે, એટલું જ નહિ પણ વાંદરાઓમાં પણ તે નજરે પડે છે, દાખલા તરીકે મુઠીઓ વાળવી, ગુસ્સામાં દાંતીઆ કરવા વગેરે. ડાર્વિને 'Expression of the Emotions' માં આ વિષે ચર્ચા કરી છે, પરંતુ એનું માનવું એવું હતું કે ટેવના પરિણામો અનુવૃત્તિથી ઉતરી આવી શકે છે; તેથી જોઈએ તેવી સ્પષ્ટતાથી તેણે અનુવૃત્તિ અને સામાજિક સંચારણ વચ્ચેનો ભેદ દેખાડયો નથી.

૩. આ વલણો ઉત્ક્રાન્તિવાદમાં એટલા ઉંડા મૂળ નાંખીને બેઠેલાં છે, કે તે પ્રેરણાબુદ્ધિના ન હોય તો જ નવાઈ. મનુષ્યનો ક્રોધ બીજા જનાવરોના ક્રોધને મળતો જ છે. એ જ પ્રમાણે ભય. આ પ્રેરણા બુદ્ધિના આવેગો અમુક ક્રિયા નિર્ણય કરી આપતા નથી, પરંતુ આપણા વાતાવરણને લગતા અમુક કામોમાં, આપણી શક્તિઓને કેટલેક દરજ્જે વહેવડાવે છે.

આ તો બહુ સ્પષ્ટ જણાઇ આવતાં અનુવૃત્તિનાં વલણોની વાત થઈ. આવાં જ કે આના કરતાં ઘણાં વધારે અસ્પષ્ટ, અને અચોક્કસ એવાં બીજાં અનેક વલણો છે. વળી આ બધાં વલણોની ખીલવટ બહુ ઝડપથી થાય છે, તેમાં ફેરફાર પણ જલદીથી થાય છે, અને સામાજિક અનુભવ પણ એની સાથે ગુંથાઈ જાય છે, અને અંદર જાત જાતની લાગણીઓ વગેરે ભળે છે, અને સામાજિક જીવન જેમ બદલાતું જાય છે, તેમ એ સર્વપણ બદલાતાં જાય છે, તેથી એનું સ્પષ્ટીકરણ થઈ શકતું નથી. દરેક યુગમાં અને દરેક દેશમાં વિચારની આદત લાગણીની પણ અમુક પદ્દતિ હોય છે. આ ક્ષેત્રમાં કશું જ આખરી ન ગણી શકાય.

પ્રેરણાબુદ્ધિના આવેગ આપણાં દરેક કાર્યમાં દાખલ તો થાય છે જ, પણ તે એવી રીતે થાય છે કે ફક્ત તેનાથી જ માનવ વર્તન સમજાવી શકાતુ નથી. ધારો કે આપણે એમ કહીએ કે માગમારી કરવાની મનુષ્ય સ્વભાવ સહજ પ્રેરણાબુદ્ધિને લીધે મહાયુદ્ધો થાય છે—તો ઉપલા વાક્યોમાં નહિ જેવું જ સત્ય ગણાય. યુદ્ધની ઇચ્છા ઘણાં પ્રેરણા બુદ્ધિનાં વલણોમાં જડમૂળ ઘાલીને રહેલી છે, અને એ બધાં વલણો કેળવણી, રુઢી અને સંયોજનોને લીધે બદલાઈ જાય છે. એટલે એ વલણોનું મૂળ શોધવું હોય તો સમાજના આખાએ ક્રમનો અભ્યાસ કરવો પડે. આમ કરવામાં સૌથી પ્રથમ તો બહુ ઝીણવટથી ઇતિહાસનુ અને સમાજ-શાસ્ત્રનું પૃથક્કરણ કરવુ પડે. ફક્ત માગમારી કરવાની સ્વાભાવિક પ્રેરણાબુદ્ધિ એજ યુદ્ધનું મૂળ છે, એમ કહેવું તે અનુચિત છે.

તેજ પ્રમાણે એકાન્ત તરફ મનુષ્યનો અણગમો, નવી નવી ફેશનો તથા તુક્કાઓનું અનુકરણ, નેતાઓનું અનુસરણ, અને પ્રચારદ્વારા સમૂહ ઉપર કાબુ મેળવવા તે પણ ફક્ત મનુષ્યના યૂથાચારી સ્વભાવનું જ પરિણામ છે, એમ માની લેવું બહુ ભૂલ ભરેલું છે. એનાં મૂળ કારણો તો બહુજ ઉંડાં છે. ખરૂ જોતાં તો ભય અથવા ક્રોધના જેવી પ્રેરણાબુદ્ધિ તો યૂથાચારની છે પણ નહિ. યૂથાચારનું મૂળ પ્રેરણાબુદ્ધિમાં નહિ, પણ સહાનુભૂતિમાં સમાએલું છે. માનસશાસ્ત્રીઓ, પ્રાણિવિદ્યાશાસ્ત્રીઓ, અર્થશાસ્ત્રીઓ, કેળવણી-કારો 'પ્રેરણાબુદ્ધિની વાતમાં' રસ લેનાર છે, પણ ઈતિહાસ કે સમાજશાસ્ત્રથી દૂર રહેવા માગે છે, અને ટૂંકે રસ્તે જઈ પોતાના ધ્યેયને જલદીથી પ્રાપ્ત કરી લેવાનો યત્ન કરે છે.

પ્રેરણાબુદ્ધિની ચર્ચામાં વિચારણાશક્તિનું સ્થાન ક્યાં આવે? આ સવાલના જવાબનો આધાર ઉપર થઈ ગએલી ચર્ચા ઉપર છે. પ્રેરણાબુદ્ધિની વ્યાખ્યા ઉપર છે. આપણા વર્તનના નિર્ણિત ક્રમને પ્રેરણાબુદ્ધિ કહેવાય, કે આકારદ (Plastic) વર્તન દર્શાવતા પ્રેરણા-

બુદ્ધિના આવેગને તે નામ અપાય? સ્થિર પ્રેરણાબુદ્ધિમાં મધ્યસ્થ કાનુની જરૂર પડતી નથી. જીવનરૂપી ચાપ દબાતાંની સાથે અનુવૃત્તિનું યંત્ર શરૂ થાય છે. ગ્રહણશીલ પ્રેરણાબુદ્ધિમાં તો શિક્ષકનો અવકાશ રહે છે, ગ્રહણશીલ પ્રેરણાબુદ્ધિને તો કોઈ દોરનાર જોઈએ, તેને ખીલવવી જોઈએ, વ્યવસ્થિત કરવી જોઈએ. આ બધું થાય, ત્યારે જ તે સારી રીતે કામ કરે. મનુષ્યની હરહંમેશ બદલાતી જીંદગીને વ્યવસ્થિત રાખવાનું કામ બુદ્ધિનું (reason) છે. પ્રેરણાબુદ્ધિનાં કાચાંપાકાં વલણોને કેળવી, કામ કરવા તૈયાર બનાવનાર પણ બુદ્ધિ છે. બુદ્ધિને પ્રેરણાબુદ્ધિની ન્યૂનતા પૂરનાર તો ન જ કહેવાય. એક રીતે જોતાં બુદ્ધિ પણ પ્રેરણાબુદ્ધિનું એક અંગ જ છે.

આપણે જોયું કે ગ્રહણશીલ પ્રેરણાબુદ્ધિનાં વલણો, તથા બુદ્ધિ એ બન્નેના સંમિશ્રણ ઉપર જ આખો માનવ ઈતિહાસ રચાયલો છે. ધારો કે જુલીઅસ સીઝરના વખતનાં એક હજાર બાળકોને લાવી, આપણે આપણાં પારણાંઓમાં સુવાડી દઈએ; તો કદાચ કાંઈ જ ફેર ન પડે; એ બાળકો મોટાં થઈ રથને બદલે મોટરો જ હાંકે, છાપાં વાંચે, અને બીજી દરેક રીતે આપણા જેવા જ થાય!

મનુષ્ય સ્વભાવ એટલે શું? એ શબ્દોના ઓછામાં ઓછા ત્રણ અર્થ થઈ શકે. (પછી એ પણ વિચારવાનું કે આ મનુષ્ય સ્વભાવ બદલાઈ શકે ખરો કે?)

પહેલો અર્થઃ—માણસનો અનુવૃત્તિમાંથી ઉતરી આવેલો સ્વભાવ-વર્ણપાશજન્ય સ્વભાવ-વિષે આપણે ઝાઝું જાણતા નથી, પણ એમ લાગે છે કે આ સ્વભાવ બદલાતો હશે, તો બહુ જ ધીરી ગતિથી બદલાય છે. હજારો વર્ષ પૂર્વેના આપણાં બાપદાદાઓ કરતાં, એ રીતે જન્મ વખતે આપણે ખાસ જુદાં હોતાં નથી.

બીજો અર્થઃ—સામાજિક સ્વભાવ. આ સ્વભાવ આદ્ય સમુદાય (primary group)નાં સંસર્ગમાં ખીલે છે. આ આદ્ય સમુદાયમાં કુટુંબ અને પડોશ એ બેનો મુખ્યત્વે કરી સમાવેશ થાય

છે. સામાજિક સ્વભાવમાં ખાસ કરીને નીચેની વસ્તુઓ આવે:—પોતાના અસ્તિત્વનું ભાન, પોતાનાં વખાણથી ઉપજતો આનન્દ અને પોતાની નિન્દાનો વિરોધ, સ્પર્ધા, સમૂહ ધોરણ, સારાસારનું ભાન. સાધારણ વાતચીતમાં 'મનુષ્ય સ્વભાવ'નો અર્થ આ—સામાજિક સ્વભાવ—પ્રકારનો જ આપણે કરીએ છીએ. (તેથીજ જ્યારે આપણે વાંચીએ કે કૌશલ્યાનો પુત્ર રામ, એના પિતા દશરથનો બહુ માનીતો હતો, તેથી કૈકેયીને બહુ અદેખાઈ ઉત્પન્ન થઈ," ત્યારે આપણે કહીએ છીએ કે "થાય જ, એ તો મનુષ્યનો સ્વભાવ છે.") બા. ક.

અનુવૃત્તિ કરતાં આ મનુષ્ય સ્વભાવમાં ફેરફારોને ઘણો વધારે અવકાશ છે; અને આ સ્વભાવ જગતમાં બધે જ સરખી જાતનો જોવામાં આવે છે, તેનું કારણ એજ કે સરખી જ જાતનાં સમુદાયોમાં તે ઘડાય છે. જો આ સમુદાયોમાં ફેરફાર થાય તો મનુષ્ય સ્વભાવમાં પણ ફેરફાર થશે જ.

એક ત્રીજા અર્થમાં પણ 'મનુષ્ય સ્વભાવ' એ શબ્દ ઘણીવાર વપરાય છે. આની વ્યાખ્યા આપવી સહેલી નથી. મનુષ્ય સ્વભાવના ગુણાવગુણની ચર્ચા કરતાં, આ ત્રીજા અર્થમાં તે શબ્દ આપણે વાપરીએ છીએ. દાખલા તરીકે પૈસા સંબંધીનો સ્વાર્થ કે ઉદારતા, લડાઈ અથવા શાન્તિ, કામ કરવાની શક્તિ કે તેનો અભાવ, રૂઢીચુસ્તતા કે તદ્દન નવા વિચારો વગેરે વગેરે. બીજા શબ્દોમાં કહીએ તો વિચારોની વ્યાપકતા છોડી અમુક પરિસ્થિતિ અને અમુક સંસ્થાઓ ઉપર પહોંચાય છે. આ અર્થ લઈએ, તો મનુષ્ય સ્વભાવમાં પુષ્કળ ફેરફારોને સ્થાન છે. કારણ કે આ સ્વભાવને લઈને ઉત્પન્ન થતી વર્તણુંક હમેશ જાતજાતની નૈતિક વગેરે અસરોને લીધે બદલાની જ રહે છે. એ વર્તણુક હાલ સ્વાર્થી, નિર્બળ, તકરારી કે રૂઢીચુસ્ત હોય, અને થોડાં જ વર્ષો પછી બીજી પરિસ્થિતિમાં તે ઉદાર, સબળ, શાન્ત અને પ્રગતિમય બને! એને કેવી પ્રેરણા મળે છે, અને એને કેમ કેન્દ્રીભૂત કરવામાં આવે છે, તેના ઉપર બધો આધાર

છે. આ જાતનો મનુષ્ય સ્વભાવ કદી બદલાતો જ નથી, એવી જે સામાન્ય માન્યતા છે, તે બહુ જ ભૂલભરેલી છે. કહે છે કે મનુષ્ય-સ્વભાવમાં ફેરફાર થતા નથી, તેને લઈને જ જગતમાં હમેશા લડાઈઓ, અને આર્થિક લોભ ચાલુ રહે છે. પણ એ વાત સાચી નથી. લડાઈ અને આર્થિક લોભને આપણે અમુક સંજોગોમાં કાબુમાં રાખી શકીએ છીએ, તેજ બતાવી આપે છે કે મનુષ્યસ્વભાવમાં ફેરફારને સ્થાન છે જ.

વધારે વિશાળ અર્થમાં લઈએ, તો આ સ્વભાવનું મુખ્ય અંગ તે ગ્રહણશીલતા છે. આપણે જેમ ધારીએ, તેમ એની પાસે કરાવી શકીએ. ફક્ત હોંશિયાર કારીગર જેમ યંત્રને ઓળખી લઈ, તેની પાસે ગમે તે કામ લઈ શકે છે, તેમ આપણે પણ પ્રથમ સમજી લેવું જોઈએ.

---

## પ્રકરણ ૨ જું

---

### સમાજ અને વ્યક્તિ.

'સમાજ અને વ્યક્તિ' એ જ ખરું જોતાં આ આખા પુસ્તકનો વિષય છે. જુદા જુદાં દૃષ્ટિબિન્દુઓથી વ્યક્તિનો સમાજ સાથેનો સંબંધ બતાવી આપવો એ જ આ આખા પુસ્તકનો હેતુ છે. જો આપણે ઉત્ક્રાન્તિવાદની દૃષ્ટિથી જોઈએ તો મનુષ્ય અને સમાજનો સંબંધ શારીરિક જણાશે. મનુષ્યને સમાજથી જુદો પાડી જ ન શકાય. માણસ એ સમાજનો જીવન્ત સભ્ય છે—તેમાંથી જ તે પ્રાણ મેળવે છે; સમાજના આખા અંગમાંથી મનુષ્ય પોતાનું ઉપાંગ કાપી ન શકે. કારણકે વંશપરંપરાથી ઉતરી આવેલાં, અને વાતાવરણથી પ્રાપ્ત થએલાં તંતુઓ એના જીવનમાં વણાઈ ગએલાં હોય છે. વળી બીજી બાજુથી જોઈએ તો સમાજ પણ પ્રત્યેક વ્યક્તિ ઉપર આધાર રાખીને ટકી રહ્યો છે, કારણ સમાજજીવનમાં દરેક

વ્યક્તિ પોતપોતાનો ખાસ ફાળો આપ્યા કરે છે. આવી ટુંકમાં એમ કહી શકાય કે સમાજ એ, પોતપોતાનું નિર્ણિત કાર્ય કર્યા કરતી, જુદી જુદી વ્યક્તિઓની બનેલી એક જીવન્ત રચના છે.

ઉપલી વ્યાખ્યા સમસ્ત સમાજને જેમ લાગુ પાડી શકાય એવી છે, તેમ જ કોઈપણ અમુક સામાજિક મંડળને પણ તે લાગુ પાડી શકાય. દાખલા તરીકે, એક વિદ્યાપીઠ (University) લઈએ. વિદ્યાપીઠ જુદા જુદા, વિદ્યાર્થીઓ, અધ્યાપકો, અધિકારીઓ અને બીજી વ્યક્તિઓનું બનેલું મંડળ છે. આ મંડળમાં દરેક સભ્ય; થોડે ઘણે અંશે બીજા દરેક સભ્યો ઉપર આધાર રાખી રહેલો હોય છે, કારણ કે વિદ્યાપીઠના સામાન્ય જીવનમાં દરેકને પોતપોતાનો ફાળો આપવાનો હોય છે. આ મંડળનો પ્રત્યેક માણસ બીજા બધા કરતાં નિરાળા એવા પોતાના વ્યક્તિત્વ વડે પોતાનું મહત્ત્વ પ્રાપ્ત કરે છે. દાખલા તરીકે આધિ-વિદ્યાનો અધ્યાપક જે કામ કરે છે, તે એકલો એ જ કરી શકે એવું હોય છે અને તેજ પ્રમાણે દરેક અધ્યાપક તથા વિદ્યાર્થી (બ્હારથી કદાચ ઓછું જણાય એવું) પણ પોતાનું કાર્ય કરે જાય છે. આ જીવન્ત રચનાનું દૃષ્ટિબિન્દુ સમાજના ઐક્યને તેમજ પ્રત્યેક વ્યક્તિના મહત્વને યોગ્ય મહત્વ આપે છે. વિકેટકીપર વગરની ક્રિકેટની ટીમ કેવી હોય? લગભગ ટીમ વગરના એકલા વિકેટ કીપર જેવી જ નિરર્થક. સારી રીતે વિકાસ પામેલા સમાજદ્વારા જ સારા વિકાસ-વાળો માણસ જીવી શકે છે, અને તેવીજ રીતે તેવા માણસ વડે સમાજ ટકી રહે છે.

સમાજથી તદ્દન નિરાળો જણાતો સમાધિસ્થ યોગી પણ ખરું જોતાં સમાજનું એક અંગ જ છે. ખરું જોતાં 'સમાજ' અને 'વ્યક્તિ' એ બે ભિન્ન વસ્તુઓ નથી; એક જ વસ્તુના એ બે જુદાં જુદાં સ્વરૂપો છે; લશ્કર અને સૈનિક, અથવા વર્ગ અને વિદ્યાર્થીની માફક. કુટુંબ, શહેર, પ્રજા, માનવજાતિ દરેક નાના મોટા સમૂહનું પણ ઉપર પ્રમાણે જ સમજવું.

ખરું જોતાં, જો કાંઈ ભિન્નતા જણાતી હોય તો તે આપણા દૃષ્ટિકોણને લીધે જણાય છે. જ્યારે આપણે સમાજ અથવા કોઈપણ સમૂહની વાત કરીએ છીએ, ત્યારે આપણે સર્વને લાગુ પડે એવા દૃષ્ટિકોણથી વિચારીએ છીએ; જ્યારે અમુક વ્યક્તિની વાત કરીએ છીએ, ત્યારે ઉપલી સર્વસામાન્ય દૃષ્ટિ મૂકી દઈએ છીએ. 'સામાજિક' શબ્દ ઓછામાં ઓછા ત્રણ જુદા અર્થમાં વપરાય છે. સમાજના મોટા જથાને લાગુ પડે તે સામાજિક: આ એક અર્થ. આ અર્થ લઈએ તો દરેક વ્યક્તિ અને તેના લક્ષણો સામાજિક ગણાય. કારણ કે તે સર્વ એક અથવા બીજી રીતે સર્વસામાન્ય જીવન સાથે જોડાએલાં છે, અને સમૂહવિકાસના તે અંગરૂપ છે.

'સામાજિક' નો બીજો અર્થ, 'સમાજમાં ભળી જનાર' એવો પણ થાય; એ ભળી જવાની ક્રિયા નિકટના સંવ્યવહાર, વાતચીત અને અંગત સહાનુભૂતિ વડે થાય. ઉપલા 'સામાજિક' કરતા આ કાંઈક જુદું જ છે, છતાં પહેલા કરતાં વ્યક્તિનું કોઈ રીતે આ વધારે વિરોધી નથી. આ જ સંબંધમાં વ્યક્તિત્વ બહુ દેખીતી રીતે અસ્તિત્વ ધરાવે છે, અને પોતાની જાતને વ્યક્ત કરે છે.

ત્રીજા અર્થમાં તે શબ્દ સમૂહના કલ્યાણાર્થે વપરાય છે, અને તેથી લગભગ 'નૈતિક' ને તે મળતો આવે છે. આપણે કહીએ છીએ કે ગુન્હો અથવા વિષયવાસના અસામાજિક અથવા સમાજ વિરોધી છે. પણ અહિં પણ તે શબ્દ ખરી રીતે વ્યક્તિત્વનો વિરોધી બની શકતો નથી, કારણ ખરા કરતાં ખોટું કોઈ રીતે વધારે વ્યક્તિગત નથી; પણ તે શબ્દને અનીતિમાન, ક્રુર, સ્વાર્થી અથવા બીજા કોઈપણ નીતિમાન શબ્દ સાથે સરખાવી, તેની ભિન્નતા દર્શાવી શકાય.

પ્રચલિત ભાષામાં એવા ઘણા શબ્દપ્રયોગો વપરાય છે કે જેમાં ન ઇચ્છવા જેવો વિરોધી ધ્વનિ આવી જાય છે. દાખલા તરીકે, વ્યક્તિત્વવાદ, સમાજવાદ, સ્વેચ્છા, અહંભાવ, વગેરે. આ

શબ્દો બહુ અસ્પષ્ટ અર્થમાં વપરાય છે, તેથી જે કોઈ તે શબ્દોનો ઉપયોગ કરે, તેણે પોતાનો અર્થ સમજાવવા વિસ્તારથી સમજુતી આપવી પડે છે. જેમ વ્યક્તિ અને સમાજ ભિન્ન નથી, તેમ વ્યક્તિત્વવાદ અને સમાજવાદ પણ ભિન્ન નથી વ્યક્તિત્વવાદી કહેવાતી ઘટનાઓ હમેશ સમાજવાદી હોય છે, કારણ સર્વ સામાન્ય જીવનમાંથી ઉગી આવતી વૃત્તિઓ તે દર્શાવે છે-તેથી ઉલટુ, તેજ પ્રમાણે સમાજવાદી કહેવાતી ઘટનાઓ વ્યક્તિત્વવાદી હોય છે. આ અને આવી જાતના બીજા શબ્દો ભલે સિદ્ધાન્તો અને આધુનિક કાર્યક્રમો સમજાવવા માટે વપરાય, પરન્તુ સૂક્ષ્મ અભ્યાસ માટે તે યોગ્ય છે કે કેમ તે શંકાસ્પદ વાત છે. જો વાપરવામાં આવે, તો હુ માનુ છુ કે તે હાલ છે તે કરતા વધારે યોગ્ય વ્યાખ્યા સાથે વપરાવા જોઈએ.

દાખલા તરીકે યુરોપના દરેક મુખ્ય ઐતિહાસિક યુગો એક અથવા બીજા કારણસર, (પ્રચલિત ભાષામાં) વ્યક્તિત્વવાદી ગણાયા છે-અને હતા પણ તેવાજ. નાશ પામતા રોમન સામ્રાજ્યમાં સમસ્તના ઐક્યનો ધ્વનિ ન હતો, દરેક માનવી પોતાને માટેજ મથતો-તેથી તે યુગ વ્યક્તિત્વવાદી ગણાય બીજો દાખલો યુરોપની વિદ્યા-જાગૃતિ (Renaissance) અને ધર્મ જાગૃતિ (Reformation) નો લઈ શકાય. આ બે બનાવોને વ્યક્તિત્વવાદનુ પ્રગટીકરણ કહે છે. અત્યારના જમાનાને ઘણી સૌથી વધારે વ્યક્તિત્વવાદી ગણે છે.

અમુક બનાવ વ્યક્તિગત છે કે સામાજિક, એમ કહેવાને બદલે, સમાજની અમુક વ્યક્તિ, બીજી વ્યક્તિઓની સામે પડી છે, અથવા તો સમાજનો અમુક ભાગ બીજા ભાગથી જુદો મત ધરાવે છે, એમ કહેવુ વધારે ઉચિત છે હર્મન કહે છે કે સમાજના દરેક સભ્યની સ્વતત્રતા સામે સમાજ કાર્ય લે છે, ત્યારે તેનો અર્થ એમ સમજવાનો છે કે એક માણસની અમુક વૃત્તિ સમાજના

ચાલુ અને વ્યવસ્થિત વલણથી જુદી પડી ગઈ છે; તેથી કાંઈ તે વધારે વ્યક્તિત્વવાળી, કે ઓછી સામાજિક બનતી નથી. એક હજાર માણસો. એક માણસના જેટલાજ વ્યક્તિત્વવાળા છે, અને એકયે, સર્વથી નિરાળો જણાતો માણસ, પોતાનું વ્યક્તિત્વ સર્વ સામાન્ય જીવન પ્રવાહમાંથી મેળવી લે છે. માનવ, સંબંધ દર્શાવતા 'સામાજિક' અને 'વ્યક્તિગત' એવો જે ભેદ બનાવવામ આવે છે તે ખોટા ને નિરર્થક છે.

ઘણા ખરા લોકો વ્યક્તિને સમાજથી તદ્દન ભિન્ન અને વિરોધી ગણે છે, એટલું જ નહિ પણ તેઓ વ્યક્તિને સમાજના કારણરૂપ ગણે છે. માણસો વડે સમાજ બને છે, એ વાત સર્વમાન્ય છે, પણ સમાજ માણસોને બનાવે છે એ વાત ઘણાંને આશ્ચર્યકારક લાગે છે. જો કે જીવનના પૃથક સ્વરૂપ (distributive aspect) ને સમૂહ સ્વરૂપ કરતાં વધારે મુખ્ય કે કારણરૂપ શા માટે ગણવું જોઈએ તે સમજાતુ નથી. આ સામાન્ય રીતે ફેલાયલી માન્યતાનુ કારણ એ છે કે જીવનનુ વ્યક્તિગત સ્વરૂપ સુસ્પષ્ટ છે, જ્યારે સમૂહ, પ્રજાઓ, માનવજાતિ વગેરેની વાસ્તવિકતા માત્ર ક્રિયાજ્ઞાન અને કેળવાયલી કલ્પના વડે જ સમજી શકાય. સમાજને સાધારણ રીતે આપણે મૂર્ત સ્વરૂપવાન ગણીએ છીએ, તેથી તેને કોઈ પણ બીજી વસ્તુમા કારણરૂપ કે મળ તરીકે આપણે કલ્પી શકતાં નથી. ઘણાં લોકો તો "સમાજ" ને એક ગૂઢ શબ્દ ગણે છે, અને તેની પાછળ કાંઈ પણ વાસ્તવિકતા રહેલી હશે કે કેમ તે વિશે પણ શંકા આણે છે.

પ્રથમ માત્ર વ્યક્તિત્વવાદલઈએ; આમાં ફક્ત પૃથક-સ્વરૂપની જ ગણત્રી કરવામાં આવે છે, સમૂહ સ્વરૂપોને જરાએ મહત્વ અપાતું નથી. દરેક મનુષ્યને સ્વતંત્ર સાધક ગણવામાં આવે છે. વ્યક્તિને જ સર્વ બનાવોનો એકલો, સ્વતંત્ર સાધક મનાય છે. જો કે ઉત્ક્રાન્તિવાદના શાસ્ત્ર અને વર્તમાન વિજ્ઞાનશાસ્ત્રને લીધે,

આ વ્યક્તિસ્વાતંત્ર્યવાદનો તર્ક ખોટો ઠરે છે, છતાં તે હજી પ્રચલિત છે. રૂઢ થઈ ગએલી વિચારશ્રેણીમાંથી તે સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થાય છે, અને ધાર્મિક તથા બીજી ચાલતી આવેલી રૂઢીઓ તેને પૂર્તિ આપે છે.

ત્યાર પછી સમાજ અને વ્યક્તિ બન્નેની સત્તામાં ભાગીદારીની વાત આવી. તેને double causation કહું છું. આ ખ્યાલ ઘણું ખરૂં એક અથવા બીજા સ્વરૂપે સામાજિક અને નૈતિક ચર્ચાઓમાં સાધારણ રીતે જોવામાં આવે છે. તત્વજ્ઞાનની નજરે પહેલા (ઉપર જણાવેલા વ્યક્તિત્વવાદ) કરતાં આમાં કાંઇ પ્રગતિ જણાતી નથી. આમાં પણ વ્યક્તિને અલગ સાધક જ માનવામાં આવે છે. લોકોને, પોતાની જાતને સ્વતંત્ર અને મૂળ કારણરૂપ માનવાની ટેવ પડી ગઈ છે, તેથી તેઓ પોતાને ન્હાના સરખા પણ કર્તા માની લે છે, આથી જ વાસ્તવિક ઘટના તરફ તેમનું જ્યારે ધ્યાન ખેંચવામાં આવે છે, ત્યારે તેને તેઓ વધારાની, જુદી અને કેટલેક અંશે વિરોધી ગણે છે. આ શબ્દપ્રયોગ પરત્વેના, જીવનના પ્રકારની ભાવના સંબંધીના સિદ્ધાન્તો, એક જ ચર્ચાસ્પદ વિરોધી વાતના જુદા જુદા પક્ષો લેવા પૂરતા જ જુદા પડે છે. સમાજવાદીની ઈચ્છા છે કે સર્વ સામાન્ય અથવા સમૂહ બળ છતે; વ્યક્તિત્વવાદની તેથી ઉલટી ઈચ્છા છે. એમાંથી એક જરા પણ નમતું આપવા માગતા નથી, જરાએ દૃષ્ટિની વિશાળતા દેખાડતા નથી. જો કોઈ માણસનું આ બન્નેમાંથી એકે પક્ષ તરફ વલણ ન હોય તો તે એમ આશા રાખી સંતોષ માને કે આ ચર્ચા જીવનના ખોટા સ્વરૂપ ઉપર રચાયલી હોઈ થોડા જ વખતમાં ભૂલાઈ જશે.

ત્રીજું તે આદ્ય વ્યક્તિત્વવાદ (Primitive Individualism). આ શબ્દ પ્રયોગનો અર્થ એવો થાય છે કે સામાજિકતા, વ્યક્તિત્વની પાછળ યોગ્ય સમયે આવી પહોંચશે, આ વિચાર વ્યક્તિગત પૂર્વસંકેત અને કોઈક અપરિપક્વ ઉત્ક્રાન્તિવાદની શૈલસુરી ઉપર

રચાયેલા છે. વ્યક્તિત્વવાદને નૈતિક દૃષ્ટિએ ઉતરતા પ્રકારનો ગણવામાં આવે છે. માણસ માત્ર એક વ્યક્તિ હતો, માણસ જાત તરી વ્યક્તિનો માત્ર એક સમૂહ હતો; પરન્તુ તેમાંથી તે ધીમે ધીમે સામાજિક બન્યો, અને 'સામાજિક સમસ્ત' તરફ પ્રગતિ કરી, તેમાં તે લીન થઈ જશે. નૈતિક રીતે કહીએ તો વ્યક્તિનું તે ખરાબ, સામાજિક તે સારૂં; તેથી પહેલાને દબાવી દઈ, બીજાને બહાર કાઢી શકાય, એવું વર્તન રાખવું જોઈએ.

મારૂં તો એવું માનવું છે કે આમાં આગ ખોટાનો, કે પહેલા પછીનો પ્રશ્ન જ નથી. વ્યક્તિત્વ અને સામાજિકતા બન્ને હંમેશ સાથે સાથે જ હોય છે, અને એક જ વસ્તુનાં બે પૂરક સ્વરૂપો છે. પ્રગતિની રેખા બન્નેના નીચા પ્રકાર તરફથી ઉચ્ચ પ્રકાર તરફ પ્રયાણ કરે છે, એકથી બીજા તરફ નહિ. જો 'સામાજિક' શબ્દ માનસિક જીવનના ઉચ્ચ પ્રકારને જ લાગુ પાડવામાં આવે, તો તે 'વ્યક્તિગત' નો વિરોધી ન બને, પણ પાશવ, વિષયી કે એવા કોઈ માનસિક કે નૈતિક હલકાપણું બતાવના શબ્દનો વિરોધી બને. આપણાં પૂર્વજોના સમય માટે કોઈ એમ કહી શકે, કે તે જમાનો 'સામાજિક' કહેવાય એવો નહોતો, તો તે જ મુજબ તે 'વ્યક્તિત્વવાળો' પણ કેમ કહેવાય? આપણાં કરતાં વ્યક્તિગત તેમજ સામાજિક, બન્ને રીતે એ જૂના બાપદાદાઓ ઉતરતી કોટીના જ હતા. આ વિષે શંકા આણવી તે માનવ જીવનની મુખ્ય એકતા ઉપર શંકા આણવા બરાબર છે.

છેલ્લા મત પ્રમાણે સામાજિક તે વ્યક્તિનું એક અંગ—એક ભાગ છે. એ મત પ્રમાણે માનવ સ્વભાવ, વ્યક્તિત્વવાળી તથા અસામાજિક અને સામાજિક વૃત્તિઓમાં વહેંચાઈ ગયો છે. દાખલા તરીકે આ મતવાદીઓ, પ્રેમને સામાજિક ગણે છે, ભય અને ક્રોધને અસામાજિક અથવા વ્યક્તિગત ગણે છે. કેટલાક લેખકોએ તો

બુદ્ધિને પણ વ્યક્તિની શક્તિ ગણી છે અને માત્ર અમુક પ્રકારના આવેગ તથા મનોભાવને જ સામાજિક ગણ્યા છે.

પ્રેરણાબુદ્ધિ કે શક્તિઓનો આ વિચાર, જો વાતચીત અથવા નિકટની ભાઈબંધીના અર્થમાં વપરાય, તો તે સામાજિક કહેવાય. આ અર્થમાં ભય કરતાં પ્રેમ વધારે સામાજિક છે. પણ જો એમ મનાવવામાં આવતું હોય કે આ પ્રેરણાબુદ્ધિ અથવા શક્તિઓ જાતે બીજા કરતાં ઉચ્ચ પ્રકારની છે, તો તે મત શંકા પડતો લાગે. પણ હું આ પુસ્તક દ્વારા વિસ્તૃત રીતે જે અભિપ્રાય દર્શાવવો માગું છું તે એ જ કે, માણસના માનસિક પરિધાનના સામાજિક તથા અસામાજિક એવા ભાગ પડતા નથી; પણ વિશાળ અર્થમાં તે આખો સામાજિક છે, સામાન્ય માનવ જીવનનો તે એક ભાગ છે, અને તેના સામાજિક તેમજ નૈતિક ઉત્કર્ષનો આધાર, અમુક શક્તિઓ અને પ્રેરણાબુદ્ધિઓને ખીલવવા ઉપર અને અમુકને દબાવી દેવા ઉપર જેટલો રહેલો છે, તેના કરતાં વિચાર અને અન્તરાત્માના જીવનની પ્રગતિમાન વ્યવસ્થાના શિસ્ત ઉપરે વધારે રહેલો છે.

કોઈ પ્રેરણાબુદ્ધિ કે વલણ બીજા કરતાં પ્રમાણમાં વધારે મહત્વનું થઈ પડે, તેને વધારે કામ કરવું પડે, ત્યારે બીજાઓને તેથી ઉલટું જ બને. આવી વધઘટ તો ઉત્ક્રાન્તિવાદનું એક અંગ છે; તેથી માનસિક વિકાસમાં પણ તે જણાય તો કાંઈ નવાઈ જેવું નથી. પરન્તુ શક્તિઓમાં દેખાઈ આવે, એવી જુદાઈ નથી; ધીરે ધીરે પ્રગતિ થતી જાય છે. જૂનાં સાધનો નવાં કાર્ય કરવા માંડે છે, તે નકામાં થઈ નાશ પામતાં નથી.

મારે જે કહેવાનું છે, તે સ્પષ્ટ કરવા માટે, સમાજ અને વ્યક્તિના સંબંધમાં વારવાર પૂછાતા પ્રશ્નો લઈ તેની ચર્ચા કરીશું:—

૧. સમાજ માત્ર વ્યક્તિઓનો જ બનેલો છે કે નહિ?

જવાબ—જરૂર.

૨. વ્યક્તિઓના સામટા સરવાળા ઉપરાંત સમાજમાં કશું વધારે આવે ખરું?

જવાબ—એક રીતે કહીએ તો આવે. ન દેખી શકાય તેવું વ્યક્તિઓનું વ્યવસ્થિત સામાજિક સંગઠન સમાજમાં હોય છે. તે દરેકનો અભ્યાસ કરવો, તે સમાજના અભ્યાસ કરવા બરાબર નથી. અર્થશાસ્ત્ર જેવાં શાસ્ત્રો અને ધર્મ જેવી સંસ્થાઓ આ ઉપલી માન્યતાને લીધે ખોટી દિશામાં ચાલી ગઈ છે. તમારે તમારા સમુદાયને, તમારા સામાજિક ક્રમને, જેવા છે, તેવાજ જોવા જોઈએ.

૩. વ્યક્તિ એ સમાજની ઉત્પત્તિ છે કે નહિ?

જવાબ—હા. એનામાં રહેલું મનુષ્યત્વ, સામાજિક ભૂતકાળના ઈતિહાસ વડે સંકળાયલું છે, એટલા પુરતી દરેક વ્યક્તિ સમાજની ઉત્પત્તિ ગણાય જ. માણસ જે બે મૂળોમાંથી પ્રાણ મેળવે છે તે બે, એટલે અનુવૃત્તિ અને સંવ્યવહારનો આપણે વિચાર કરીએ, તો આપણને જણાશે કે વર્ણપાશમાંથી તેને જે મળ્યું છે, તેનો સામાજિક ઇતિહાસ હોય છે;-આપણે જે લક્ષણો સાથે જન્મ્યાં છીએ, તેમને સામાજિક પરીક્ષામાંથી પસાર થવું પડે છે. (આપણા બાપદાદાના જીવનમાંની.) માણસ સંવ્યવહાર દ્વારા જે કાંઈ મેળવે છે, તે-ભાષા, કેળવણી વગેરે-સીધું સમાજમાંથી જ આવે છે.

૪. વ્યક્તિને સમાજથી જુદી પાડી શકાય કે?

જવાબ—ફક્ત બાહ્ય દૃષ્ટિએ જ. ધારો કે તમે જંગલમાં ચાલ્યા જાવ, તો પણ તમારી સાથે આવેલું તમારું મગજ તો સમાજમાં જ ઘડાયલું હોય ને? સમાજ સાથેનો શારીરિક વ્યવહાર તોડ્યા છતાં, તમારો માનસિક અને કાલ્પનિક વ્યવહાર તો (સમાજ સાથેનો) રહેશે જ. આ માનસિક વ્યવહાર જેમ ઓછો થતો જાય, તેમ માનસિક ક્ષય થતો જાય છે. કેદીને લાંબા વખત માટે એકાન્ત કેદની સજા થાય છે, ત્યારે તેના મગજ ઉપર અસર થઈ જાય છે, એ જાણીતી વાત છે.

પ્ર. વ્યક્તિ કોઇપણ રીતે સમાજથી સ્વતંત્ર હોઈ શકે, કે તે ફક્ત સમાજનો એક ભાગ જ છે?

જવાબ—હા. તે સ્વતંત્ર તો છે જ, પણ તે વ્યવસ્થિત સ્વતંત્રતા છે, અને તેમાં બીજા લોકોના સહકારની જરૂર પડે છે. ઉત્ક્રાન્તિવાદ આપણને શીખવે છે કે જીવન એ સર્જકક્રમ છે, આપણે કાંઈક નવું અને ઉપયોગી રચીએ છીએ, અને માનવ ઇચ્છાશક્તિ તે સર્જક શક્તિનો એક વિભાગ છે. દરેક વ્યક્તિની અંદર કાંઇક ઉપયોગી તત્વ રહેલુ છે, દરેક વ્યક્તિ કાંઈક ઉપયોગી ફાળો આપે છે; એ ભાવનાને ઉત્ક્રાન્તિવાદ ઉત્તેજન આપે છે. જો કે આપણે ભૂતકાળના સામાજિક વારસો તો છીએ જ, પણ દરેક વ્યક્તિમાં જે શક્તિ છે, દરેક વ્યક્તિને જે તકો મળે છે, તે બીજા કોઇને મળેલી હોતી નથી. તેનો ઉપયોગ દરેક વ્યક્તિ સ્વતંત્ર રીતે કરી શકે.

સહકાર વડેજ આપણે આપણી વ્યક્તિગત સ્વતંત્રતા વ્યક્ત કરી શકીએ. દાખલા તરીકે તમે એક સાહિત્ય સભાના સભ્ય બન્યા. તેમાં જોડાઈ તમે તમારામાં રહેલી શક્તિઓને ખીલવવાની અને એ રીતે વધુ સ્વતંત્ર બનાવવાની આશા રાખો. એજ દાખલો વિશાળ અર્થમાં સમાજને પણ લાગુ પાડી શકાય. એજ પદ્ધતિથી સમાજે આટલી પ્રગતિ કરી છે.

---

## પ્રકરણ ૩ જું

---

### સૂચન અને પસંદગી

સૂચન અને પસંદગી વચ્ચેનો અર્થ વિરોધ સ્પષ્ટ કરી દેવાની જરૂર છે. જ્યાં માત્ર કાર્યશક્તિને ઇચ્છાપૂર્વક પસંદગી કરવી પડતી નથી, અને જ્યાં યંત્રવત્ બધુ પ્રતિક્રિયાત્મક રીતે ચાલે છે, તેને સૂચન કહે છે. દાખલા તરીકે હીપ્નોટાઇઝ કરેલા માણસનું વર્તન બહુધા સૂચનથી થતું ગણાય. કોઈ માણસની બોલવા ચ.. ?

રીતનું અજાણતાં આપણે અનુકરણ કરીએ તો તે પણ સૂચનથી થએલું કહી શકાય. આ ઉપરથી વધારે વિશાળ અર્થમાં, જ્યાં જ્યાં મનને શ્રમ આપ્યા વગર, પસંદગી કર્યા વગર કાર્ય થાય છે, ત્યાં ત્યાં તેને સૂચનથી થએલું કહે છે અતિશય લાગણીને વશ થઈ ગએલા લોકોનું વર્તન 'સૂચિત' ગણાય, ટોળાબંધ ભેગા થએલા લોકો પણ સૂચનને વશ થઈ જનારા જ હોય છે ટેવ એ પણ એક પ્રકારનું સૂચન છે.

સૂચન તે અનુકરણનો એક પ્રકાર છે, પણ અનુકરણ કરતાં તેનો અર્થ વધારે વિશાળ છે. બહારથી જણાય છે તેવો અર્થ વિરોધ ખરું જોતાં સૂચન અને પસંદગી વચ્ચે છે જ નહિ. જેને આપણે યંત્રવત્ સૂચન કહીએ છીએ, તેમાં પણ એક પ્રકારની પસંદગી તો રહેલી છે જ. આપણા મનની અંદરના વિચાર-પ્રવાહમાંથી પસંદ કરીને જ, અમુક વિચારો આપણે ગ્રહણ કરીએ છીએ. તેજ પ્રમાણે જેને આપણે ચોક્ખા પસંદગીના વિચાર (કે આચાર) કહીએ, તેમાં પણ ઉંડી તપાસ કરતાં સમજાશે કે કોઈ પણ વિચાર કે કાર્ય, શૂન્યમાંથી તો ઉપજી શકે જ નહિ જૂના સંસ્કારની પુનર્ વ્યવસ્થામાંથી જ તે બને છે. એટલે ખરું જોતાં પસંદગી અને સૂચન એ કાંઈ પરસ્પર વિરોધી નથી, બન્ને વચ્ચે અમુક પ્રમાણનો તફાવત છે, એટલું જ. સૂચન સાથેની સરખામણીમાં પસંદગીમાં માનસિક ક્રમ વધારે વિસ્તૃત અને પદ્ધતિસરનો ગણાય.

આપણી લગભગ દરેક પસંદગી સામાજિક વાતાવરણને આધારે થાય છે, એમ કહી શકાય જ્યારે જીન્દગી સરળ હોય છે, ત્યારે આપણા વિચાર અને કાર્ય યંત્રવત્ અથવા 'સૂચન' થી ચાલ્યા કરે છે, જ્યારે જીવનમાં ગુંચ આવે ત્યારેજ 'પસંદગી' ને અવકાશ મળે છે જ્યાં સુધી સમુદ્ર શાન્ત હોય ત્યાં સુધી સ્ટીમરના કપ્તાનને કંઈ મહત્વનું કામ કરવું પડતું નથી. એના હાથ નીચેના ન્હાના અમલદારો જ સ્ટીમર ચલાવવાનું બધું કામ કરે છે, પણ જ્યારે

દરીઓ તોફાનને ચડે ત્યારે કપ્તાન કામની લગામ પોતાના હાથમાં લઇ લે છે.

ઇચ્છા; અથવા પસંદગીને બે દૃષ્ટિથી જોઈ શકાય. વ્યક્તિગત અને સર્વસામાન્ય. પરન્તુ આમાં ખરું જોતાં ભેદ નથી; કારણ એક જ વસ્તુનાં તે બે ભિન્ન સ્વરૂપો છે. હું કાંઈ પણ પસંદગી કરું તો તે એક અથવા બીજી રીતે જોતાં, સામાન્ય જીવનમાંથી જડેલા સૂચનને આધારે જ હોય છે, અને તેની અસર પાછી જીવન ઉપર થાય છે. ધારો કે મેં એક છત્રી ખરીદી. આને તમે મારી સ્વતંત્ર પસંદગી ગણી શકો, અથવા છત્રી લેનારા લોકોમાંના એક તરીકે મારી ગણત્રી થઈ શકે, અથવા છત્રી ન વાપરનારા લોકોના વિરોધી તરીકે મારી ગણના થઈ શકે. જો માણસ એટલું યાદ રાખે કે વસ્તુને કે કાર્યને જોવામાં આપણો દૃષ્ટિકોણ મુખ્ય ભાગ ભજવે છે, તો માણસને બીજા લોકોના કાર્યમાં નવાઇ જેવું બહુ જ ઓછું લાગે.

સાધારણ રીતે ઉપરચોટીઆ વાચકોની એવી ભૂલભરેલી **માન્યતા** હોય છે કે માનસશાસ્ત્રીઓ અને સમાજશાસ્ત્રીઓ વ્યક્તિગત ઇચ્છા ( અથવા પસંદગી ) ને ઉતારી પાડે છે. પરન્તુ એ વાચકો એમ ભૂલી જાય છે કે પસંદગી માત્ર વ્યક્તિગત દૃષ્ટિથી ન જોવાય, કારણ કે પસંદગી તે સામાન્ય જીવનના કારણ અને તેની જ અસર રૂપ છે. ( Cause and effect ) સ્ટીમરનો કપ્તાન એના ખલાસીઓની મદદ વગર કામ કરી શકે ખરો કે ?

સૂચન અને પસંદગીની બાબતમાં બાળકો વિષે થોડાં ઉદાહરણ આપી, પછી આપણે મોટી ઉમ્મરનાં મનુષ્યોની ચર્ચા હાથમાં લઇશું. સાધારણ રીતે એમ મનાય છે કે બાળકો વધારે ભાગે સૂચનને આધારે ચાલે છે. પણ આ વાતમાં કેટલું સત્ય છે ? ખરી વાત છે કે બાળકની પસંદગી આપણા કરતાં અસ્થિર હોય છે, બાળકનુ માનસ ઓછા પ્રમાણમાં સંવ્યવસ્થિત હોય છે, તેથી તેનાં કાર્યમાં આપણને સૂચન વધારે પ્રમાણમાં જણાય છે, પણ બીજી તરફથી જુઓ તો બાળકમાં પસંદગીની શક્તિ વધારે હોય છે

કારણ આપણી માફક એને કોઈ પ્રકારની ટેવો પડી ગએલી નથી હોતી. (ટેવ અને સુસ્તનને બહુ નિકટનો સંબંધ છે.) પન્દગી એ આગળ વધવાના એક ક્રમ રૂપ છે. જીન્દગીમાં જે વસ્તુઓ આપણી આગળ ખડી થાય છે, તેમાંથી પ્રદણ કરવું, અને ત્યજવું એ કાર્ય બાળપણ અને જુવાનીમાં જ મોથી ઉમંગથી થાય છે. એ શક્તિ પચીસ વર્ષના ઉમ્મર સુધી વધારે જુસ્સાદાર હોય છે. આધેડ ઉમ્મરે મનને અમુક ટેવો પડી ગએલી હોય છે, તેથી નવી પસન્દગી કરવાની તેની શક્તિ જરા ઓછી થાય છે.

બાળકના જે અનુકરણ કરવાની પ્રેરણાબુદ્ધિ છે, તેને ઘણીવાર લોકો અકળ અને ગૂઢ માને છે. પણ દરેક બાળકના શક્તિ જેવી છે, અને તે શક્તિ કામ માગે છે. તેથી બાળક જે જુએ તેનું અનુકરણ કરવામાં પોતાની એ શક્તિને ઉપયોગમાં લે છે. આપણા કરતા બાળક વધારે અનુકરણ કરનાર હોય છે, એમ માનવા માટે આપણી પાસે ખરા પુરાવા થોડા જ છે. બાળકના વિચાર, ઇચ્છા શક્તિ અને પ્રયત્નોને આપણે પૂર્ણપણે સમજી શકતા નથી. એમનાં કાર્યો આપણને યંત્રવત થતાં લાગે છે, પણ તેમને તેવાં લાગતાં હશે કે કેમ તે આપણને ન જ સમજાય. કદાચ બાળકને મન તે કાર્યો પોતે પ્રયત્ન કરેલા જ્ઞાનના બહુ સાહસિક અખતરાઓ જેવા હશે બાળકો બોલવાનો પ્રયત્ન કરે છે, ત્યારે પોતાના ગળાના ભાગોને તે કેળવે છે, એમ માનવાને બદલે, આપણે ઘણીવાર એમ જ માની લઈએ છીએ કે આપણા શબ્દોનુ અનુકરણ કરવા જતા તે મુર્ખા જેવો લવારો કરે છે. બાળકને દરેક રીતે વધવાનુ હોય છે, તેથી તેને ખૂબ અનુકરણ કરવું પડે છે, કારણ અનુકરણ એ તો વધવાનો એક મુખ્ય માર્ગ છે. આ છેલ્લી વાત તો દરેક ઉમ્મરનાં માણસોને લાગુ પડે છે. જેમ માણસ વધારે પ્રગતિમાન હોય, તેમ વધારે તીવ્રતાથી તે પોતાના આદર્શોને વખાણી તેમાંથી લાભ મેળવે છે. પણ મોટી ઉમ્મરનો માણસ, ઘણા માણસોના સમાગમમાં આવે

-છે અને દરેકમાંથી થોડું થોડું અનુકરણ કરે છે, તેથી તે બહાર બહુ જણાઇ આવતું નથી, અને તે માણસના આદર્શને આપણે જોઇ શકતાં ન હોવાથી, તેના વર્તનને તદ્દન સ્વતંત્ર માની લેવાની ભૂલ કરીએ છીએ. બાળકના દાખલામાં તેથી ઉંધું જ હોય છે.

મનુષ્યની જીંદગીમાં 'સૂચન' કેટલો મહત્વનો ભાગ ભજવે છે, તે ધ્યાનથી નિરીક્ષણ કર્યા વગર તો સમજાય એવું પણ નથી. ન્હાની ન્હાની બાબતો—દાખલા તરીકે બોલવા ચાલવાની લઢણ, હાવભાવ, કપડાંલત્તાં પહેરવાની રીત વગેરેમાં 'સૂચન' જણાઇ આવે છે, પરન્તુ વધારે મોટી બાબતોમાં તે એટલું સ્પષ્ટતાથી જણાતું નથી. ખરી વાત એ છે કે આપણા વિચારના મુખ્ય પ્રવાહના ઘણાં તત્ત્વો (આપણી પસંદગી વગર જ) વાતાવરણ, અનુકરણની પ્રેરણાબુદ્ધિ દ્વારા, અથવા ટેવથી બનેલાં હોય છે; આ આવેગોને સુઘટિત રીતે ગોઠવવા એ ઉચ્ચ કોટીના વિચારો અથવા ઇચ્છા શક્તિનો કાર્ય પ્રદેશ છે. ઐચ્છિક વિચારો તરફ લોકોનું ધ્યાન વધારે ખેંચાય એ કુદરતી છે, કારણ તેમાં પસંદગી સ્પષ્ટ જણાઇ આવે એવી હોય છે. મનુષ્ય પોતે પોતાના કાર્યોને ઘણાં મહત્વનાં ન ગણે તો તે કામો સારી રીતે થઇ શકતા નથી. જો વિરોધી ગુણનો મુકાબલો કરવાની પદ્ધતિ ન હોય તો આપણા ધ્યાનમાં કશું જ ન આવી શકે, અને તેથી જ સૂચનનો યાન્ત્રિક કાબુ જે બધા ઉપર લગભગ સરખીજ અસર કરનારો છે, તે ખાસ ધ્યાન ખેંચતો નથી. આપણે સતત્ હવાવાળી જગામાં રહીએ છીએ, તેથી તે વાતનું આપણને કદી ભાન રહેતું નથી. તેવી જ રીતે આપણી ભાષા, આપણા પ્રાન્તની ભાષા લઢણ વગેરે પણ આપણું ધ્યાન ખેંચતાં નથી.

પસંદગી એ જાણે રોશનીવાળો અને ઉદ્યમી કોઇ વિભાગ છે, અને આપણી આંખો તે જગા ઉપર જ ફરી રહે છે. બીજો દાખલો લઇએ તો પસંદગીને પૃથ્વી સાથે સરખાવી શકાય. આપણા રસનું કેન્દ્રસ્થાન આ પૃથ્વી હોવાથી આપણે તેને આખા બ્રહ્માન્ડનું મુખ્ય અંગ ગણીએ છીએ.

પસંદગીનું ક્ષેત્ર પણ વ્યવહાર આગમોમાં તો પરિમિત હોય છે. એક તો બહુ જ અપરિપક્વ સાધનો અને સાદા ખ્યાલો ઉપરથી તેનું ઘડતર કરવાનું હોય છે, અને બીજું એ કે તેમાં આપણી પ્રાણરક્ષક શક્તિઓ ખૂબ ચૂસાય છે. પહેલા કારણને લીધે વિચારની સ્પર્ધા હોય ત્યાંજ પસંદગીને ક્ષેત્ર મળી રહે છે. જ્યાં સુધી કોઇ વિચારનો વિરોધ થયો નથી હોતો, ત્યાં સુધી આપણે તેને સ્વાભાવિક રીતે જ સ્વીકારી લઈએ છીએ. આપણે જૂના જમાનામાં જન્મ્યાં હોત તો ઇન્દ્રની અપ્સરાઓ નાચ કરે છે, એવી સ્વર્ગની ભાવના આપણે સાચી જ માની હોત. અત્યારના જમાનામાં ઉપલી ભાવના, અથવા અસલી માન્યતાઓમાંથી કોઈ પણ પ્રકારની માન્યતા આપણે ન માનીએ, અથવા તેમાં શંકા આણીએ, તે માટે આપણી બુદ્ધિને કાંઈ જ જશ ન આપી શકાય; એ તો માત્ર જ્ઞાનની વૃદ્ધિને લીધે વિચાર અને તુલના કરવાની શક્તિ વધવાને આભારી છે. આપણી વ્યક્તિગત મગજ શક્તિ અથવા ઇચ્છા શક્તિ, ધીરે ધીરે પ્રગતિ કરતા તંત્રના વિભાગ રૂપ છે. આપણો કોઈ પણ વિચાર દરેક વસ્તુથી નીરાળો તો નથી જ હોતો, તે માત્ર આપણી આસપાસના વાતાવરણના શુભ પ્રભાવના જવાબ રૂપજ હોય છે; તેથી કોઈ પણ પ્રકારના સંવ્યવહાર વગર જાગેલા વિચારો તો ભાગ્યે જ ઉપજી શકે. આપણે આપણી ઇચ્છા શક્તિ વડે બોલતાં શીખીએ છીએ, પણ એમ તો કોઈ ન જ કહી શકે કે જે બાળક ફક્ત ગુજરાતી ભાષા જ બોલાતી સાંભળે છે, તે અંગ્રેજી એમને એમ શીખ્યા વગર બોલી શકે !

જ્યાં સૂચનો સંખ્યાબંધ અને પરસ્પર વિરોધી હોય ત્યાં આપણુને પસંદગી કરવાની જરૂર પડે છે. આ પસંદગી કરવી તે ઇચ્છા શક્તિનું કામ છે, અને તેનાં પરિણામરૂપે જીવનની પ્રગતિમાં આગળ વધવું, સ્વતંત્ર અથવા સર્જક-શક્તિ, અથવા એવીજ જાતનું જે ગમે તે નામ તેને આપી શકાય. પરન્તુ જ્યાં સૂચન એકાદજ હોય ત્યાં તેનીજ પસંદગી કર્યે છૂટકો. ધાર્મિક સિદ્ધાન્ત. અને

(આપણા દેશમાં) સામાજિક વિચારોમાં સૂચનની સંખ્યા એટલી ટૂંકી હોય છે કે તેમાં પસંદગીનો પ્રશ્ન થોડો જ રહે છે. જ્યાં સુધી એના વિરોધી વિચારો કોઇ જણાવે નહિ, ત્યાં સુધી આપણને ખ્યાલજ નથી આવતો કે આપણી પાસે પસંદગીનું ક્ષેત્રજ નથી.

ઉપર બીજી વાત કહી કે પસંદગી કરવામાં આપણી પ્રાણ-રક્ષક શક્તિઓ બહુ ચૂસાય છે. તે સંબંધી કોઈ અઘરી પરિસ્થિતિમાં મનનો નિશ્ચય કઈ તરફ કરી લેવો, તે વાત કેટલી મુશ્કેલ અને મનને હંફાવી દેનારી છે, તે તો બધાં જ અનુભવથી સમજે છે. આવા પ્રકારના નિશ્ચયો કરવામાં માનસિક થાક પુષ્કળ લાગે છે, અને ઘણીવાર એ પરિશ્રમનાં ચિન્હો પણ જણાઇ આવે છે. આપણી અટપટી જીન્દગીમા જાતજાતનાં પ્રતિસ્પર્ધી સૂચનોમાંથી થોડાંજ ગ્રહણ કરી લેવાની ઇચ્છાશક્તિની તાકાત પહોંચી શકે. ખરું જોતાં આપણે બધાં, જે વધારે મહત્વનો લાગે, કે વધારે રસ પડે તેવો પોતપોતાનો કાર્ય પ્રદેશ શોધી લઈ તેમાં આપણી પસંદગીને સ્થાન આપીએ છીએ. તે સિવાયની બાબતોમાં તો કોઈ પણ પ્રકારના અધિકારના, કોઈ રીતિરિવાજના કે કોઈ ધંધાદારી પ્રથાના યાંત્રિક કાબુ નીચે જ આપણે રક્ષણ મેળવી લઈએ છીએ.

જરૂરી કાર્યોમાં ઉપયોગમાં લઇ શકાય, તે માટે સાચવી રાખવા ખાતર ક્યાં ક્યાં કામોમાં આપણી ઇચ્છાશક્તિનો વ્યય ન કરી નાખવો એ જે જાણે છે તે જીવનની એક બહુ મહત્ત્વની બાબત જાણી શક્યો છે એમ કહી શકાય. પસંદગીનો અતિરેક કોઇપણ માણસને થકવી નાખે છે, અને તેને પરિણામે માણસ મહત્ત્વની બાબતમાં, ચાલતી રૂઢીને કે સત્તાશીલના નિયમને તાબે થઇ જાય છે, અથવા અપ્રતિબદ્ધ લાગણીઓના વહેણમાં તણાઈ જાય છે. કોલેજમાં ભણવાના દિવસો, રોજગાર મેળવવાના દિવસોમાં પરિવર્તન પામે છે તે ઉદાહરણ ટાંકવા જેવું છે. જો યુવાન પુરૂષમાં શક્તિ અને કલ્પના બંને હોય તો

તેને (સારી) યુનીવર્સીટીમાં ઘણું વિશાળ વાતાવરણ મળી રહે છે. દરેક કાળની કળદ્રુપમાં કળદ્રુપ મગજશક્તિઓમાંથી તેને સૂચન મળી રહે છે, અહીં તેને વિચારવાની, મનોરથો ઘડવાની અને પ્રગતિ કરવાની પૂરતી તક મળી રહે છે. ફીલસુફી, કળા, વિજ્ઞાન અને માનવજાતિના શ્રેયમાં તે યુવાન જીવન્ત રસ લઈ શકે છે, યુનીવર્સીટીના વિશાળ પુસ્તકાલયો તેને આ પ્રકારનો ખોરાક પૂરો પાડે છે. પછી તે 'ગ્રેજ્યુએટ' થાય છે અને ધંધે વળગે છે. ધારો કે તેને કોઈ કારખાનામાં નોકરી મળી. ત્યાં તો અમુક બાબતો વિષે જ વાતચિત થાય છે, અમુક વિષયમાં જ રસ લેવાની તક મળે છે, આથી બીજા સર્વ વિષય ધીરે ધીરે તેના મગજમાં ઝાંખા પડતા જાય છે. આ માણસે પોતાની વિદ્યાર્થી અવસ્થાનું વાતાવરણ ચાલુ રાખવું હોય તો તેણે પુસ્તકો વાચ્યા કરવાં પડે છે.

આ વિદ્યાર્થીના જીવનમાં વાતાવરણથી થતી અસર સ્પષ્ટતાથી જોઈ શકાય છે, પરંતુ દેશની કે પ્રજાની ટેવો, રીતરિવાજ વગેરેમાં આપણે એટલા ઓતપ્રોત થઈ ગએલાં હોઈએ છીએ કે આપણને તેમની હયાતીનું ભાન રહેતું નથી. આપણા દેશમાં જૂના જમાનાના ગણાતા લોકો એટલા રૂઢીચુસ્ત છે, કે પોતાની એ રૂઢીચુસ્તતાનું તેમને ભાન પણ નથી હોતું. એમની વાતચીત, (લખતાં આવડતું હોય તો) લખાણ, વગેરે બધું જ રૂઢીચુસ્તતાથી ભરપૂર હોય છે, પરંતુ તેની એ લોકોને ખબર હોતી નથી; કારણ પોતાના કરતાં જુદા કોઈ વિચારો હોઈ શકે એ જ એમના ખ્યાલ બ્હારની વાત છે. (હવે જ્યારે ગાંધીજીએ અસ્પૃશ્યતાનો ઝંડો ઉઠાવ્યો ત્યારે રૂઢીચુસ્તોને પોતાની રૂઢીચુસ્તતાનો ખ્યાલ આવ્યો ભા. ક.)

આપણો પોતાનો અવાજ બીજાને કાને કેવો સંભળાતો હશે તેનો આપણને ખ્યાલ આવી શકતો નથી, અને જો આપણો જ અવાજ આપણે ગ્રામોફોનમાં સાંભળીએ છીએ તો કેવું આશ્ચર્ય થાય છે? તે જ પ્રમાણે પારકાની નજરે આપણે કેવાં જણાતાં હોઈશું તે જાણવાનું બહુ અઘરું છે.

આપણે બધા સાધારણ રીતે એમ માની લઈએ છીએ કે સામાજિક અથવા આર્થિક પ્રશ્નો ઉપરના આપણા વિચારો, આપણી માન્યતાઓ તે જ સ્વાભાવિક છે, તે જ સાચી છે આપણે ભૂલી જઈએ છીએ કે આપણે જે ચોક્કસ જુદી જુદી રીતે ઉછરીએ મોટા થઈએ છીએ તેમણે જ આડકતરી રીતે એ વિચારો આપણા મગજ ઉપર અંકિત કરેલા છે. જ્યારે માણસો દેશમાં ઐક્ય આણવાના પ્રયાસો આદરે છે ત્યારે સામાન્ય જનસમૂહની પોતાનાથી જુદા સમૂહના લોકોની લાગણીઓ કે ભાવનાઓ પ્રત્યેની બેદરકારી અતિશય ચોંકાવનારી લાગે છે. શ્રમજીવી લોકોની જીંદગીની મુશ્કેલીઓ, એ લોકોના મનોરથો વગેરે વેપારી કે ધંધાદારી લોકો ભાગ્યે જ સમજી શકે. તેવી જ રીતે ગોરી પ્રજાઓનો કાળા લોકો તરફનો તિરસ્કાર પણ ઉદાહરણ તરીકે લેવાય એવો છે. આ સવ પ્રકારની ગેરસમજુતિનું મુખ્ય કારણ—સાચા સવ્યવહારની ખામી—એ જ છે આપણો હેતુ ગમે તેવો સારો હોય, પરંતુ જ્યાં સુધી આપણે એક બીજાને સમજી ન શકીએ, ત્યાં સુધી સારા હેતુઓ પણ નિષ્ફળ જ જવાના.

ખરું જોતાં બધા વર્ગોને એકત્રિત કરવાનું વર્તમાનપત્ર એ બહુ મોટું સાધન હોવું જોઈએ, પણ દુર્ભાગ્યે તે જ ભાગલા પાડવાનું સાધન બની બેઠું છે! પૈસાદાર લોકો પોતાના મતને ઉત્તેજન આપતાં છાપાં અને માસિક પત્રો વાંચી પોતાના મતને દૃઢીભૂત કરે છે, અને કામદાર વર્ગ સામ્યવાદી પક્ષ તરફથી છપાતાં પત્રો વાંચી, એવા વિચારોથી પોતાના મગજને ભરે છે. એવી શાળાઓ પણ નથી કે જ્યાં બાળકોને ઉદાર મતવાદ શીખવવામાં આવે.

આને પરિણામે કટોકટીને સમયે પ્રચારકોને વિરોધીપક્ષ તરફ ધિક્કાર અને વેરની લાગણીઓ ફેલાવવાનું બહુ સરળ પડે છે. જો આપણે દેશના જુદા જુદા વર્ગો વચ્ચે કે પ્રજા પ્રજા વચ્ચે સમભાવ કેળવવા માગતા જ હોઈએ, તો પરસ્પર સમજુતિ એ અતિ મહત્વની

જરૂરીઆત છે. પોતાના વાતાવરણથી પર જઈ ઉંચી ભૂમિકા ઉપર ચઢી કોઈ વિરલ પુરુષ જ જોઈ શકે છે. વધારે ભાગે તો આપણને આપણાથી જુદા કાળના લોકો વિચિત્ર, અસંગત, અથવા કદાચ બુદ્ધિહીન લાગે છે. આપણી રહેણીકરણી તે જ સાચી અને સ્વાભાવિક જીવન પદ્ધતિ છે, બીજી સર્વ કઢંગી પદ્ધતિઓ છે, એ વિચારથી આપણામાંથી થોડાજ મુક્ત હોઈ શકે છે. પરન્તુ એક વાત યાદ રાખવા જેવી છે. દૂરના ભવિષ્યકાળના લોકો કદાચ આપણને પણ વિચિત્ર અને ઢંગધડા વગરના નહિ ગણી કાઢે? ધન પેદા કરવા પાછળની આપણી ગાંડી ધગશ, આપણાં શહેરોની ધાંધળ ભરી દોડધામ, વગેરેને એ લોકો કદાચ વધારે હલકા પ્રકારની બુદ્ધિહીનતા નહિ ગણે? કોઈ પણ મોટા શહેરમાં, સરીઆમ રસ્તા ઉપર ઉભેલું ટોળું જોઈએ, ત્યારે તેમાં બુદ્ધિહીનતાનાં ચિન્હો સ્પષ્ટ જણાય છે. વર્તમાનપત્રોના મેલા પ્રકારના ગપગોળા વાંચી ઉશ્કેરાઈ જતાં લોકોનાં ટોળાં પણ એટલાંજ બુદ્ધિહીન દેખાય છે.

જેમ વાતાવરણ વિશાળ થતું જાય, જેમ સંવ્યવહાર અહોળો થતો જાય, તેમ તેમ સૂચનનું ક્ષેત્ર વધુને વધુ જ વિશાળ બનતું જાય, એ તો દેખીતી જ વાત છે. આપણે સર્વ, હજી વાતાવરણ ઉપર અવલંબાયલાં જ છીએ, આસપાસની પરિસ્થિતિમાંથી આપ–લે તો જીન્દગીમાં ચાલ્યા જ કરે છે; પરન્તુ વાતાવરણ ખુબ વિશાળ બનતું જાય છે, અને કલ્પનાશક્તિ ધરાવતા માણસો તો ભૂત કે વર્તમાનકાળના ગમે તે મહાન પાસેથી પોતાનું સૂચન મેળવી લે છે. આમ કરવાથી તેમને મનગમતું સૂચન મળી રહે છે. માણસના પોતાના વ્યક્તિત્વની ખીલવટ પણ થાય છે, જ્યાં તેમાં માણસના મગજને અતિશય શ્રમ પડે છે. સૂચન તો નદી જેવું છે.—ઈતિહાસ દ્વારા વહેતું આવતાં તે પહોળું થતું આવે છે, અને જો કે તેને બે બાજુ કાંઠા હોય છે, તો પણ તે જેમ પહોળું થતું જાય છે, તેમ વધારે માણસોને ડુબાડતું જાય છે—તેમાં મજબુત તારાઓની જરૂર પડે છે. જે કોઈ નબળું પોચું હોય તો વહેણમાં તણાઈ જાય.

આ વેગને યંત્રવત વશ થઈ જવાના વલણને સૂચનવશતા (suggestiblity) કહે છે. જુદા જુદા માણસોમાં તેના જુદા જુદા પ્રકાર જોવામાં આવે છે. એક જ માણસમાં પણ જુદે જુદે પ્રસંગે તેના જુદા જુદા પ્રકાર જોવામાં આવે છે. વિલક્ષણ સૂચનવશતા ઉપર અંગ્રેજીમાં ઘણા માનસશાસ્ત્રીઓએ અભ્યાસપૂર્વક પુસ્તકો લખેલાં છે. પરન્તુ સામાન્ય સમાજજીવનના અભ્યાસીએ પણ અમુક નિયમો સમજી લેવા જરૂરી છે.

સૂચન અને પસંદગીની ઉપલી ચર્ચાથી એટલું તો સ્પષ્ટ થાય છે જ કે સૂચનવશતા, એટલે વિચારક ઇચ્છાશક્તિની સત્તાનો અભાવ. જ્યારે આ કાર્ય બરાબર થતું નથી, ત્યારે વિચાર અને આચારનો મેળ મળતો નથી, અને ગુંચવાડો થઈ જાય છે. વહાણનો કપ્તાન નાલાયક કે અશક્ત નીવડે તો બધા ખલાસીઓમાં પણ કુસંપ પેદા થાય છે, અને શિસ્ત છિન્ન ભિન્ન થઈ જાય છે. તેવી જ રીતે જે કાંઈ આપણી બુદ્ધિશક્તિને નબળી પાડી દે છે, તે કોઈ પણ પ્રકારની સૂચનવશતા ઉત્પન્ન કરાવે જ છે. ઉશ્કેરાટ જેવું તે સૂચનવશતા છે, કારણ તે વખતે આપણે ઉશ્કેરનારી લાગણીના સૂચનને વશ થઈ જઈએ છીએ.

લાવી તેમનામાં ઐક્ય આણે છે. ત્યાર પછી જેને તે કુશળ હોય, અને એ લોકોની દૃઢ બનેલી ટેવોના ખાસ વિરુદ્ધ ન જાય તો તે શ્રોતા વર્ગ પાસે જે ધારે તે કરાવી શકે છે.

ક્રોધ એ વારંવાર ઉત્તેજિત થઈ જતો આવેશ છે. એ આવેશને ઉશ્કેરવો પણ સહેલ છે. સામાન્ય જનતાને ખુશ કરે એવા વક્તૃત્વમાં એ બહુ ઉપયોગી સાધન છે; અને કેટલીકવાર તો ક્રોધ પથરા ફેંકવામાં, બાળી મુકવામાં અને ચાબખા મારવામાં પરિણમે છે. તેજ પ્રમાણે ભયનું. મોટી લડાઇમાં કોઇકવાર એવું બને છે કે લશ્કરની આખી ટુકડીને ટુકડી ભયથી જાણે થીજી જાય છે; એમનો સેનાપતિ એમને ગોળીથી ઠાર કરવાની ધમકી આપે તો પણ તેની અસર થતી નથી; અને વળી એના એ જ માણસો જ્યારે સ્વસ્થ થાય ત્યારે બધો ભય ચાલ્યો જાય, એટલે યુદ્ધમાં બહાદુરીથી લડી વિજય મેળવી શકે છે.

અતિશય શ્રમને લીધે આપણામાં ઘણીવાર સૂચનવશતા આવી જાય છે. માનસિક શ્રમ ઉઠાવનારા લોકોને ઘણીવાર એમ બોલતા સાંભળીએ છીએ કે, "એટલો બધો થાકી ગયો કે કામ બંધ જ ન કરી શક્યો." અતિશય થાકેલું મન પોતાનો ભાર ઉતારી નાંખવા પણ અસમર્થ બની જાય છે, અને તેથી એના એ જ શ્રમિત બનાવતા માર્ગે ચાલે જાય છે. આપણે જાણીએ છીએ કે આવે વખતે સારી રીતે કામ ન જ થઈ શકે, છતાં પણ એ લોકો એક પ્રકારના અસહાય બની ગયા હોવાથી કામ બંધ કરી શકતા નથી. આવે વખતે કેટલાક માણસોમાં સ્વચ્છંદી આવેશો ઉભરાઈ આવે છે. દાખલા તરીકે અતિ ક્રોધ, અતિશય બીક, દારૂ પીવાની લત વગેરે.

સૂચનવશતા ઉપર ટેવો અંકુશ મૂકી શકે છે, એ તો જાણીતી વાત છે. જે માણસ દારૂને અડકતો પણ નથી તે દારૂ પીવાના સૂચનને વશ નહિ થાય. અમુક લોકોમાં સૂચનવશતા ઓછાવત્તા

પ્રમાણમાં હોય છે તેનું કારણ તપાસીએ. જેમ માનસિક શક્તિઓ વધારે ઉચા પ્રકારની, તેમ સૂચનવશતા ઓછી નજરે પડે છે. કેટલાક એને તો એટલી હદ સુધીના સૂચનવશ હોય છે કે એમનાં જીવનમાં એમનાથી સહણ થઈ શકે એવી વસ્તુઓ પણ સમજવાનો પ્રયત્ન કરતા નથી. અને તેને બદલે કોઈ સાદા અને સંકુચિત એવાં સૂચનોને તાબે થઈ જાય છે. વળી બીજા એક પ્રકારના લોકો હોય છે–તેમનામા બુદ્ધિ વણી હોય છે, પરન્તુ તેને કયે માર્ગે દોરવી; તે નક્કી કરવાનું તેમને આળસ આવે છે, તેથી એ લોકો સામાન્ય સૂચનોને વશ થઈ જાય છે. આવા લોકો વડે ધાર્મિક ધગશ વગેરે ટકી રહે છે. બુદ્ધિસપન્ન (rational) એટલે જીવનના સર્વ સામાન્ય પ્રશ્નો વિચારી શકે એવા, ધીરજવાન અને ઉદાર મતવાળા લોકો, ગમે તેવા બુદ્ધિશાળી સમાજમા પણ ગણ્યાગાંઠયા જ મળી આવે છે.

---

## પ્રકરણ ૪ થું

---

### સમાજપ્રિયતા અને વ્યક્તિગત ભાવનાઓ

સામાજિક વિચારનું મૂળ અને તેનો વિકાસ વ્યક્તિગત માનસમા કેવી રીતે થાય છે, તે બતાવવાનો આ પ્રકરણનો પ્રયાસ છે, જો આપણે એમ પુરવાર કરી શકીએ કે મનુષ્યનુ મન સમાજપ્રિય (social) છે, અને સમાજ માનવ મનનું બનેલુ છે, અને સમાજ તથા મન બન્ને એક જ વસ્તુનાં બે ભિન્ન ભિન્ન સ્વરૂપો છે, તો પ્રથમ પ્રકરણના વિચારોની પૂરણી ઉપરાંત કશું નવું નથી કરતા.

તદ્દન નવું જન્મેલું બાળક કદાચ એની માતા સિવાય કોઈને આનન્દ ન આપી શકે એવું બાળક કોઈ ન્હાનકડા વિચિત્ર જનાવર જેવુ જણાય છે તેને જોઈને આપણા મનમા–આપણા જીવનની, પાસેમા પાસેની વસ્તુઓ વિષે પણ આપણે કેટલા અજ્ઞાન છીએ

એનો ખ્યાલ આવે છે; પરન્તુ તે બાળક પ્રત્યે પ્રેમ તો પાછળે જ ઉપજે. થોડા વખત પછી જ્યારે તે બાળક સ્મિત કરતાં શીખે છે, કે જુદી જુદી જાતના અવાજો કરવા શરૂ કરે છે, ત્યારે આપણે તેનામાં કાંઈક રસ લઈ શકીએ છીએ. શરૂવાતમાં તો બાળક જ્યારે ત્યારે હસે છે, પણ પછી ધીરે ધીરે આનન્દમાં હોય, ત્યારે જ તે સ્મિત કરે છે. બાળકના એ શરૂવાતના સ્મિતમાં કોઈનું અનુકરણ હોતું નથી. બહુ ન્હાનું બાળક આપણા સામું જોઈ હસે, તો એમ સમજવું કે આપણા સ્મિતના જવાબ રૂપ તેનું સ્મિત છે—એ ભૂલ ભરેલું છે. એની એકાદ ઇન્દ્રિયને આનન્દનું કાંઈક સાધન મળી રહેવાથી એ તો સ્મિત ઉપજાવે છે. એટલી ઉમ્મરે અને તેથી આગળ જતાં પણ બાળકો, સહવાસનો જે શોખ દર્શાવે છે તેનું કારણ એ છે કે બાળકને પોતાની શારીરિક અને માનસિક સ્ફુર્તિ માટે ઉપજેલી પ્રેરણાબુદ્ધિને સંતોષવા માટે ઉત્તેજિત કરે એવાં સૂચનોની જરૂર પડે છે. તે સહવાસ વગર ન મળી શકે. મોટાં થયા પછી પણ ઉપલી વાત સૌ કોઈને લાગુ પડે છે. તદ્દન એકલો માણસ તે દીવાસળી વગર, નિરુપયોગી બનેલા દારૂખાના જેવો છે; તે પોતાની જાતને વેગ આપી શકતો નથી બીજા પ્રતિસ્પર્ધીઓને અભાવે, અમુક એના એ જ વિચારો એના મગજમાં કેદીની માફક જકડાયલા રહે છે. સારો સહવાસ મળે તો એ વિચારોને મુક્તિ મળી શકે, અને નવી સંયોજના પેદા થઈ શકે છે. તે જ પ્રમાણે બાળકનું: બાળકને મળવા બીજાં બાળકો આવે છે, ત્યારે કેવી ખુશાલી ફેલાય છે! બાળક તેવે પ્રસંગે આનન્દથી કુદમ કુદી કરે છે, અને પોતાનાં રમકડાંનું પ્રદર્શન કરે છે, પોતાને જે કાંઈ આવડતું હોય છે, તે બતાવી દે છે, બાળકને પોતાની જાતને વ્યક્ત કરવાની ખૂબ ઇચ્છા હોય છે, તેની તક બાળકોના સહવાસથી મળી રહે છે.

ઉભરાઈ જતી લાગણીઓને મુક્ત કરવા માટે સહવાસની જરૂર પડે છે. બાળક એકાદ વર્ષનું થાય એટલે સમાજપ્રિયતાની લાગણી જણાવા માંડે છે. અનુવૃત્તિથી જ બાળકમાં સમાજ પ્રિયતાની

લાગણીને સ્થાન હોય છે, પણ આ લાગણી ઘણી અસ્પષ્ટ હોવાથી તેને 'પ્રેમ 'નું નામ ન આપી શકાય. બાળકોની માફક સાધારણ બુદ્ધિવાળા માણસોમાં માયાળુપણું હોય છે, સામા માણસના હૃદયના આવેગ સમજવાની પહોંચ તેનામાં હોતી નથી. બાળક જ્યારે તદ્દન એકલું પડી જાય છે, ત્યારે તે કાલ્પનિક સહવાસ સાધી લે છે. આ બાબત બરાબર સમજવા માટે બાળકોનું નિરીક્ષણ કરવું આવશ્યક છે. કેટલાંક બાળકોની મિત્ર મંડળી જ આખી કાલ્પનિક હોય છે અને કોઈ બાળકો કદી નિશાળે જતાં ન હોવા છતાં કાલ્પનિક નિશાળની પુષ્કળ વાતો કરે છે. ઘણીવાર બાળકો આ કલ્પનાનાં પાત્રો સાથે નિરાંતે વાતચીત પણ કરે છે. આ બધા ઉપરથી સાર એ લેવાનો કે આ કાંઈ બાળકના મનની કલ્પનાના મિથ્યા તરંગો નથી હોતા- એ તો મનને સમાજ સાથે સંવ્યવહારમાં લાવવાનો એક નિર્દોષ પ્રકાર છે. મોટાં થયા પછી, આપણે એવી વાતચીત મોટે અવાજે કોઈ સાંભળે તેમ કરતા નથી; પરન્તુ આપણે એકાન્તમાં વિચાર કરીએ છીએ ત્યારે ખરું જોતાં એક પ્રકારની વાતચીત જ કરતાં હોઈએ છીએ. ન્હાના તેમજ મોટાં બધાંને જ માટે કહી શકાય કે તેમનાં મગજ સતત વાતચીતમાં જ રોકાયલાં હોય છે.

આપણું મન સતત વાતચીતમાં રોકાયલું રહે છે, છતાં, એ વસ્તુથી આપણે એટલાં ટેવાઈ ગયાં છીએ, કે તેની હયાતીનું આપણને ભાન નથી રહેતું. પરન્તુ કોઈવાર કોઈ પ્રકારનું કામ યંત્રવત કર્યે જતાં હોઈએ છીએ, ત્યારે મગજમાં જે વિચારધારા ચાલતી હોય છે, તેને બારીકાઈથી તપાસીએ તો તરત જણાશે કે આપણાં મગજમાં વાતચીત જ ચાલતી હોય છે. કોઈ પણ પ્રકારની સામાજિક ઘટનાથી મગજ જ્યારે ઉશ્કેરાઈ ગયું હોય, ત્યારે આવું ખાસ કરીને બને છે. કોઈવાર કોઈ ગુનેહગાર એ રીતે પોતાના મગજમાં વાતચીત ચલાવી પોતાના મનનો ભાર હળવો કરે છે. કોઈક ગુનેહગારો એવી વાતચીતમાં પોતાનો ગુન્હો કબુલ કરતા પણ જાણ્યામાં છે; કારણ

કે એમનું મગજ એ બાબત ઉપર એટલું ઉશ્કેરાયલું છે કે કોઈ પણ બીજા માણસને તે વિશે કહ્યા વિના એનનાથી રહેવાતું નથી.

સ્વપ્નામાં પણ મોટે ભાગે, આવી કાલ્પનિક વાતચીતનો સમાવેશ થાય છે. કેટલાય લોકોના મનમાં તો અર્ધનિદ્રિત સ્થિતિમાં આવા વાર્તાલાપ ચાલે છે. ઘણા લેખકોને પત્ર રૂપે કે વાતચીત રૂપે લેખ લખવાનું વધારે ફાવે છે. તેનું કારણ પણ તે જ છે. ખરી વાત એ છે કે વાતચીતમાંથીજ ભાષા ઉત્પન્ન થઈ છે, વાતચીત દ્વારા જ તે શીખવવામાં આવે છે; તથી માણસની વિચારશ્રેણીમાં પણ તેને સ્થાન હોય જ એ કુદરતી છે.

સંવ્યવહારની પ્રક્રિયાને વિચારના પરિણામરૂપ ગણવા કરતાં વિચારનો એક અભેદ્ય વિભાગ ગણીએ તો વધારે યોગ્ય ગણાય. વિચાર અને સંવ્યવહાર એ બન્ને, ઝાડના મૂળ અને શાખા જેવાં છે—એકના નાશ સાથે બીજાનો નાશ થવાનો જ. નવા જમાનાના માનસશાસ્ત્રીઓ કહે છે કે દરેક વિચારની સાથે સ્ફુર્તિવાળો આવેગ જોડાયલો હોય છે, અને જેની સામાજિક પ્રગતિ વધારે થઈ હોય તે આ આવેગને વાણી અથવા લખાણ દ્વારા વ્યક્ત કરે છે. જ્યાં આ શક્ય નથી હોતું ત્યાં કાલ્પનિક સંવ્યવહારને સ્થાન મળે છે.

સંવ્યવહાર વગર આનન્દજ નથી આવતો. મનમાં કોઈ સરસ વિચાર આવે, તેને કોઈ પણ પ્રકારે કોઈની પણ આગળ વ્યક્ત કરી શકીએ તો જ સંતોષ થાય છે. કોઈવાર માણસના મનમાં એવા પ્રકારના વિચારો આવે છે કે તેની આજુબાજુના મંડળમાંથી કોઈની તે સમજવાની શક્તિ હોતી નથી, ત્યારે તે માણસ લેખો લખી તે વિચારો બહાર પાડે છે. ઘણી વાર લોકો તે કારણસર જ નોંધપોથી રાખે છે, પોતાના વિચારો તે નોંધપોથીમાં વ્યક્ત કરે છે. તેથી એક રીતે જોતાં સાહિત્ય કે કળામાં જે સર્જનની ઊર્મિ હોય છે, તેનું મૂળ, મોટે અવાજે વાત કરવાની,

કે કોઈની આગળ વિચાર વ્યક્ત કરવાની નાનાં બાળક જેવી ઈચ્છા-માંથી જ ઉદ્‌ભવે છે.

ઘણા લેખકો ખુલ્લી રીતે કબુલ કરે છે કે લખાણ વખતી વખતે એમના મન આગળ અમુક વ્યક્તિ હોય છે—અને તે માણસ પોતાના લખાણ વિષે શું ધારશે એ ખ્યાલ હંમેશ જીવન્ત હોય છે. એક જગાએ ઈમર્સન કહે છે કે, "માણસમાં પોતાપણું અર્ધું જ હોય છે, બાકીનો અર્ધો ભાગ તે એનું વક્તવ્ય છે.' આ અક્ષરશઃ સાચું છે.

આગગાડીમાં કે આગબોટમાં મુસાફરી કરતાં કોઈ તદ્દન અજાણ્યો મુસાફર આપણને પોતાનો આખો જીવન ઈતિહાસ કહી જાય, એવું તો ઘણીએ વાર બને છે, તેનું કારણ શું? આપણને એની વાતથી થોડી જ સહાનુભૂતિ ઉપજે છે, પેલો માણસ પણ ખરું જોતાં તો તે જાણે છે, છતાં તે આપણને તો માત્ર સહાનુભૂતિનો ભ્રમ ટકાવી રાખવાના હથીઆર તરીકે જ વાપરે છે—અને ખરું જોતાં તો તે કાલ્પનિક માણસની સાથે જ વાતચીત કરે છે. આ રીતે આપણે જોયું કે ત્રણ ચાર વર્ષનું બાળક જે નિર્દોષતાથી કાલ્પનિક સહવાસ ઉત્પન્ન કરી, પોતાના વિચારો વ્યક્ત કરે છે, તે જ વસ્તુ દરેક માણસના વિચારમાં રહેલી હોય છે.

ખરું જોતાં વિચાર અને વ્યક્તિગત સંવ્યવહાર બન્ને એક જ વસ્તુનાં બે સ્વરૂપો છે. જ્યારે તેઓ ચહેરા કે એવાં કોઈ પણ ઈન્દ્રિયથી પ્રાપ્ત થતાં ચિન્હો વડે સૂચન લેવાય છે, ત્યારે આપણે તેને વ્યક્તિગત સંવ્યવહારનું નામ આપીએ છીએ, અને જ્યારે વ્યક્તિગત સૂચનો આપણાં સંસ્મરણોમાંથી આવે છે, ત્યારે આપણે તેને વિચાર કહીએ છીએ. બન્ને માનસિક છે, બન્ને વ્યક્તિગત છે. આપણું મગજ કોઈ એકાકી તપસ્વીની ઉજ્જડ ગુફા જેવું નથી, એ તો આતિથ્યસત્કાર અને સંવ્યવહારનું મોટું ધામ છે. બીજા લોકોથી અલગ, એવું ઉચ્ચ પ્રકારનું જીવન કોઈનું હોતુંજ નથી.

બીજા લોકોની કલ્પના કરીને જ આપણે આપણું અસ્તિત્વ ઘડીએ છીએ. એવી કલ્પનાશક્તિ જેનામાં ન હોય તે છેક નીચી કોટીનો અક્કલહીન માણસ ગણાય. આવા પ્રકારના માનસિક સહવાસ સિવાય કશા પ્રકારનું ડહાપણ, સત્તા, ન્યાય કે સત્ય હોઈ જ ન શકે. માનસિક જીવન સવ્યવહારમય જ હોય છે.

હવે, વિચારો આપણા મગજમાં કઈ રીતે ખીલે છે, તે વિષે જરા કાળજીપૂર્વક મનન કરીએ. બાળકનું ધ્યાન સૌથી પહેલું પોતાની માતાના ચહેરા તરફ ખેંચાય છે, તેમાં પણ આંખો એને સૌથી પહેલી આકર્ષે છે, અને ત્યાર પછી તે ધ્યાન ખેંચે છે હાલતા હોઠ, અને દાંતનો ચળકાટ. બીજા વર્ષમાં પ્રવેશ કરતાં જ બાળક ઘણીવાર આરસીમાં જોઈ જાત જાતનાં મોઢાં કરતું, હાથના હાવભાવ કરતું, નજરે પડે છે. માતા કે આયાના ચહેરાના સતત અભ્યાસ પછી જ બાળક સ્મિત, ગુસ્સો, કાલાવાલા વગેરેના ચહેરાનાં જુદાં જુદાં સ્વરૂપોનાં ચિહ્નો અને અર્થ સમજતાં શીખે છે. પોતાને અજાણ્યા એવા કોઈ પણ મોઢાના ભાવથી બાળક ગુંચવાઈ જાય છે, અને કોઈ વાર કદાચ જરા બ્હીએ છે. એનું કારણ એટલું જ કે એ ભાવ તેણે પહેલાં જોએલો હોતો નથી.

કોઈ પણ પ્રકારના મોટા અવાજથી એક માસની અંદરનાં બાળકો પણ ગભરાતાં જણાય છે. એક અઠવાડીઆની અંદરનાં બાળક પણ કોઈક વાર મોટો અવાજ સાંભળી, ચમકીને રડવા માંડે છે. ડાર્વિનની નોંધપોથીમાં છે કે એના છોકરા ૭ માસની વયે પણ તેમની આયા રડવાનો ઢોંગ કરે, ત્યારે સહાનુભૂતિદર્શક ચહેરો કરતા. આયાનો ચહેરો જોઈને નહિ, પરન્તુ એનો રડવા જેવો અવાજ સાંભળીને જ કદાચ એ ન્હાના બાળકોમાં સહાનુભૂતિની ભાવના ઉત્પન્ન થઈ હશે.

બે વર્ષની અંદરનાં બાળકો, મોટી ઉમ્મરના માણસોનું નિખાલસપણું, અને અન્તઃકરણની શુદ્ધતા પારખવામાં ઘણીવાર બહુ નિપુણ

હોય છે. આનું કારણ તપાસીએ. બાળકની નજરે પડતા સર્વ ચહેરા ઘણુંખરૂ તો પ્રેમ અને પ્રમાણિકતાની છાપવાળા જ હોય છે. ( મોટી ઉમ્મરે એવું સદ્‌ભાગ્ય કોઈને પ્રાપ્ત થઈ શકતું નથી. ) આ ચહેરાઓને જોયાથી બાળકના મનમાં પ્રમાણિક અને પ્રેમાળ ચહેરાનો આદર્શ બંધાઇ જાય છે, અને એ આદર્શનો ઉપયોગ કરી, બાળક સારા કે ખરાબ માણસો વર્તી કાઢે છે. કૃત્રિમ સ્મિતમાં રહેલું કઢંગાપણુ બાળકના પેલા આદર્શ સાથે મળતું આવતું નથી, તેથી તેનું કઢંગાપણું તે સમજી જાય છે. અપ્રમાણિકપણુ અને ભાવહીનતા શું છે, તે તો બાળક ન જ સમજે; પણ પોતાના આદર્શ કરતાં આ કાંઇક જૂદું છે, એટલું એ સમજી જાય છે.

બાળપણ વીતી ગયા પછી, આ પ્રેમ અને પ્રમાણિકતાનો એ સરળ આદર્શ આપણે સમજી શકતા નથી. પરન્તુ આ ઉપરથી કોઈ એમ તો ન જ કહી શકે કે આપણે બાળક અવસ્થામાં જેટલી મનુષ્યની પરીક્ષા કરી શકીએ છીએ, તેટલી મોટપણુમાં નથી કરી શકતાં. મોઢાના હાવભાવ ઉપરથી માણસને પારખવાની શક્તિનાં બીજ તો આપણામાં હોતાં જ હશે. પરન્તુ અનુભવથી મળતા જ્ઞાનની સાથે તે શક્તિ ભેગી થાય, ત્યારે પરિપકવ બને છે.

ત્યારે એમ નક્કી થયુ કે અવાજ, મોંઢાના હાવભાવ વગેરે પ્રથમ પોતાની ઇન્દ્રિય વિષયક વિવિધતાને લીધે આકર્ષક બને છે, અને આગળ જતાં વ્યક્તિગત છાપ પાડનાર અને સહાનુભૂતિની ભાવના જાગૃત કરનાર વાહનરૂપ બને છે; અને તેમની આકર્ષકતા બીજી કોઈ પણ ચળકતી, હાલતી અને અવાજ કરતી વસ્તુના જેવી જ હોય છે. તેમનું અર્થબોધન તો પાછળથી, અનુવૃત્તિ અને નિરીક્ષણને પરિણામે જણાય છે. આ અર્થબોધન એટલે ઇન્દ્રિય વિષયક અનુભવો સાથે સંકળાએલી એક પ્રકારની વૃદ્ધિ દાખલા તરીકે ક્રોધાવિષ્ટ મુખાકૃતિના અર્થબોધનમાં, ગુસ્સામય શબ્દોચ્ચારણ, ક્રોધમય હાવભાવ, ભય અથવા તિરસ્કારની લાગણી, ટૂંકમાં કહીએ

તો, ક્રોધના ચિન્હ સામેની આપણી આખી માનસિક પ્રતિક્રિયા સમાએલી છે.

ઉપરોક્ત અર્થબોધનનો સમાવેશ કેટલેક અંશે સહાનુભૂતિ દર્શક માનસિક સ્થિતિમાં થઈ શકે. પરંતુ માત્ર સહાનુભૂતિ દર્શક માનસિક સ્થિતિના વર્તુલમાં જ તે અર્થબોધનનો સંપૂર્ણ સમાવેશ થતો નથી. સંજ્ઞાને વધુ મૂલ્યવાન બનાવતા આ વિચારો, દાખલા તરીકે, ભય સામેનો રોષ વગેરેનું મૂળ તો જરૂર અનુભૂતિમાં જ હોય છે. આપણે બધા એવી લાગણીઓના અસ્પષ્ટ તથા અપરિપક્વ સાધનો સાથે જ જન્મેલા હોઈએ છીએ; પછી સંવ્યવહાર અને કોઇ પણ પ્રકારના સામાજિક સંસર્ગ વડે તેને પુષ્ટિ મળે છે. બીજાઓ સાથેના સહવાસ વડે જ આપણે આપણો અંતર્ગત અનુભવ પણ વધારે બહોળો બનાવી શકીએ છીએ. બીજા શબ્દોમાં કહીએ તો, વ્યક્તિગત ભાવનાનો સમાવેશ, પ્રથમારંભે અને પછીના સઘળા તબક્કે પણ, ઈન્દ્રિયવિષયક અનુભવોમાં અને સંજ્ઞામાં થએલો હોય છે; આ ઈન્દ્રિયવિષયક અનુભવોની અને સંજ્ઞાની સાથે, થોડે ઘણે અંશે સંમિશ્રિત વિચારસમૂહ અને મનોભાવ જોડાયલાં છે.

આપણે જ્યારે કોઇ માણસનો વિચાર કરીએ છીએ, ત્યારે ખરૂ જોતાં શેનો વિચાર કરીએ છીએ? આપણને કદાચ એના મોંઢાની અમુક રેખાઓ, આંખની આસપાસની અમુક રેખાઓ અથવા તો તેની બેસવાની રીત, ચાલવાની રીત, અમુક હાવભાવ કે એના અવાજ અથવા સ્વરનો પ્રતિધ્વનિ ગમે તે યાદ રહી જાય છે. કોઈને કદાચ પોતાના સૌથી ગાઢ મિત્ર કે પોતાની સગી માતાના ચહેરાની બધી રેખાઓ યાદ ન પણ રહે; પરંતુ કદાચ તેનુ સ્મિત, આંખનાં પોપચાં ઉઘાડવાની રીત, ઉભા રહેવાની કે બેસવાની અમુક ઢબ વગેરે બાબતો આંખ આગળ તરી આવે. શારીરિક હાજરીમાં ઉંચાઈ, પહોળાઈ, નાક અથવા કપાળનો ઘાટ -

અથવા શરીરના બીજા કોઈ પણ ભાગનો આકાર, એ કાંઈ સંસ્મરણો ઘડવામાં મુખ્ય ભાગ ભજવતાં નથી; તેવો ભાગ તો આકારદ, ભાવ વ્યક્ત કરતી રેખા ભજવે છે. એ રેખાઓ તરત ધ્યાન ખેંચે છે અને આપણને યાદ રહી જાય છે કારણકે આપણે ખરેખર જે જાણવું છે તે એવી રેખાઓ દ્વારા જ મળી રહે છે.

વ્યક્તિગત ચારિત્ર્યનો નિર્ણય પણ આ જ રીતે થઈ શકે. જુદી જુદી પરિસ્થિતિમાં અમુક માણસ કેમ વર્તે તેની કલ્પના કરીને જ આપણે ઘણે ભાગે તે માણસ વિષે અભિપ્રાય બાંધીએ છીએ. અગણિત જુદા જુદા પ્રકારના માણસોની પ્રતિકૃતિઓ અનુભવ દ્વારા આપણને પૂરી પડે છે. જ્યારે આપણે કોઈ નવા ચહેરા, અવાજ કે આકૃતિ વિષે અભિપ્રાય બાંધવા માગતા હોઈએ છીએ ત્યારે અજાણતાં જ આપણે તેને અમુક પરિસ્થિતિમાં ગોઠવી જોઈએ છીએ, અને આપણી જાતને પૂછીએ છીએ કે તે પરિસ્થિતિમાં તે સર્વ યોગ્ય રીતે ગોઠવાય કે કેમ ? પછી આપણે તેમને વિવિધ પરિસ્થિતિઓમાં ગોઠવી જોઈએ છીએ, અને તેમાંથી કોઇમાં તે બંધ બેસતા આવે, તો કેવા પ્રકારના માણસ સાથે આપણે કામ લેવાનું છે તેની આપણને સમજણ પડે છે. જો મને લાગે કે અમુક માણસ ડરપોક છે તો મને તેને માટે માન ઉપજતું નથી, જો હું તેને બીજા માણસો સાથે કાળજીપણે વર્તતો જોઉં, પોતાની યુક્તિઓમાં સફળ નિવડતો જોઉં, તો તેનામાં કાર્યદક્ષતા છે એમ હું માની લઉં; જો પોતાના અભ્યાસગૃહમાં એવી ગહન વિષયોનો અવિશ્રાંતપણે અભ્યાસ કરતો કલ્પું તો હું તેને વિદ્વાન ગણું. આપણી સમક્ષની સંજ્ઞા આપણને તેને મળતી બીજી સંજ્ઞાની યાદ દેવડાવે છે, અને તેની સાથે જ આપણા મન આગળ તે નવા માણસ વિષેની વ્યક્તિગત છાપ અંકિત કરતો વિચાર સમૂહ ખડો થાય છે.

આ પ્રકારના અભિપ્રાય બાંધવાની શક્તિમાં તાત્કાલ જ્ઞાન અને કલ્પનાશીલતાની જરૂર પડે છે; તેમાં તર્કશાસ્ત્ર કામ લાગતું

નથી પરંતુ અનુભવ ઉપર જ તે આધારભૂત હોય છે. કેટલાક લોકોનું માનવું એવું છે કે અમુક માણસના ચહેરાના હાવભાવ વગેરે જોઈ લઈ આપણે એવા જ હાવભાવ કરી જોઈએ છીએ, અને તે વખતે આપણને કેવી લાગણી થાય છે, તે જાણી લઈને પછી પેલા માણસ સંબંધી આપણે બધું જાણી શકીએ છીએ; પરંતુ આ વાત મને તો ખાસ વજુદવાળી જણાતી નથી. માનવ ચારિત્ર્ય વિષે અસાધારણ જ્ઞાન ધરાવતા લોકો ઘણુંખરું બીજાના ચહેરાના હાવભાવનું અનુકરણ કરનારા હોતા નથી. આપણામાંથી ઘણા કૂતરાનો સ્વભાવ સમજી શકીએ છીએ; કૂતરાની ભસવાની રીત ઉપરથી તે કૂતરો ખાલી ભસનારો જ છે કે કરડકણો પણ છે વગેરે ઘણું સમજી શકીએ છીએ. કૂતરા વિષે આ બધું સમજવા માટે આપણે કૂતરા જેવી મુખાકૃતિ તો નથી જ કરવી પડતી! આપણે નિરીક્ષણ કરીએ છીએ, યાદ રાખીએ છીએ, અને કલ્પના કરીએ છીએ; હું ધારું છું કે માણસોની કિમ્મત આપણે ઘણું ખરું આવી જ રીતે કરીએ છીએ.

બાહ્ય અર્થમાં જ્યારે 'વ્યક્તિત્વ' શબ્દ વપરાય છે, ત્યારે તેનો અર્થ સાધારણ રીતે–એક પ્રકારનું ચહેરા અને અવાજ વડે દર્શાવાતું લાગણીનું વાતાવરણ, એવો લઈ શકાય. જો માણસ આનંદી, નિડર, પ્રમાણિક અને સહૃદય હોય તો તે સામા માણસમાં પણ તેવા પ્રકારની લાગણીઓ જાગૃત કરી શકે છે; અને તેથી કરીને સારી છાપ પાડી શકે છે; તેથી ઉલટું દુઃખી, અતડો અને સામાનું દુઃખ ન સમજનાર માણસ આપણા મન ઉપર ઉલટી જ અસર કરે છે.

વ્યક્તિત્વના આ દેખાય તેવાં તથા સંભળાય તેવાં ચિન્હો, આ રેખાઓ અને અવાજો, જેનો અર્થ છેક બાળપણથી નિરીક્ષણને પરિણામે આપણા મન ઉપર અંકિત થએલો છે, તે કળા અને સાહિત્યની છાપના સંવ્યવહારનો મૂળ પાયો છે.

ચિત્રકારો માનવ મુખાકૃતિનો ઘણો અભ્યાસ કર્યા પછી માણસના ચહેરાના બધા હાવભાવ ઝીણવટથી બતાવી શકે છે. સ્હેજ ઘેરી કે આછી છાયા દ્વારા તે ઘણા ભાવો દર્શાવી શકે છે. મહાન ચિત્રકારો તથા શિલ્પકારોની વિખ્યાત કૃતિઓની નકલો કરવામાં આવે છે, પરન્તુ તે સર્વમાં ઉપલી બાબતની ખામી હોવાને લીધે જ તે નકલી કૃતિઓ નિષ્ફળ નીપજે છે. 'મોના લીસા' કે અજંટાનાં વિશ્વ વિખ્યાત ચિત્રોની નકલ કરવા બેઠેલા ચિત્રકારોનાં ચિત્રોમા શી ખામી છે, તે સાધારણ માણસો કહી શકતા નથી, પરન્તુ અસલ ચિત્ર સાથે સરખાવતાં આ અનુકૃતિ નિર્જીવ છે, એ તો બધાંને લાગે જ છે. ઘણી જાતની લાગણીઓ દર્શાવી શકવાની શક્તિ વડે જ ચિત્રકારો ખ્યાતિ મેળવે છે.

શિલ્પકળામાં પણ જો કે અસલ અને નકલની મુખાકૃતિ, આંખની રેખા વગેરેમાં ફેર તો પડી જ જાય છે, પરન્તુ શિલ્પકળામાં ચહેરાના ભાવ કરતાં શરીરની સ્થિતિ વધારે અસરકારક લાગે છે.

સાહિત્યમાં મુખાકૃતિના ભાવ, ખાસ કરીને આંખના ભાવ દર્શાવવા માટે એવા આબાદ શબ્દો શોધી કાઢી વાપરવામાં આવે છે કે તે વડે લેખકે આલેખેલું વ્યક્તિત્વ બરાબર સૂચવાઈ જાય છે. કવિતામાં તો ઘણીવાર આંખ તેજ વ્યક્તિ હોય છે. શેકસપીઅર તથા મિલ્ટનનાં કાવ્યોમાં આ બાબત ઘણીવાર જણાઈ આવે છે. કળાની દરેક કૃતિમાંથી આપણે કળાકારના પોતાના વ્યક્તિત્વ વિષે પણ ઘણુ સમજી શકીએ છીએ. તે નમૂનો તૈયાર કરતી વખતનું કળાકારનુ માનસ સમજી શકીએ છીએ; જ્યારે આપણે અમુક ઇતિહાસકારને હાથે લખાયલું પુસ્તક વાંચીએ છીએ, ત્યારે તે ઐતિહાસિક સમય તથા વ્યક્તિઓ વિષે આપણને ખ્યાલ આવી જાય છે, તે ઉપરાંત તે લેખક વિષે પણ ખ્યાલ આવી જાય છે. આજ સત્ય, કળાની કોઈ પણ કૃતિને લાગુ પડી શકે છે.

દરેક પ્રતિભાશાળી કૃતિને મુખ-લક્ષણો હોય છે, કોઈ દુખી તો કોઈ આનન્દી, કોઈ ગુસ્સે થએલું તો કોઈ યાચના કરતું; કોઈ દઢ નિશ્ચયી તો કોઈ ધ્યાન નિમગ્ન. જેવી રીતે, અમુક આકૃતિ કે ચહેરા આપણા મનમાં અમુક પરિસ્થિતિ ઉત્પન્ન કરતા હોઈ, આપણે તેમને જોઈ ગઠ થઈએ છીએ; તેજ પ્રમાણે અમુક પુસ્તકોમાં, લખાણથી તદન જુદી જ, તેવી લેખકની મુખાકૃતિ આપણાથી દેખાય છે, અને એમાં જ તેની મઝા રહેલી છે. દરેક વાંચનના શોખીનના અમુક માનીતા લેખકો હોય છે, અને તે લેખકોનાં પુસ્તકો તે ફરી ફરીને, વારંવાર વાંચ્યા જ કરે છે, તે લેખકોની કિંમત તેને મન જ્ઞાનદાતા તરીકેની નથી, પરન્તુ માણસો તરીકેની જ છે. વાંચકની નજરે દેખાતા બીજા કોઈ પણ માણસ કરતાં, તે લેખકો તેને કદાચ વધારે પોતીકા લાગતા હોય, એવું પણ બને છે. પોતાના તે પ્રિય મિત્રો તરફ તે વારંવાર જાય છે, અને તેમના વિચારોમાંથી ખોરાક મેળવી લે છે. આનું કારણ એ છે કે તે પુસ્તકોમાંથી તેને જોઈતી કાંઈ વસ્તુ મળી રહે છે, તે વસ્તુ તેના વિચારોને જાગ્રત કરી, વાંચકને જે રસ્તે દોરાવું ગમે છે, તે રસ્તે દોરી જાય છે. આ વસ્તુ કાંઇ વ્યક્તિગત તથા વ્યક્ત કરવી મુશ્કેલ છે. ખરું જોતાં તે એક પ્રકારનું માનસિક વલણ છે, અને તે લેખકના માનસને વફાદાર એવી શૈલી વડે વ્યક્ત થાય છે. કેટલાક વાંચકોને જાણીતા લેખકનાં છેક ગૌણ ગણાતાં પુસ્તકોમાંથી પુષ્કળ આનન્દ અને લાભ મળતો જણાય છે. આનું કારણ શોધવું અઘરું થઈ પડે.

જે કોઈ માણસ કોઈ પણ પ્રકારનો, લેખક બને છે, પછી ભલેને, તે છેક જ હલકા પ્રકારના લોકમાનસને રંજન કરનારો લેખક હોય તો પણ તેને પોતાની મહેનતનો એક પ્રકારનો બદલો તો મળી જ રહેવાનો, તે એ કે મહાન લેખકોનાં વ્યક્તિત્વ વિષે તેને ધીરે ધીરે ગમ પડતી જાય છે. અમુક શબ્દ અથવા અમુક વાક્ય, આમ રીતે, એ જ હેતુઓ તથા મનોભાવોની અમર હેલ્પ હોઈ

લેખકે વાપર્યાં હતા, અને તે કાચો પાકો લેખક પણ પોતાના મન ઉપર પડેલી આ સર્વ છાપો એકત્ર કરી લઈ, પેલા મહાન લેખકો જેમનાં ચારિત્ર્ય તથા ધ્યેય તેની પોતાની સાથે મળતાં આવે છે, તેમની-સાથે ઓળખ પાડશે.

ઉપલી બાબત, બીજી કોઈ કળા કરતાં, સાહિત્યમાં વધારે જણાઈ આવે છે, અને બીજા કોઈપણ પ્રકારના સાહિત્ય કરતાં ગદ્ય સાહિત્યમાં વધારે દેખાય છે. આનુ કારણ એ છે કે, લખાણ-ખાસ કરીને પત્ર લેખન કે આત્મકથા જેવી જાતનું લખાણ આપણે સૌ એક અથવા બીજે માર્ગે લખીએ છીએ, અને તેથી કરીને આપણે તેનુ અર્થ બોધન કરી શકીએ. બીજા પ્રકારની કળાની પદ્ધતિઓ આપણી કલ્પનાથી પર છે. પત્રો લખતા ચાર્લ્સ લેમ્બની ભાવનાઓ સમજવી સરળ છે, અથવા પોતાનાં પાત્રો વિષે પ્રથમ પુરુષમાં ચર્ચા કરતા થૅકરેને સમજવો પણ સહેલ છે, કારણ આપણે સર્વેએ જે કર્યું છે, તે જ તેઓ કરે છે-માત્ર ફેર એટલો જ કે આપણા કરતાં તેઓ તે સારી રીતે કરે છે.

બીજી તરફ જુઓ તો માઇકલ એન્જેલો કે વૅગનર અથવા શેક્સપીઅર એ સૌ, આપણામાથી ઘણાંખગને મન બહુ વેગળા ન અને રમજી શકાય તેવા જ રહેવાના. પણ પોતાના જેવી જ જાતના બીજા કળાકારોની કળા વિષે ચિત્રકાર, સંગીતકાર, શિલ્પી અથવા કવિના મન ઉપર બહુ સચોટ છાપ પડી જવાની-ખાસ કરીને બીજા કળાકારોના વ્યક્તિત્વ તથા શૈલી સંબંધીની છાપ. આનું કારણ એ છે કે એક કળાકાર પોતાના અનુભવ વડે બીજા કળાકારોની મનોવૃત્તિ સરસ રીતે સમજી શકે છે. ચિત્રકાર ફ્રિથ કહે છે કે દરેક ચિત્ર ચિત્રકારનુ ચારિત્ર્ય બતાવી દે છે, પોતાની વિશિ-ષ્ટતાઓના અજાણપણે થતા વિકાસદ્વારા નવદીક્ષિતોને સતત્ સૂચનો આપે છે; અને આ નવદીક્ષિતો તે ચિત્રકારના મનની તથા ચારિત્ર્યની તે દ્વારા અચૂક આંકણી કરી શકે છે. ખરૂ જોતાં, કોઈપણ પ્રમાણિક

ધંધા માટે કહી શકાય કે માણસ પોતાના કામ વડે પોતાનું ચારિત્ર્ય વ્યક્ત કરે છે, અને એમ પણ કહી શકાય કે તે માણસના ધંધાવાળો કોઈ બીજો માણસ પેલા માણસની ભાવનાઓ સમજી શકે છે. જનરલ ગ્રાન્ટના જીવન સંસ્મરણોમાં તે જણાવે છે કે કાબેલ સેનાપતિ દુશ્મનના લશ્કરના હલનચલન વડે તેનું વ્યક્તિત્વ પારખી શકે છે, અને અમુક સંજોગોમાં દુશ્મન કેમ વર્તશે તેની કલ્પના તેને આવી જવાથી તે સેનાપતિ યોગ્ય રીતે વર્તી શકે છે.

લેખકની અથવા બીજા કોઈ પ્રકારના કળાકારની વ્યક્તિગત છાપ તેના જોઈ શકાય એવા દેખાવની ઝાંખી કલ્પના સાથેની હોય અથવા તેના વગરની પણ હોઈ શકે. કેટલાક માણસોને જોઈ શકાય તેવી પ્રતિકૃતિની એટલી બધી જરૂર પડે છે કે અજાણ્યે પણ, સામો માણસ કેવો દેખાય છે તેની કલ્પના કર્યા વગર તે માણસના વ્યક્તિત્વ વિષે તેમને કાંઈજ ખ્યાલ આવી શકતો નથી. વળી બીજા એવા પ્રકારના પણ લોકો હોય છે કે જેમના મન ઉપર ભાવના અને તેની છાપ એવી સચોટ પડે છે કે તેમને દેખી શકાય એવી પ્રતિકૃતિની જરૂર પડતી નથી. પરંતુ એટલી વાત તો ચોક્કસ જ છે કે વ્યક્તિગત ભાવનાઓ સાથે ચહેરા, અવાજ વગેરેની ઇન્દ્રિયગમ્ય પ્રતિકૃતિઓ સાધારણ રીતે સંકળાએલી હોય છે. એવીજ પ્રતિકૃતિઓ વડ આપણા છેક બાળપણના વ્યક્તિગત ખ્યાલો બંધાયે છે, અને આપણામાંથી ઘણાખરાને મન તો બીજા લોકોને સમજવાનો તે જ મુખ્ય માર્ગ છે. સ્વાભાવિક રીતે જ નિરીક્ષણમાં તેમનું જે સ્થાન છે તેજ સ્થાન તે સંસ્મરણ અને કલ્પનામાં ભોગવે છે. જો આપણે આ બાબતનો ઉંડાણથી વિચાર કરીએ તો સમજાશે કે જ્યારે આપણને ખ્યાલ પણ નથી હોતો ત્યારે પણ, લેખક વિષેના આપણા ખ્યાલો તેના દેખાવ તથા મુખાકૃતિ સાથે સંયોજાએલા હોય છે. દાખલા તરીકે, કોઈ મેકોલેને વાંચ્યા પછી તેને વિષે મૃદુ અને કોમળ સ્વરની કલ્પના કરી શકે? હું ધારતો નથી કે કોઈપણ તેમ કરી શકે. એથી ઉંધો

દાખલો લઈએ તો રૉબર્ટ લુઈ સ્ટીવનસનના લખાણો વડે તેના વિષે લાગણીથી ભરપૂર અને મૃદુ અવાજની છાપ પડ્યા વગર રહેતી નથી. આવા પ્રકારની છાપ ઘણુંખરું અસ્પષ્ટ અને કદાચ ખોટી પણ હોય છે, પરંતુ સમભાવી વાચકોને મન તે છાપ જીવન્ત હોય છે.

માણસો વિષે ઉપર જે હકીકત લખી, તે સામાજિક સંસ્થાઓને પણ લાગુ પાડી શકાય. માણસના મનમા પોતાના કુટુંબ, કલબ, નિશાળ, કોલેજ, પ્રાન્ત કે દેશ વિષે જે લાગણીઓ હોય છે, તેમા પણ ઝાખી, છતા અંગત પ્રતિમાઓ જ હોય છે. મેં કૉલેજના બંધુભાવની ભાવના, મારા મનમા તેના વિશાળ ઓરડાઓ અને મિત્રોના ચહેરાના સ્મરણો ઉપરથી જ ઉદ્ભવે છે. કોઈપણ દેશ વિષેનો ખ્યાલ, ધ્વજ, સંગીત, સ્વદેશ પ્રેમથી ઉભરાતી કવિતાઓ સાથે સંકળાયલો હોય છે. આ સંજ્ઞાઓ જો કે સીધી રીતે વ્યક્તિગત નથી, છતા તેમા ભાવ તે જ પ્રકારનો છે. અમેરિકાને આપણે સ્વતંત્રતા, આદાર્ય, વિવેક, તથા સમાનતાની ભૂમિ ગણીએ છીએ; આમ ગણતી વખતે આપણે તેને બીજા દેશોની સાથે સરખાવીએ છીએ. અગણિત બાળકોના મનમા સ્વદેશ પ્રેમ એટલે અંગ્રેજોના ક્રૂર જુલમ વિરુદ્ધ પોતાની માતૃભૂમિ તથા પોતાના બાપદાદાઓ તરફનો સદ્ભાવ તથા સહાનુભૂતિ, એવો જ થાય છે. આને લીધેજ આન્તર્રાષ્ટ્રીય પ્રશ્નોમા અમેરિકાના લોકોમા બ્રીટીશ પક્ષના વિરોધ તરફનુ વલણ જોવામા આવે છે. જે દેશમા રાજા હોય છે, તે દેશમા, તે રાજ્યકર્તાની આકૃતિ, તે જ સ્વદેશ પ્રેમની ભાવના જાગૃત કરવામા મુખ્ય ભાગ ભજવે છે.

બીજી તરફ જોઈએ તો દેશને મૂર્તસ્વરૂપ આપતો આવેગ, આપણી કલ્પના કેટલી હદ સુધીની વ્યક્તિગત છે, તે બતાવી આપે છે. સમૂહ-મનોભાવ જ્યારે નિર્ણિત પ્રતિમાઓ વડે જાગૃત થાય છે, ત્યારે તે વ્યક્તિગત મનોભાવનો એક પ્રકાર જ હોય છે. કેટલીકવાર માત્ર સંખ્યાને લીધે અસ્પષ્ટ ખળભળાટ ઉત્પન્ન થાય છે. આ રીતે

ધંધા માટે કહી શકાય કે માણસ પોતાના કામ વડે પોતાનું ચારિત્ર્ય વ્યક્ત કરે છે, અને એમ પણ કહી શકાય કે તે માણસના ધ્યેયવાળો કોઈ બીજો માણસ પેલા માણસની ભાવનાઓ સમજી શકે છે. જનરલ ગ્રાન્ટના જીવન સંસ્મરણોમાં તે જણાવે છે કે કાબેલ સેનાપતિ દુશ્મનના લશ્કરના હલનચલન વડે તેનું વ્યક્તિત્વ પારખી શકે છે, અને અમુક સંજોગોમાં દુશ્મન કેમ વર્તશે તેની કલ્પના તેને આવી જવાથી તે સેનાપતિ યોગ્ય રીતે વર્તી શકે છે.

લેખકની અથવા બીજા કોઈ પ્રકારના કળાકારની વ્યક્તિગત છાપ તેના જોઈ શકાય એવા દેખાવની ઝાંખી કલ્પના સાથેની હોય અથવા તેના વગરની પણ હોઈ શકે. કેટલાક માણસોને જોઈ શકાય તેવી પ્રતિકૃતિની એટલી બધી જરૂર પડે છે કે અજાણ્યે પણ, સામો માણસ કેવો દેખાય છે તેની કલ્પના કર્યા વગર તે માણસના વ્યક્તિત્વ વિષે તેમને કાંઈજ ખ્યાલ આવી શકતો નથી, વળી બીજા એવા પ્રકારના પણ લોકો હોય છે કે જેમના મન ઉપર ભાવના અને હેતુની છાપ એવી સચોટ પડે છે કે તેમને દેખી શકાય એવી પ્રતિકૃતિની જરૂર પડતી નથી પરંતુ એટલી વાત તો ચોક્કસ જ છે કે વ્યક્તિગત ભાવનાઓ સાથે ચહેરા, અવાજ વગેરેની ઇન્દ્રિયગમ્ય પ્રતિકૃતિઓ સાધારણ રીતે સંકળાએલી હોય છે. એવીજ પ્રતિકૃતિઓ વડે આપણા છેક બાળપણના વ્યક્તિગત ખ્યાલો ખીલે છે, અને આપણામાંથી ઘણાખરાને મન તો બીજા લોકોને સમજવાનો તે જ મુખ્ય માર્ગ છે. સ્વાભાવિક રીતેજ નિરીક્ષણમાં તેમનું જે સ્થાન છે તેવુંજ સ્થાન તે સ્મરણ અને કલ્પનામાં ભોગવે છે. જો આપણે આ બાબતનો ઉંડાણથી વિચાર કરીએ તો સમજાશે કે જ્યારે આપણને ખ્યાલ પણ નથી હોતો ત્યારે પણ, લેખક વિષેના આપણા ખ્યાલો તેના દેખાવ તથા મુખાકૃતિ સાથે સંયોજાએલા હોય છે. દાખલા તરીકે, કોઈ મેકોલેને વાંચ્યા પછી તેને વિષે મૃદુ અને કોમળ સ્વરની કલ્પના કરી શકે ? હું ધારતો નથી કે કોઈપણ તેમ કરી શકે. એથી ઉંધો

મારો ખ્યાલ જરા વધુ બહોળો બનશે, અને એ ખ્યાલમાં સુધારા પણ થશે, અને વળી એ અનુભવ ભવિષ્યમાં ઉપયોગી થઇ પડશે; અને તેથી મનોભાવ અને તેનાં દૃષ્ટિવિષયક સંયોજનો (Visual associations) માં પણ પહેલાં કરતાં ફેરફાર થઈ જવાના.

આ ઉપરથી સમજી શકાય છે કે કોઈ અંગત મનોભાવ માત્ર એક જ અમરના પરિણામ રૂપ તો ન જ હોઇ શકે. દરેકનાં વિવિધ મૂળ હોય છે, અને દરેકનો સામાજિક ઈતિહાસ પણ જુદો જુદો હોય છે. આ સત્ય જેમ વધુ સ્પષ્ટતાથી સમજાય, તેમ વધારે સારૂ (ખાસ કરીને, મારી જે માન્યતા છે કે આખીએ ખોટી વિચાર પદ્ધતિનું મૂળ કારણ, વ્યક્તિગત ભાવનાઓને મનના ભિન્ન કરી શકાય તેવાં તત્વોવાળી માનવા ઉપર રહેલું છે, તે માન્યતા જો સાચી હોય તો) આ બાબત વિષે આગળ વધારે લખીશું. જે બાબતનો હું ઉલ્લેખ કરૂં છું તે બાબત શેકસપીઅરે પ્રેમ અથવા મૈત્રી વિષેની પોતાની એકત્રીસમી સોનેટમાં વ્યક્ત કરી છે.*

આ સૉનેટમાં, હું ધારૂં છું કે વ્યક્તિગત મનોભાવનો સાચો સિદ્ધાન્ત જોઈ શકાય છે. આધુનિક માનસશાસ્ત્રના ઉત્પત્તિ વિષયક

---

*Thy bosom is endeared with all hearts,
Which I by lacking have supposed dead,
And there reigns love, and all love's loving parts,
And all those friends which I thought buried

* * * *

Thou art the grave where burried love doth live,
Hung with the trophies of my lover's gone,
Who all their parts of me to thee did give;
That due of many now is thine alone:
Their images I loved I view in thee,
And thou (all say) all the all of me".

લોકમતને કેટલીક વાર વ્યક્તિગતથી તદ્દન નીરાળી એવી બબ્બર અમરરૂપ ગણવામાં આવે છે, પવનના વાવાઓાઃ સાથે તેને સરખાવવામાં આવે છે; પરન્તુ સામાન્ય દષ્ટિથી જોઈએ તો લોકમત એટલે અમુક લોકોનો અભિપ્રાય.

અત્યાર સુધી વ્યક્તિગત ભાવનાના વિકાસનો વિચાર, આપણે દશ્ય તથા અન્ય બાબતોના દષ્ટિબિન્દુથી કર્યો. તેમાં વ્યક્તિગત સંજ્ઞા અથવા સંવ્યવહારના વાહનનો સમાવેશ થયો. પરન્તુ યાદ રાખવું જોઈએ કે લાગણીની વૃદ્ધિ પણ સાથે સાથે થતી જ જાય છે. બાળકને વસ્તુઓ જેવી દેખાય, તેવોજ તેમને વિષે અપરિપક્વ ખ્યાલ તેના મનમાં હશે એમ મનાય છે. ખરૂ જોતાં તે સંવ્યવહારની એક ક્રિયા છે; મનને વ્યક્તિગત સંજ્ઞા વડે ઉત્તેજન મળે છે, અને તે વડે અસ્પષ્ટ અનુવૃત્તિની લાગણીઓ કે વલણોને આવેગ મળે છે. વળી આ આવેગ, પોતાનો વારો આવે ત્યારે સંજ્ઞાનું વધારે બળવાન અર્થબોધન કરે છે. દાખલા તરીકે—એમ માની લેવાની જરૂર નથી કે ઉદારતા, માન, પસ્તાવો, સ્પર્ધા વગેરે લાગણીઓ મનને મળેલા સ્વતંત્ર વારસાઓ હશે. દરેક પ્રકારના ઉચ્ચ અને વિશાળ માનસિક જીવનની માફક તે સર્વ પણ સંવ્યવહાર વગર સ્વતંત્ર રીતે અસ્તિત્વમાં ન જ હોઇ શકે. લાગણીની આ ઉચ્ચતર શાખાઓને મનોભાવ ( sentiments ) કહી શકાય. અંગત મનોભાવો, અંગત સંજ્ઞાઓ સાથે સંબંધ ધરાવે છે, બન્ને એક બીજા ઉપર અવલંબી રહેલા છે.

હું કોઈ નવો ચહેરો જોઉં, અને મને તે ચહેરો પ્રમાણિક લાગે તો તેનો અર્થ એજ કે મેં ભૂતકાળમાં વિચારના સંવ્યવહાર વડે પ્રમાણિક વ્યક્તિત્વ વિષે એક ખ્યાલ બાંધી દીધો છે; તે ખ્યાલ અને આ માણસ વચ્ચે દેખાવમાં કાંઈક સામ્ય છે, તેથી એ સામાજિક રીતે પ્રાપ્ત થએલો મનોભાવ આપણી આગળ ખડો થાય છે. વળી આ પ્રમાણિક માણસને જોયાથી, પ્રમાણિક વ્યક્તિત્વ વિષેનો

મારો ખ્યાલ જરા વધુ બહોળો બનશે, અને એ ખ્યાલમાં સુધારા પણ થશે, અને વળી એ અનુભવ ભવિષ્યમાં ઉપયોગી થઇ પડશે; અને તેથી મનોભાવ અને તેનાં દષ્ટિવિષયક સંયોજનો (Visual associations) માં પણ પહેલાં કરતાં ફેરફાર થઈ જવાના.

આ ઉપરથી સમજી શકાય છે કે કોઈ અંગત મનોભાવ માત્ર એક જ અસરના પરિણામ રૂપ તો ન જ હોઇ શકે. દરેકનાં વિવિધ મૂળ હોય છે, અને દરેકનો સામાજિક ઈતિહાસ પણ જુદો જુદો હોય છે. આ સત્ય જેમ વધુ સ્પષ્ટતાથી સમજાય, તેમ વધારે સારૂ (ખાસ કરીને, મારી જે માન્યતા છે કે આપણીએ ખોટી વિચાર પદ્ધતિનું મૂળ કારણ, વ્યક્તિગત ભાવનાઓને મનના ભિન્ન કરી શકાય તેવાં તત્વોવાળી માનવા ઉપર રહેલું છે, તે માન્યતા જો સાચી હોય તો) આ બાબત વિષે આગળ વધારે લખીશું. જે બાબતનો હું ઉલ્લેખ કરૂં છું તે બાબત શેકસપીઅરે પ્રેમ અથવા મૈત્રી વિષેની પોતાની એકત્રીસમી સૉનેટમાં વ્યક્ત કરી છે.*

આ સૉનેટમાં, હું ધારૂં છું કે વ્યક્તિગત મનોભાવનો સાચો સિદ્ધાન્ત જોઈ શકાય છે. આધુનિક માનસશાસ્ત્રના ઉત્પત્તિ વિષયક

---

*Thy bosom is endeared with all hearts,
Which I by lacking have supposed dead,
And there reigns love, and all love's loving parts,
And all those friends which I thought buried.

* * * *

Thou art the grave where burried love doth live,
Hung with the trophies of my lover's gone,
Who all their parts of me to thee did give;
That due of many now is thine alone:
Their images I loved I view in thee,
And thou (all say) all the all of me".

દૃષ્ટિબિન્દુ સાથે પણ તેનો મેળ આવી જાય છે, અને સામાજિક સંબંધો સમજવા માટે તે ઘણે ઉપયોગી થઈ પડે છે.

મુખના હાવભાવ, અવાજ, વગેરે કલ્પના અને મનોભાવનાં દ્વાર ખોલવાના હાથા જેવા છે. મારા એક મિત્રનુ વ્યક્તિત્વ મારા મનમા યાદ રહી ગએલુ હોય છે, એ વ્યક્તિતત્વ મારી આસપાસના વાતાવરણના એક અગરૂપ છે, એ વ્યક્તિત્વ એટલે એ મિત્રને મારેના ચિન્હો સાથે ગંઠળાએલી વિચાર શ્રેણી. એ સાંકળમાથી એકાદ કડી પણ યાદ આણવી, એનું નામ તે મિત્રનો વિચાર કરવો. જે વિચારને તે મિત્ર પ્રાણ અર્પે છે, તે મિત્રની હાજરી અથવા તેના સ્મરણ વડે જે લાગણીઓનુ આપણને સૂચન થાય છે, તેજ તેની ખરેખરી અને સૌથી નિકટની વસ્તુ ગણાય. તેની ઈન્દ્રિયગમ્ય પ્રતિકૃતિને, તથા તેની (જેની આગળ ચર્ચા કરી ગયાં તે) વ્યક્તિગત સત્તાઓની આસપાસ આ વળગી રહે છે. આપણા મગજમા ભંડાર ભરેલા હોય છે, પરન્તુ તેનો ઉપયોગ કરવા માટે, કે તેમા વધારો કરવા માટે, તે ભડાર ખોલવામા ચાવીરૂપ બની શકે તેવી, કોઈ દેખી શકાય કે સાભળી શકાય તેવી વસ્તુની મદદની જરૂર પડે છે.

માનીતા પુસ્તકને જોતા, સ્વદેશનો ધ્વજ જોતાં, કે કોઈ પુરાણ ગીતનુ ધ્રુપદ સાભળતા અગત અનુભવોનો પડદો ઉપડે છે, મિત્રનો ચ્હેરો પણ ઘણે અશે એવી જ શક્તિ ધરાવે છે. જો કોઈ મિત્ર પ્રત્યક્ષ કરતા પત્રદ્વારા વધારે સારી રીતે વ્યક્ત થઈ શકતો હોય, તો તેને જોવા કે સાભળવા કરતાં, એના કાગળથી જ તેની હાજરીનુ વધારે ભાન થાય. આપણો માનીતો લેખક એના જીવન્ત સ્વરૂપ કરતા, એનાં પુસ્તકો વડે જ આપણી વધારે નજીક આવી શકે છે. ચિકિત્સા ખાતર મારા માનીતા લેખકને જોવાની કે સાંભળવાની મને ઈચ્છા થાય ખરી, પણ તે પ્રકારના સવ્યવહારમાથી કાંઈ વિશેષ લાભ થાય એમ હુ ધારતો નથી.

મનોભાવ, કલ્પના અને બધા જ ઉચ્ચ પ્રકારના વિચારોની સૃષ્ટિ, મુખ્યત્વે તો અંગત જ હોય છે; એટલે કે અંગત મનોઓ, તેમાં ઉકલે નહિ એવી રીતે ગુંચવાઈ ગઈ હોય છે. કોઈ પણ માણસ વિષે વિચાર કરવાનો પ્રયાસ કરો, તો ખબર પડશે કે તમે એ માણસની આકૃતિ સાથે સંકળાયલા મનોભાવોનો જ ખરેખર તો વિચાર કરો છો; બીજી તરફ જુઓ તો કોઈ પણ મનોભાવ યાદ કરવા જતાં, ઘણુખરું એ ભાવ સૂચવનાર વ્યક્તિ સાંભરી આવે છે. પ્રેમ, આભાર, દયા, દુઃખ, ગૌરવ, હિંમત, ન્યાય વગેરે વિષે વિચાર કરતાં તે મનોભાવો ધરાવતા માણસોને યાદ કરવા જ પડે છે. ન્યાયનો વિચાર કરતાં જ વૉશિંગ્ટન, દયાનો વિચાર કરતાં લીંકન, ગૌરવનો વિચાર કરતાં સર ફીલીપ સીડની વગેરે વગેરે સાંભરી આવે છે. આનું કારણ એ છે કે મનોભાવ અને કલ્પના–આગળ દર્શાવ્યું તે મુજબ–ઘણે ભાગે સંવ્યવહારુ જીવનમાંથી ઉત્પન્ન થાય છે, અને તેથી જેમનું આપણી વાણીના સ્વરૂપો સિવાય, બીજું અલગ અસ્તિત્વ જ નથી, તેવાં નવીન અને આવશ્યક સંયોજનોને લઈને તે વ્યક્તિગત પ્રતિકૃતિ જેવાં બને છે. નમ્રતા અને ઉદારતા જેવી જાતના શબ્દોથી જે ખ્યાલ ઉત્પન્ન થાય છે, તે સામાજિક સંવ્યવહાર વગર ન જ થઈ શકે. ઉચ્ચ પ્રકારનુ જીવન જીવવા માટે આપણે બીજા લોકોની દૃશ્યમાન હાજરીની મદદ વડે, કે એમનાં પુસ્તકો વાંચીને તેમના સહવાસમાં આવવું જોઈએ. લાંબા એકાન્તવાસથી, અગર કલ્પના શક્તિના ક્ષયથી, જો સંવ્યવહાર ઉપરથી કાબુ જતો રહે, તો પછી અપરિપક્વ મનોવૃત્તિ ઉપર જ આધાર રાખવો પડે.

નિકટના સામાજિક સંબંધોના અભ્યાસમાં તો વ્યક્તિગત ભાવના એટલે જ ખરી વ્યક્તિ. એટલે કે આ ભાવનામાં જ એક માણસને મન બીજો માણસ અસ્તિત્વ ધરાવે છે, અને તેના મન ઉપર સીધી રીતે અસર કરે છે. રહામા માણસ વિષેનાં મારાં

સંયોજનો; એટલે તે માણસ વિષેનો મારો ખ્યાલ, અને તે સિવાયના મારા બાકીના માનસ વચ્ચેનો સંબંધ. સામા માણસમાં આ ઉપરાંત તદ્દન જૂદી જ જાતનું કાંઈ તત્વ હોય, અને જો તે મારા મન ઉપર કોઈ પ્રકારની છાપ જ ન પાડી શકે, તો આ સંબંધમાં એની કોઈ પ્રકારની સામાજિક વાસ્તવિકતા રહેતી નથી. સૌથી નિકટનું સામાજિક (સાહચારિક) વાસ્તવિકપણું, તેજ વ્યક્તિગત ભાવના.

વ્યક્તિગત ભાવનાઓ વચ્ચેનો સંબંધ, તે જ સમાજનું સૌથી નિકટનું સ્વરૂપ. સમાજના અસ્તિત્વ માટે, માણસોએ કોઈ જગાએ પણ ભેગા થવું જરૂરી છે; અને મનની અંદર વ્યક્તિગત ભાવનાઓ તરીકે જ તે ભેગા થઈ શકે. હું, તમે, તે વગેરેના વિચારોની અરસ-પરસની અસર અને સહવાસ રૂપે જ મારા મનમાં સમાજનું અસ્તિત્વ છે. દરેકના મનમાં સમાજ એ જ રૂપે રહેલો હોય છે. દરેક જણને સમાજના અમુક સ્વરૂપની હયાતીનું ભાન હોય છે. પ્રજા, યુગ, વગેરે મોટા સામાજિક સમૂહનો જે ખ્યાલ માણસના મનમાં હોય છે, તેનો પણ તે દેશના કે જમાનાના માણસોના સમસ્ત સ્વરૂપ વિષેના એના વિચાર અને મનોભાવના તેને જણાતા સ્વરૂપમાં જ સમાવેશ થાય છે.

આપણામાંથી ઘણાંને–સામાજિક વ્યક્તિ એટલે કોઇ સંજ્ઞાઓને જોડાયલો મનોભાવનો સમૂહ, જેને વડે ઐક્ય સચવાઈ રહે છે, અને જે વડે તે સમગ્ર ભાવનાને નામ આપવામાં આવે છે–એ વાત ગળે ઉતરે એવી નથી. આનું કારણ એ છે કે માણસને સાપેક્ષ અવયવ રહિત ભૌતિક વસ્તુ ગણી લેવામાં આવે છે. આપણાં સમાજ શાસ્ત્રો અને નીતિશાસ્ત્રો, માણસને આપણા માનસિક અને નૈતિક જીવનના એક વિભાગ રૂપ તેના ખરા સ્વરૂપમાં લેખવાને બદલે, તેને અસ્પષ્ટ રીતે, છતાં સ્થૂળતાથી માંસના લોચા જેવો ગણે છે, એને આદર્શ વસ્તુરૂપ કોઈ ગણતું નથી. જે આપણી કલ્પનામાં વસે છે, અને આપણા હેતુઓને અસર કરે છે, તે જ સામાજિક અને

નૈતિક વાસ્તવિકતા, એમ માનવું, તે સામાન્ય બુદ્ધિથી પણ સમજાય એવું છે. પણ સામાજિક તથા નૈતિક વાસ્તવિકતા તો જે આપણી કલ્પનામાં વસેલી છે, અને જે આપણા હેતુઓને અમર કરે છે, તે જ છે, એમ કહેવું તે સામાન્ય બુદ્ધિગમ્ય વાત છે. આ બધી બાબતો સમજવાને બદલે આપણે તો જે ભૌતિક છે, તેને જ મુખ્ય ગણીએ છીએ, અને માનસિક તથા નૈતિક તત્ત્વો અને શારીરિક તત્ત્વો વચ્ચે સામ્ય કલ્પી લઈએ છીએ.

તો પછી મનુષ્યો અને સમાજનો મુખ્યત્વે કરીને કલ્પના-દ્વારા જ અભ્યાસ કરવો જોઇએ. કોઈ પણ વસ્તુનું નિરીક્ષણ કરવા માટે સૌથી સીધો રસ્તો લેવો જોઈએ, એ વાત તો બધાં જ કબુલ કરશે; અને આપણા મનમાં કાલ્પનિક વિચારથી વધારે સીધે કયે રસ્તે માણસોને ઓળખી શકાય? આપણા અનુભવમાંની કદાચ આ સૌથી સુસ્પષ્ટ વસ્તુઓ હશે અને બીજી કોઈપણ વસ્તુ માફક જ તેનું નિરીક્ષણ થઈ શકે છે. જો કે આ એવા પ્રકારનું નિરીક્ષણ છે કે જેમાં પદ્ધતિસરની ચોક્કસાઇ કેળવેલી હોતી જ નથી. ગમે તેટલું જરૂરી ગણાતું પણ, શારીરિક સ્વરૂપનું નિરીક્ષણ સામાજિક ઉદ્દેશો માટે તો તદ્દન ગૌણ જ લેખાય. માણસના વજન વગેરેનું માપ કાઢવાનો એવો કોઈ રસ્તો નથી કે જે વડે તેના વ્યક્તિત્વ ઉપર સારી પેઠે પ્રકાશ પડે. તેવાં માપ વડે તો કદાચ વ્યક્તિત્વ વિષે બહુજ ઝાંખો કાંઇક ખ્યાલ આવી શકે. શારીરિક તત્ત્વોમાં જે સૌથી મહત્ત્વનાં છે, તે સર્વ આપણને ભ્રમમાં નાંખી દે એવાં તત્ત્વો છે, અને એ સર્વનું નિરીક્ષણ કરવામાં તથા અર્થબોધન કરવામાં, ભૌતિકશાસ્ત્ર માત્ર આડકતરી રીતે જ મદદરૂપ થઇ પડે છે. દાખલા તરીકે મહાન નેપોલીઅનનું વજન, તેની ઉંચાઇ, તેના મગજની રચના વગેરે તે પુરુષના ચારિત્ર્ય ઉપર કેટલો ઓછો પ્રકાશ પાડી શકે છે? તે વસ્તુઓ જાણવાથી નેપોલી-અન અને કોઈ અક્કલહીન મૂર્ખ માણસ વચ્ચેનો તફાવત આપણને

ન જ માલમ પડી શકે. નેપોલીઅન વિશેની ખરી માહિતી તો તેની વાતચીત, તેની રીતભાત, તેના કાયદા, તેની લશ્કરી વ્યવસ્થા, તેની આસપાસના લોકો ઉપર તેની પડેલી છાપ, તેની છબીઓ વગેરે ઉપરથી જ મળી શકે. આ સર્વ સામગ્રીઓ, જેને આપણે 'નેપોલીઅન' એવું નામ આપ્યુ છે તે ભાવનાને સંકલિત કરવામાં કલ્પનાને મદદગાર થઈ પડે છે. મનુષ્ય અથવા સમાજનો શારીરિક માપણીની મદદ વડે અભ્યાસ કરવાની વિરૂદ્ધ જવાનો મારો આશય નથી; પણ હું એમ માનુ છુ કે એ સર્વ પદ્ધતિઓ આડકતરી છે, અને શિક્ષિત કલ્પનાના સંબંધમાં તે વધારે સારી રીતે ઉપયોગમાં લઈ શકાય છે.

હવે હું એવું અનુમાન બાંધું છું કે માણસોને એક બીજા વિશે જે કલ્પના હોય છે તે સમાજની સાબુત વાસ્તવિકતા હોય છે. આનું નિરીક્ષણ કરવું, તેનો અર્થ શોધવો, તેજ સમાજ-શાસ્ત્રનું મુખ્ય ધ્યેય હોવું જોઈએ. સમાજનો માત્ર કલ્પના વડે જ અભ્યાસ કરવો, એમ કહેવાનો મારો આશય નથી; પરન્તુ તેને મુખ્ય પદ મળવું જોઈએ. કોઈ પણ સામાજિક બાબતને ઝીણવટથી સમજવા જઈએ, તો જણાશે કે—માણસો એક બીજા માટે શું ધારે છે, તે કલ્પનાથી જાણવું પડે છે.

ધારો કે દાન વિષે આપણે કાંઈ સમજવા માગતા હોઈએ, તો દાન દેનાર અને લેનાર એક બીજા વિશે શું ધારે છે તે કલ્પવું આવશ્યક થઈ પડે. ખૂન વિશે સમજવું હોય તો પણ પોતાને હાથે ભોગ બનેલા માણસ, અને કાયદા મુજબ ન્યાય ચૂકવનારા અધિ-કારીઓ વિશે ખૂની શું ધારે છે તે સમજવું પડે. મૂડીદાર અને મજુર વચ્ચેનો સંબંધ સૌથી પ્રથમ તો વ્યક્તિગત વલણનો છે, અને તે સમજવા આપણે પ્રથમ તો બન્ને તરફ સહાનુભૂતિ રાખવી જોઈએ. ટુંકમાં કહીએ તો આપણે હેતુઓ ખોળવા માગીએ છીએ, અને હેતુ તે વ્યક્તિગત વિચારમાંથી ફુટેલો ફણગો છે. આ વિચાર

પ્રથા કાંઈ નવી નથી, પરન્તુ એટલુ જ કે હવે એવો સમય આવી પહોચે છે કે જ્યારે એ વિચાર પ્રથાને વધારે પદ્ધતિસર ચલાવવી પડશે ઇતિહાસમા અકસ્લાપણે અસબદ્ધ "વ્યક્તિત્વો" ને દાખલ કરી દેવામા આવે છે, તેની સામે વિરોધ થાય તે યોગ્ય છે, પરન્તુ આ તથા બીજી સર્વ સામાજિક અભ્યાસની શાખાઓનુ ધ્યેય તો વ્યક્તિઓને સમજવાનુ જ છે

હવે જે વ્યક્તિઓનુ દૈહિક અસ્તિત્વ નથી, તેમનો પ્રશ્ન હાથમા લેવો જરૂરી લાગે છે દૈહિક અસ્તિત્વ વગરના લોકો, એટલે–મૃત્યુ પામેલા માણસો, નવલકથા ને નાટકના પાત્રો, દેવો વિશેના (માણસોના મનના) ખ્યાલ વગેરે. એ ખરા માણસો ગણાય? સમાજના સભ્યો ગણાય? હુ માનુ છુ કે તેઓ આપણી કલ્પનામા આવે છે, તેથી ખગ ગણાય ઘણા માણસોના જીવનના વિચાર તથા આચારના મુખ્ય સ્વરૂપો ઉપર બળવાન અસર કરનારો તથા ઘણા મનુષ્યોના માનસમા જીવન્ત જણાતો એવો રોબર્ટ લૂઈ સ્ટીવન્સન તેને જો મરી ગએલો છતા સમાજનો સાચો સભ્ય ન ગણીએ તો મૂર્ખામી જ લેખાય જેમનો દેહ હજી પડયો નથી, એવા આપણામાથી ઘણાના કરતા તો તે વધારે જીવતો છે, કારણ કે તેના પ્રભાવની અસર ઘણી વિસ્તૃત છે. કર્નલ ન્યુકમ, રોમોલા, હૅમલેટ (આપણામાથી લઈએ તો ગુણસુદરી, મજરી, ભદ્રભદ્ર) વગેરે પાત્રો કલ્પનાશીલ વાચકને મન ખરેખરી જીવન્ત વ્યક્તિઓ કરતા ઘણા વધારે જીવન્ત છે, કારણ કે તેના વાચકના મન ઉપર તે પાત્રો જ ઊડી અસર કરી શકે છે ઉપલુ સત્ય દેવ દેવીઓ વગેરે અમાનુષિ વ્યક્તિઓ વિષેની વશપરપરાથી ચાલતી આવેલી દતકથાઓને પણ લાગુ પડે છે

જો આપણે માત્ર દેહધારી (જીવતા) માણસોનો જ સહચાર સાધીએ, અને એવો આગ્રહ રાખીએ કે તેવા માણસો સિવાય બીજા કોઈ અમાત્ર સમાજમા દાખલ થઈ શકશે નહિ તો સમાજની શી સ્થિતિ થાય? વળી ઉપલા વિચારથી ઉલટુ દેહધારી મનુષ્ય જો

આપણાથી કલ્પી ન શકાય, તો તે સામાજિક દૃષ્ટિએ ખરો કે જીવન્ત ન ગણાય. કોઈ મોટા શેઠ પોતાના નોકરને જનાવર જેવો—કોઈ પણ માનુષિ લાગણી કે વિચાર રહિત ગણે—તો તે શેઠના મનથી તે નોકર આવા અર્થમાં જીવન્ત ન ગણાય, કારણ કે શેઠના મન તથા અન્તરાત્મા ઉપર નોકર કોઈ જાતની અસર કરતો નથી.

તેજ પ્રમાણે કોઈ માણસ કોઈ અજાણ્યા પ્રદેશમાં જઈ એવી ગુપ્ત રીતે સંતાઈ જાય કે તે ક્યાં રહે છે તેની તે પ્રદેશના કોઈ પણ માણસને ખબર જ ના હોય, તો તે પ્રદેશમાં પેલા સંતાયલા માણસનું સામાજિક અસ્તિત્વ નજ હોઈ શકે.

ઉપલા લખાણ વડે માણસના સ્વતંત્ર અસ્તિત્વ વિષે હું શંકા ઉઠાવતો નથી, તેમજ તેને વ્યક્તિગત વિચારોની સાથે ગુંચવી નાંખવાની પણ જરૂર નથી. માણસ એ એક બાબત છે, એને વિષેના બીજા લોકોના મનના જુદા જુદા ખ્યાલો, એ જુદી બાબત છે; પણ આપણે મન આ બીજી બાબત વધારે મહત્વની છે. તેથી જ જો વ્યક્તિગત વિચારોની પૂરી સમજણ વગર, સમાજના કોઈ પણ સ્વરૂપનો અભ્યાસ થાય તો તે નિરર્થક છે; તે માત્ર શુષ્ક સિદ્ધાન્ત કહેવાય—ખરૂં જ્ઞાન નહિ.

મારું ધારવું છે કે, સામાજિક વાસ્તવિકતાને જાણવાએ આડે ન આવતો એવો વ્યક્તિત્વનો અસ્પષ્ટ લૌકિક ખ્યાલ—જે શારીરિક તત્વો સાથે સામ્ય દર્શાવે છે, તેને લીધે જ નીતિશાસ્ત્ર, અને રાજ-કારણના વિચારો દોષવાન માલમ પડે છે. વ્યક્તિને મુખ્યત્વે એક અલગ લૌકિક સ્વરૂપ લેખે જ ગણવામાં આવે, વળી તે જ મુજબ તેના વિચારો અને લાગણીઓ પણ અલગ જ હશે એમ ગણી લેવામાં આવે, તો સમાજ ઉભો કરવાનો એક જ રસ્તો રહે. સમાજ-વાદ; સામાજિક શક્તિ, પરોપકાર કે એવી જાતનો એકાદ નવો સિદ્ધાન્ત ઉમેરવો પડે. પણ સામાજિક વ્યક્તિ તે મુખ્યત્વે તો એક માનસિક બાબત છે, તો તમને તરત જણાશે કે સર્વ વ્યક્તિગત

ભાવનાઓ જેમાં સભ્ય છે એવી માનસિક સમગ્રતાથી ભિન્ન એવું અસ્તિત્વ વ્યક્તિ ધરાવી ન શકે. આપણે જોઈ ગયા કે આ સર્વ ભાવનાઓ, આપણા ઓળખીતા માણસો સાથેના અનુભવના પરિણામરૂપ છે, અને તે માનવજાત વિષેના આપણા સામાન્ય ખ્યાલનું માત્ર એક વિશિષ્ટ સ્વરૂપ છે. જો એમ કહીએ કે શારીરિક દેહની માફક વ્યક્તિઓ એક બીજાથી તદ્દન અભિન્ન નથી, તો ઘણાને નવાઈ લાગે, પણ એ સાચી જ વાત છે. જે મુખ્ય મુખ્ય મનોભાવો વડે આપણે કોઈ માણસ વિષે ખ્યાલ બાંધીએ છીએ, તે મનોભાવો કોઈ માત્ર તે જ માણસમા હોઈ શકે એવું નથી એના એજ મનોભાવો બીજા માણસોમા પણ હોઈ શકે. ફીલીપ, સીડની સિવાય બીજા પણ ઘણા માણસો આપણને ગૌરવના મનોભાવની યાદ આપે છે, તે જ મુજબ સાચાળુપણામા તથા ઉદારતામાં પણ તેવુંજ બને છે. આ મનોભાવો કદાચ કોઈ બે વ્યક્તિઓમા તદ્દન સરખા નહિ હોતા હોય, પણ તે લગભગ સરખા હોવાથી આપણા હેતુઓ ઉપર સરખા જ પ્રકારની અસર કરે છે, અને વ્યવહારુ દૃષ્ટિબિન્દુથી તો એ જ મહત્વની બાબત છે

કોઈપણ સાચાળુ ચ્હેરો જોતા આપણામા તેની પ્રત્યે મૈત્રીભાવ પેદા થાય છે, કોઈપણ દરદથી પીડાતુ બાળક દયા ઉત્પન્ન કરાવે છે; કોઈપણ બહાદુર માણસ આદરભાવ ઉપજાવે છે. આ સર્વ લાગણીઓ સામાજિક અનુભવોના એકત્રિત પરિણામરૂપ છે, તેથી તે માત્ર એક જ વ્યક્તિગત મગજની માલીકી ન હોઈ શકે. મનોભાવને અલગ ગણી તેનો વિચાર કરીએ, તો તે પણ અસ્પષ્ટતાથી છતા ચોક્કસપણે વ્યક્તિગત જણાશે. બીજા માણસોના સંબધમા આપણે પોતે—એ વિષય વધારે વિસ્તૃત રીતે આગળ ઉપર ચર્ચીશુ, પણ અહિં એટલું કહી લેવુ જરૂરી છે કે બીજા લોકોથી તદ્દન નિરાળુ, આપણા પોતાના વિષેનુ કોઈ દૃષ્ટિબિન્દુ ન જ હોઈ શકે, આપણે એટલે આપણું આખું માનસ, અને તે માનસમાં તો આપણે જેનો

જેનો વિચાર કરીએ તે બધા જ માણુસોનો—આપણા આખાએ માનસિક સમાજનો સમાવેશ થઈ જાય છે. જો કદાચ 'સ્વ' શબ્દ આપણા વિચારના એકજ ભાગને માટે વાપરીએ (જેને આપણે સ્વલાગણીનો આવેગ અથવા મનોભાવ કહીએ છીએ) તો પણ જે માણસો આપણને તદ્દન આપણા જેવાજ લાગે છે, તેઓનો તો તેમાં સમાવેશ થાય છે જ. પોતે અને પારકાં, એ કાંઈ એક બીજાથી તદ્દન ભિન્ન એવી સામાજિક વાસ્તવિકતાઓ નથી. એ બન્નેમાં ભિન્નત્વ દર્શાવતા જે શબ્દ પ્રયોગો હોય છે તેની સામે ખોટાપણાનું આરોપણ ન કરીએ, તો પણ તે અસ્પષ્ટ છે, એટલો વાંધો તો ઉઠાવવો જ પડે.

મને લાગે છે કે આવેગોને સ્વાર્થી અને પરમાર્થી, એવાં જે નામો અપાય છે, તેની સાથે 'પરમાર્થી—સ્વાર્થી' એવો ત્રીજો વિભાગ પાડવામાં ન આવે તો નકામું છે. બીજા સર્વ આવેગો કરતાં પરમાર્થનો આવેગ ખાસ જુદો નથી. આપણા બધા જ ઉચ્ચ અને સામાજિક ખીલવટવાળા મનોભાવો અસ્પષ્ટ રીતે પણ વ્યક્તિગતજ હોય છે, તેમને સ્વ-લાગણી સાથે સંયોજી શકાય, અથવા તો જે કોઈ વ્યક્તિગત સંજ્ઞા તેમને જાગૃત કરે તેની સાથે સંયોજન કરી શકાય. જે લાગણીઓ માત્ર ઇન્દ્રિયથી પરખાય એવી છે, જેને મનોભાવ કહી શકાય, એટલી હદ સુધી જે સંવ્યવહાર કે કલ્પના વડે ઘડાઈ નથી, તેવી લાગણીને સ્વાર્થી કહેવા ઉપરાંત, પાશવ લાગણી કહેવી વધારે યોગ્ય ગણાય. વિષયાશક્તિ અને સામાજિક સ્વ, એ બન્નેનું ભિન્નત્વ ધ્યાનમાં રાખવું આવશ્યક છે. 'સ્વ'નો વિચાર પણ આપણે બીજા માણસોના સંબંધ વગર ન જ કરી શકીએ. 'હું' નો ખ્યાલ બીજાઓના સંસર્ગ અને સંવ્યવહાર વડે આવે છે.

જો 'પરમાર્થી—સ્વાર્થ' નું અસ્તિત્વ કબુલ રાખીએ તો એક ઘણી મહત્વની માન્યતા ખોટી ઠરે. જેવી રીતે માણસોની દેહાકૃતિઓ જુદી પાડી શકાય છે, તેવી રીતે 'હું' તથા 'તમે' ના આવેગો જુદા પાડી શકાતા નથી, આ મુજબ આભારની લાગણી વિષે વિચાર

કરીએ. તે લાગણી એક માણસની વિરૂદ્ધ બીજાની ન ગણી શકાય. મારી વિરૂદ્ધ તમારી કે તમારા વિરૂદ્ધ મારી ન ગણાય, પણ તે તો આપણા બન્નેના પરસ્પરના ઐક્યમાંથી ઉત્પન્ન થાય છે; તેજ પ્રમાણે બધા વ્યક્તિગત મનોભાવો વિશે કહી શકાય. ઘણીવાર નૈતિક ચર્ચાઓમાં સ્વાર્થી અને પરમાર્થી એવા શબ્દો વાપરવામાં આવે છે, તેમ કરવાનો હેતુ મૂળ વસ્તુને વધારે સ્પષ્ટ બનાવવાનો હોય છે. આ બાબત ઉપર જેમ વધારે વિચાર કરીએ છીએ, તેમ તે બાબત તુલનાત્મક વિચારની બનાવટ જેવી લાગતી જાય છે. વ્યક્તિત્વ વિષે દૈહિક ઉપરાંત આપણને બીજો કોઈ ખ્યાલ જ ન હોય, તો સ્વાભાવિક રીતે જ, વિચારવાનાં ઉચ્ચ સ્વરૂપોને, શરીરથી અલગ, એવા કોઈ તે વ્યક્તિના વિભાગ રૂપ ગણવાં પડે. આમ થવાથી, માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર કે નીતિશાસ્ત્રને બદલે આપણી પ્રામે માત્ર શરીરશાસ્ત્રનો પડછાયો જ રહેવાનો.

પરમાર્થી ગણાતા દાખલાઓમાં દયાનો આવેગ ખાસ લાક્ષણિક મનાય છે; પરન્તુ જો આ સવાલનો કોઈ ઝીણવટથી અભ્યાસ કરે તો તે ભાવને એ વિશેષણ શા માટે લગાડવામાં આવે છે, તે સમજવું અઘરું થઈ પડશે. માત્ર બીજી વ્યક્તિની આકૃતિ કે સંજ્ઞા વડે દયાની લાગણી ઉદ્ભવી ન શકે. બીજા માણસને પીડા પામતો કલ્પનાં મને જેટલી દયા આવે તેટલીજ દયા, મારી જાતને તે પરિસ્થિતિમાં મૂકતાં પણ આવે. ગમે તેમ હોય પણ—પોતાની જાત માટેની દયા એટલી પ્રચલિત છે કે તેની તરફ આંખઆડાકાન થઈ શકે એમ નથી. જો દયાનો ભાવ બીજા લોકોની સંજ્ઞાઓ વડેજ જાગૃત થયો હોય, તો પણ તે સ્વાર્થ રહિતજ હશે, એમ માની લેવાની જરૂર નથી.

મા-બાપને છોકરાંઓ માટે દયા હોય છે, તે બાબતમાં પણ ઉંડો વિચાર કરતા સમજાશે કે મા-બાપ પોતાને તે બાળકોની જગાએ કલ્પે છે, તેથી તેનામાં દયાનો ભાવ પેદા થાય છે. દયાને

નૈતિક સદ્‌ગુણ ગણવામાં આવે છે તે પણ બરાબર નથી, કારણ કે ઘણુંખરું તો તે ન્યાય અને સાચી સહાનુભૂતિને ભોગે માનસિક નબળાઈ રૂપે જોવામાં આવે છે. મી. સ્ટીવનસન કહે છે કે "સ્હામા માણસને ખોટું લાગે એવી દયા, તે વાધાભર્યા મનોભાવનું સાધારણમાં સાધારણ સ્વરૂપ છે." ટુંકમાં કહીએ તો દયા એક બીજા સર્વ મનોભાવ જેવોજ એક મનોભાવ છે, અને તેને પોતાનું કોઈ જાતનું નિભિન્ન વ્યક્તિત્વ નથી, અને કોઈ નિશ્ચિત નૈતિક ચારિત્ર્ય પણ નથી. વ્યક્તિગત ઉલ્લેખ તથા નૈતિક નદીનો આધાર તો, કેવી પરિસ્થિતિમાં સૂચન થાય છે તેના ઉપર રહેલો છે. દયાને પારમાર્થિક વૃત્તિ ગણવામાં આવે છે, તેનું કારણ તો એજ કે તે ગરીબ અને માંદા લોકો તરફ માણસને દોરી જાય છે, પણ ખરું જોતાં પરમાર્થી શબ્દ માત્ર દયાળુ કે કલ્યાણકારીના અર્થમાં નથી વપરાતો, માનસશાસ્ત્ર અને નીતિની દૃષ્ટિએ સ્વાર્થથી તદન વિરુદ્ધ એવી ભાવના તે પરમાર્થ, એમ મનાય છે, આ માન્યતા પાયા વગરની છે. બધા સામાજિક મનોભાવો પરમાર્થી છે, કારણ કે તે સર્વમાં બીજા માણસોનો ઉલ્લેખ સમાયલો હોય છે. સ્વાર્થ અને પરમાર્થના ભાગ પાડી નાખવાની ભાવના ક્યાંથી આવી? શરીરની માફક વ્યક્તિગત ભાવનાઓને પણ અલગતા જોઈએ એવી અસ્પષ્ટ માન્યતામાંથી ઉપજી ભાવના પ્રચલિત થયેલી જણાય છે.

વ્યક્તિગત વિરોધ (personal opposition)ને ઉતારી પાડવાનો મારો ઉદ્દેશ નથી. તે વિરોધ સાચો અને અતિ અગત્યનો છે, કોઈ વખત વ્યક્તિગત સંજ્ઞાઓ એ વિરોધી વલણો માટે પણ હોઈ શકે. તે પ્રમાણે કોઈ પાદરી પોતાના કાર્ય માટે ફાળો ભરવાનો મને આગ્રહ કરતો હોય, અને જો તે પાદરી ચતુર હોય તો તેણે જગાડેલા આવેગો મને તે દિશા તરફ લઈ જશે, પણ તેજ વખતે હું મારી સ્ત્રી તથા બાળકોને યાદ કરું, મારી બચત રકમમાંથી એ લોકોને કેવા પ્રકારનો આનન્દ આપવાની મેં યોજના કરેલી તે યાદ

આવે, એટલે વળી બીજાને સામા પક્ષનો આવેગ ખરો થાય. આવે વખતે આ વિરોધને લીધે, અને તેને લીધે એ વિરોધી આવેગો તરફ ખેંચાતા લક્ષને લઇને જ, તેને વધારે મહત્વ મળે છે; આથી કરીને સમતાવાળાં તત્વો ભૂલાઇ જાય છે, અને કલ્પનામાં માણસો એક એકથી તદન નિરાળા અને ભિન્ન લાગે

આવા દાખલાઓમાં, પરિસ્થિતિને નૈતિક તથા એકયમય બનાવવા માટે, બાહ્ય દૃષ્ટિએ વિરોધી જણાતાં વ્યક્તિત્વોને મમતાવાળાં તત્વો તરફ આવવા વિનતિ કરવી જોઇએ; એટલે કે ન્યાય અથવા સત્યના કોઈ મનોભાવ તરફ વળવા પ્રયત્ન કરવો જોઈએ. આ મુજબ હું કહું કે " એકાદ રૂપીઓ ખરચવાનું કાંઇ મને ભારે પડી જાય એમ નથી, પણ મારે મારા કુટુંબનો વિચાર કરી વધારે પડતું ખરચી ન નાખવું જોઇએ." અને પછી હું મનની કલ્પનામાં સર્વ પક્ષોને મારા મત સાથે મળતા આવતા જોઉં છું.

પોતાની અને પારકાની વચ્ચેનો વિરોધ એ પણ ખરી વસ્તુ છે. પરન્તુ એ ભિન્નત્વ દૈહિક ભિન્નત્વ જેવું નથી. ઉલટો તે વિરોધ તો પોતાની તથા સામા માણસની વચ્ચેના સામ્યના પ્રમાણ ઉપર આધારભૂત હોય છે, આથી કરીને પોતાની જાત તથા સામાજિક વ્યક્તિ વચ્ચેના વિરોધભાવને વિરોધસૂચક સમભાવ કહી શકાય અને રોષ જેવો મનોભાવ, જે વિરોધ સાથે સંકળાયલો છે, તે એકલા મારે વિષે પણ નથી, તેમજ સામા માણસની મંજ્ઞા વિષે પણ નથી, પરન્તુ બન્નેની ભાવના પરત્વે છે. આ બાબત ઉપર વધારે લંબાણથી હું આગળનાં પ્રકરણોમાં ચર્ચા કરીશ. અહિં તો મુખ્ય એટલુંજ નોંધી રાખવાનું છે કે વ્યક્તિગત વિરોધમાં યાંત્રિક ભિન્નતાનો સમાવેશ થતો નથી, પણ ઘણી રીતે મમતાવાળી ભાવનાઓમાં રહેલી અસંબદ્ધતામાંથી તે ઉત્પન્ન થાય છે.

ઉદાહરણ વડે સમજી શકાશે. મગજને એક વિશાળ દિવાલ રૂપ માની લો. આ દિવાલ ઉપર વિજળીના દીવા છે. દરેક દીવો તે આપણા મનનો એક વિચાર કે આવેગ છે; અને તેની જાગૃતિ તે દીવો સળગવાથી જણાય છે. હવે આપણા ઓળખીના બધાજ માણસો આવી રચના વડે પ્રતિનિધિત્વ પામે છે, દરેકને માટે કોઈ દિવાલમાં જુદા જુદા ખૂણા એનાયત કરેલા હોતા નથી, પણ દીવાઓ વચ્ચે કોઇ જાતની ગુપ્ત રચના હોય છે, જેથી કઈને અમુક સંજ્ઞાનું સૂચન થતાં જ અમુક દીવાઓનું મિશ્રણ સળગી ઉઠે છે. માગ મિત્ર ક ને મળતી આવતી ચાંપ દાબવામા આવે તો અમુક આકૃતિ ભીંત ઉપર ખડી થાય છે. ખ ની ચાંપથી બીજી આકૃતિ ઉભી થાય છે. કદાચ બન્ને વખત અમુક દીવા એના એજ સળગે, પણ બધા એના એ ન હોવાથી પરિણામે આકૃતિ જુદીજ બને.

માણસનો વિચાર કરતાં આપણે અમુક સામાજિક પરિસ્થિતિનો ઘણુંખરું વિચાર કરીએ છીએ, તે ભૂલવું ન જોઈએ. કોઇ માણસને યાદ કરવો એટલે શું? અમુક વખતે એ શું કહે, શું ધારે, અથવા કેમ વર્તે તે કલ્પવું તે. તેથી તે માણસની આખી આકૃતિમાંથી અમુક ખાસ બંધબેસતો અને લાક્ષણિક ભાવ દીપ્તિમાન બને છે.'

હવે ઉપલા ઉદાહરણમાં 'સ્વ' નું સ્થાન તપાસીએ. ધારો કે ભીંતની મધ્યમાં લાલ રંગના દીવા છે, અને તે છેડેથી ધીરે ધીરે સફેદ થતા ગએલા હોય છે. આ લાલ રંગ 'સ્વ લાગણી' દર્શાવે અને તે રંગમાં થોડા કે ઘણા રંગાયલા તે બીજા માણસો. માતાના મનમાં પોતાના બાળકનું સ્થાન તે લાલ ભાગની સૌથી મધ્યમાંજ હોય છે. તે પ્રમાણે એકનો એકજ મનોભાવ, પોતાને માટે તેમજ બીજા ઘણાને માટે એક સામટો પણ હોઇ શકે. જો માણસ નોકરી ગુમાવે, તેથી તે તથા તેનું આખું કુટુંબ દુઃખી થતું હોય, તો તેનો ભય તથા રોષ તે તેના કુટુંબનાં દરેક સભ્ય વિષેની તેની ભાવનાના અંગરૂપ બનશે, તેમજ તે તેની સ્વ-ભાવનાના અંગરૂપ પણ બનશે,

વળી જે માણસોને તે આ પરિસ્થિતિ માટે જવાબદાર માને છે, તેમને વિષેની ભાવનાના અંગરૂપ પણ બનશે.

હું આશા રાખું છું કે આ પ્રમાણે, માણસો ને કલ્પનાની વાસ્તવિકતારૂપ ગણવામાં કશું વિચિત્ર, ખોટું કે અવ્યવહારુ તો નહિજ ગણાય. ઉલટું ખરુ જોતાં તો માણસોને ચાલતી આવેલી રૂઢી મુજબ માત્ર દૈહિક પડછાયા જેવા ગણવા, માનસિક વાસ્તવિકતા તરીકે તેમનું સાચું નિરીક્ષણજ ન કરવું—તે માર્ગ વિચિત્ર, ખોટો અને નિન્દ્ય છે. કલ્પનાના માણસ પ્રત્યેજ આપણને પ્રેમ અથવા ધિક્કારની લાગણી થાય છે; જેનું આપણે અનુકરણ કરીએ છીએ, જેની અવગણના કરીએ છીએ, જે આપણને મદદગાર બની રહે છે કે જે નુકશાન કરે છે, જે આપણી ઇચ્છા શકિત તથા કારકિર્દિને ઘડે છે, તે કલ્પનાનોજ માણસ હોય છે.

માણસનો શારીરિક સંસર્ગ અને તેનો કલ્પનાનો સંસર્ગ—એ બેમાથી કયો, માણસને આપણી સમક્ષ વધારે જીવન્ત-સાચો-બનાવે છે? ધારો કે રસ્તે જતાં એકાએક સામેથી આવતો કોઈ માણસ અથડાય; આપણને જરાક ધમારો થાય, આપણો શ્વાસ પળવાર અધ્ધર બને, આપણે પરસ્પર માફી માંગી ચાલ્યા જઈએ, અને તતક્ષણ તે બનાવ ભૂલી જઈએ. આ બનાવથી આપણને કશીજ અસર થતી નથી; આપણી ઈન્દ્રિયોની પ્રવૃત્તિમાં ક્ષણભર ખલેલ પડે એટલુંજ. હવે બીજા પ્રકારનો દાખલો લઈએ. ધારો કે હું સીઝરનું જીવન ચરિત્ર વાંચુ છું. તે કુશળ લેખકના નેતૃત્વ નીચે રહી હું અસંખ્ય વર્ષો પહેલાં માટીમાં મળી ગએલા તે મહાન વીરનરની કલ્પના કરૂ છું. સીઝર મારા વિચારોમાં જીવતો બને છે. તેની દૃષ્યમાન હાજરીનો પણ મને ઝાંખો ખ્યાલ હોય છે, પરન્તુ સાથે સાથે તે જીવનચરિત્રના વાચનથી, મારામાં ભવ્યતા, નીડરતા વગેરે મનોભાવો ખડા થાય છે, અને તે મહાન પુરુષને પગલે ચાલવાની મને કેટલેક દરજ્જે ઇચ્છા થાય છે અને મહાન પ્રશ્નો ખડા થાય ત્યારે, તે મહાન નરવીરે તેમાં શુ સાચુ

ને ગ ખોટું ગણ્યુ હોત તેનો હું વિચાર કરું છું કેટલાએ જુવાન છોકરાઓ આવા જીવનચરિત્રો વાચી ગત્રે પથારીમા જાગતા પડ્યા પડ્યા તે પુસ્તક તથા તેમા વર્ણવેલા લોકોના વિચારો કર્યા કરે છે। આ અનુભવની અસર પછીની આખીએ જીન્દગી સુધી પહોંચે છે, છતા આ સમર્ગ તો માત્ર કલ્પના કાનાજ થએલો હોય છે।

મોઢા ઉપર અકસ્માત કોઈ પ્રહાર થાય તેથી જો કલ્પનામા બાદ ખરેખ ન પહોંચે તો જ્ઞાન તંતુઓને, હૃદયને અને પાચન શકિતને જરાજ નહિ જેવી અસર પહોંચે છે. પરન્તુ હાનિકારક શબ્દો કે તેવા દષ્ટિપાત તો અનેક નાત્રિ ઉજાગરા કરાવે. પાચન શકિત મંદ કરી નાખે, હૃદયને પણ તેથી અસર થાય. આ સઉ ઉપરથી પુરવાર થાય છે કે વ્યકિતગત ભાવના કલ્પનાની વ્યકિતનોજ આપણે વિચાર કરવાનો છે. ચાલતી આવેલી સામાજિક ફીલસુફી અને પ્રથાઓએ નક્કી કરેલી પ્રચલિત વ્યકિત કરતા આ વ્યક્તિ કાંઈક જુદીજ છે.

ઉપલા દષ્ટિબિન્દુ પ્રમાણે તો સમાજ એટલે વ્યક્તિગત વિચારોનું સમૂહસૂચક સ્વરૂપ સમાજની દરેક વ્યક્તિનુ માનસ અથવા કલ્પના, એટલે સૌથી બહોળા અર્થમા માનવ વિચારસાજ સમાજનુ સૌથી વિસ્તૃત અર્થમા સ્થાન છે કદાચ કોઈ એમ વાંધો ઉઠાવશે તો પછી સમાજની નિર્શ્ચિત સીમા ક્યા રહેશે? તેમા તો અનુભવની આખી પરંપરાનો સમાવેશ થઈ જાય કોઈ પણ વિચાર માત્ર એક મગજમા તો રહી શકતોજ નથી. જો સવ્યવહારથી ન થઈ શકે તો અનુસ્મૃતિદ્વારા પણ તે જીવન સાથે જોડાયલો હોય છે, અને એ રીતે અમુક અર્થમા તે સામાજિક બને છે. જેમા બીજી વ્યકિતઓ સાથેનો સંબંધ તદન સીધો અને સ્પષ્ટ હોય છે, તેને "વ્યક્તિગત ભાવનાઓ" એવુ નામ આ યુ છે આ વાંધો તો સમાજની ગમે તે વ્યાખ્યા સામે ઉઠાવી શકાય એવો છે જે લોકો ભૌતિક દષ્ટિબિન્દુથી જુએ છે, તેમને પણ ઘરો, કારખાનાઓ, પાળેલા જનાવરો,

એટલી જમીન વગેરે પણ સામાજિક ક્રમનાં ખરાં અંગ ગણાય કે નહિ તેનો વિચાર કરવો પડે છે.

ખરી વાત એ છે કે આખું જીવન એવી રીતે અંદર લટકી રહ્યું છે કે તેમાંથી એક અંગને ઓછું કરવા જતાં કૃત્રિમતા આવી જાય છે. સમાજ એ જીવનનું અંગ છે, સ્વતંત્ર વસ્તુ નથી. સમાજ એટલે વ્યક્તિગત સંવ્યવહારના દૃષ્ટિબિન્દુથી લેવાતું જીવન તરફનું વલણ; અને એ વ્યક્તિગત સંવ્યવહાર કાંતો આ પુસ્તકમાં દર્શાવ્યા મુજબ તેના પ્રાથમિક સ્વરૂપમાં વિચારી શકાય, અથવા દ્વિતીય સ્વરૂપમાં એટલે કે સમૂહ, સંસ્થા વગેરે દ્વારા. હું ધારું છું કે આ સર્વ વસ્તુઓનું શાસ્ત્ર તેજ સમાજ શાસ્ત્ર.

---

## પ્રકરણ ૫ મું

---

### સહાનુભૂતિ અથવા સમભાવ—સમાજનું એક સ્વરૂપ

ગયા પ્રકરણમાં સંવ્યવહાર વડે થતી વ્યક્તિગત વિચારોની ખીલવટ વિષે જે ચર્ચા કરી તે ઉપરથી બીજા લોકોની માનસસૃષ્ટિમાં ભાગ લેવાની, સહાનુભૂતિની વધતી જતી શક્તિનો ખ્યાલ આવે છે. કોઈ પણ માણસ સાથે શબ્દો, દૃષ્ટિ અથવા બીજાં ગમે તે ચિન્હો વડે વાતચીત કરવી એનો અર્થ એ કે તેની સાથે કોઈ પણ પ્રકારની એવી સમભૂતિ અથવા સંબંધ હોય કે જેથી તે માણસના વિચાર અને મનોભાવોમાં સહભાગી બની શકાય. જો આ સંબંધમાં આપણે સહાનુભૂતિ એ શબ્દ વાપરીએ તો આપણે યાદ રાખવું જોઈએ કે તે શબ્દના અર્થમાં—કોઈ પણ પ્રકારની, સંવ્યવહારમાં ઉતારી શકાય એવી માનસિક સ્થિતિની ભાગીદારીનો સમાવેશ થાય છે. વ્યવહારૂ વાતચિતમાં 'સહાનુભૂતિ'નો અર્થ દયા કે એવી જાતની કોઈ કોમળ લાગણી—એવો ગણાય છે. અહિં 'સહાનુભૂતિ' શબ્દ તે અર્થમાં લેવાનો નથી.

તે શબ્દનો આવો લાગણીથી અલિપ્ત ઉપયોગ તદ્દન કાયદેસરનો છે, અને હું માનું છું કે અંગ્રેજી સાહિત્યમાં તે શબ્દપ્રયોગ ઉપલા અર્થમાં ખૂબ વપરાય છે. શેક્સપીઅરે પાંચ વખત તે શબ્દ વાપર્યો છે, તેમાંથી એકકે વાર તેનો અર્થ 'દયાની લાગણી' એવો થતો નથી. શેક્સપીઅરે તે શબ્દ કોઈ માનસિક સ્થિતિની ભાગીદારી બતાવવા, અથવા માત્ર સામ્ય દેખાડવા માટે વાપર્યો છે. ઑથેલોના નાટકમાં ઈઆગો કહે છે કે ઑથેલો તથા ડેઝડીમોનાની વચમાં, વય, રીતભાત તથા સૌન્દર્ય કશાનો સમભાવ (સહાનુભૂતિ) નથી. આ છેલ્લા અર્થમાં તે શબ્દનો પ્રયોગ પણ આપણા ઉપયોગમાંથી આપણે બાતલ કરવો પડશે, કારણ કે આપણે સહાનુભૂતિ કે સમભાવ એટલે માત્ર સામ્ય નહિ, પણ માનસિક ઐક્યનો સક્રિય ક્રમ—એવો કરીએ છીએ.

માત્ર ઇન્દ્રિયજન્ય જ્ઞાન તથા અપરિપક્વ આવેગો તથા વિચાર અને મનોભાવો વચ્ચેનો ભેદ આ પ્રકરણ દ્વારા સમજાવવાનો મારો ઉદ્દેશ છે. સામા માણસના અપરિપક્વ આવેગો, તથા ઇન્દ્રિયજન્ય જ્ઞાનમાં પણ આપણે ભાગીદાર બની તો શકીએ, પરન્તુ વ્યવહારથી ચાલતા જીવનમાં તેમનો હિસ્સો થોડો જ છે. આંગળી કચરાયાનો અનુભવ તો બધાંને કોઈ વખત થયો જ હશે, છતાં કોઈની આંગળી કચરાય ત્યારે તેની તેવી વેદના જોઈ આપણે તે બાબતમાં થએલો અનુભવ ઘણું ખરું આપણને સાંભરતો નથી. જ્યારે કોઈ માણસનું માથું દુઃખે અને આપણે એમ કહીએ કે "તમારી તરફ હું સહાનુભૂતિ દર્શાવું છું," ત્યારે ખરું જોતાં આપણો કહેવાનો આશય એ હોય છે કે આપણને તે માણસની દયા આવે છે. શારીરિક વ્યથાનો સાચો સંવ્યવહાર બહુ થોડો હોઈ શકે. આનું કારણ એ છે કે આપણને તે પ્રકારનો થએલો અનુભવ આપણા મનના એકાદ ખોતાડા ભાગમાં જ પડ્યો રહે છે, અને આપણને એ જ પ્રકારની લાગણી જો ફરીથી થાય તો જ સાધારણ રીતે તો તે

અનુભવ ફરી જાગૃત થાય છે. જો તે વિચાર અને વાતચીતના સાધન રૂપ બને, (જ્યારે તે મન ગમતા હોય, ત્યારે આમ થવા સંભવ રહે છે) ત્યારે તે ક્રમ વડે જ તે મનોભાવોમાં પલટાઇ જાય છે. વિચાર અને મનોભાવોની બાબતમાં આવું બનતું નથી; એ તો ઉચ્ચ અને કલ્પનાશીલ વ્યક્તિગત વિચારોના ભાગરૂપ હોઈ, એ વિચારોના ગમે તે ભાગને યાદ કરતાં જ તેમને પહોંચી જવાય છે. તેઓ વ્યક્તિગત વ્યવહાર વડે જાગૃત થાય છે, કારણ કે મૂળમાં તેઓ વ્યક્તિગત સંજ્ઞા વડે સંયોજાયલાં હોય છે.

સામાન્ય રીતે મનોભાવમાં સહભાગી બનતી વેળા એકાદ સંજ્ઞા કે વક્તવ્યનું લક્ષણ, જે એ મનોભાવ સાથે સંયોજાયલુ છે તે સાંભરી આવે છે. વિચારની બાબતમાં પણ આમ જ બને છે. શબ્દો દ્વારા વિચારનો સંવ્યવહાર થાય છે. જગતનો વ્યવહાર પરાપૂર્વથી આમ જ ચાલતો આવેલો હોય છે.

સામા માણસ તરફ સહાનુભૂતિ દર્શાવવા માટે તેણે અનુભવેલા અનુભવો, આપણે પણ અનુભવવા જ જોઈએ, એવી કાંઈ આવશ્યકતા નથી. એથી ઊલટું, ખાસ જોતાં બનેલા બનાવો અને આપણી સહાનુભૂતિને બાહ્ય દૃષ્ટિએ જોતાં તો નહિ જેવો જ સંબંધ જણાય છે, દાખલા તરીકે ધંધામાં સફળતા, મિત્રનું મૃત્યુ, મુસાફરી વગેરે અનુભવો સામાજિક અનુભવમાં કલ્પનાની જ વધારે જરૂર પડે છે, અને કલ્પનાને એટલી બધી જાતની મદદો મળે છે કે માણસના અનુભવ વિષે, માત્ર તેના જીવનના બાહ્ય ક્રમ ઉપરથી, બહુ થોડું જ સમજી શકાય. કલ્પનાશીલ અભ્યાસી થોડાં મનુષ્યો અને થોડાં પુસ્તકોના વાચન ઉપરથી એટલી ઊંડી સમજણ પ્રાપ્ત કરે છે કે સ્થૂળ મગજશક્તિવાળા માણસને તેટલું મેળવવા માટે ઘણા વધારે અનુભવની જરૂર પડે. શેક્સપીઅર જેવો અસામાન્ય બુદ્ધિશાળી પુરુષ, એના સમયના માનવ મનોભાવોની આખી હારમાળા જાદુથી તો નહિ, પરન્તુ અદ્‌ભુત સંસ્કાર અને કલ્પના

શક્તિ વડે સમજી જાય છે. જીવન જોવા માટે જુદે જુદે ઠેકાણે ફરવું પડે, અને જુદાં જુદાં કામ કરવાં પડે, એવી ભૂલભરેલી માન્યતા કેટલાક જડ મગજના માણસોના મનમાં વસે છે.

માણસ કેટલે દરજ્જે માણસાઈવાળો છે તેનું માપ તેની સહાનુભૂતિની સીમા ઉપરથી નીકળે છે. આ કાંઈ કોઈ જાતની વિશિષ્ટ શક્તિ નથી, પણ આખા મગજનું કાર્ય છે, અને તેમાં દરેક જાતની વિશિષ્ટ શક્તિઓ પોતાનો ફાળો આપે છે. આથી જ માણસ પોતે જે છે તે, અને બીજા લોકોના જીવનમાં પ્રવેશ કરીને તે જે સમજી શકે તે, એ બન્ને ઘણે અંશે એકની એક જ બાબત છે. કેટલાક માણસો બહુ બુદ્ધિશાળી ન હોવા છતાં ઘણા સમભાવી હોય છે; તેનું કારણ એ જ કે તેઓ બહુ તીવ્ર લાગણીવાળા અને ઉત્તરદાયી (responsive) માનસવાળા હોય છે. આવા માણસની સહાનુભૂતિ, સર્જનશક્તિને અભાવે ખામીવાળી હોય છે. બીજા માણસોને વિષે ઉંડી અને દૃઢ સમજશક્તિ માટે માનસિક શક્તિ અને સ્થિરતાની જરૂર પડે છે. તે કામમાં આગ્રહી અને એકત્રિત કલ્પનાની જરૂર પડે છે.

સામાજિક સત્તા માટે સહાનુભૂતિ આવશ્યક છે. માણસ બીજા માણસોને સમજી શકે, અને એ રીતે પોતાની આસપાસના જીવનમાં પ્રવેશ કરી શકે, તેટલા પૂરતી જ એના અસ્તિત્વની સાર્થકતા છે. આ શક્તિ માણસમાં જેટલી ઓછી, તેટલે દરજ્જે તે વધારે પશુવત ગણાય, અને તે માનવ જીવનના સંસર્ગમાં ખરી રીતે આવેલો ન ગણાય, અને જો તે જીવનના સંસર્ગમાં ન આવે તો જીવન ઉપર તેની કશી સત્તા પણ ન જ રહે. આ તો એક રોજના ઉપયોગમાં આવતો સિદ્ધાન્ત છે, અને છતાં તેની વારંવાર અવગણના થાય છે. સિદ્ધાંતવાદીઓ કરતાં વ્યવહાર કુશળ માણસોને તે બાબતની વધારે સારી સમજણ હોય છે. વ્યવહાર કુશળ માણસો સારી પેઠે સમજે છે કે અસરકારકતા જેટલી વિશિષ્ટ શક્તિઓ

ઉપર આધારભૂત છે, તેટલી જ ચતુરાઇભરી સમયસૂચકતા વગેરે ઉપર આધારભૂત છે.

સામાજિક કલ્પના એ ઘણી વ્યવહારુ વસ્તુ છે, એની ઉણપ એટલે બધાની જ ઉણપ. ખેડુત, વેપારી, ઈજનેર, વકીલ, રાજકારણ શાસ્ત્રી, કવિ વગેરે બધાને જ તેની જરૂર પડે છે. ઘણા માણસોને ટાળી અમુકને જ કોઈ જવાબદારીવાળી નોકરી અથવા કામ (લાગવગ કે ગીફારસની વાત એક બાજુએ મૂકતા) સોંપવામા આવે, ત્યારે એમ કહેવાય છે કે તેનામાં 'શક્તિ' વધારે છે. આ શક્તિ તે જ ઉપર વર્ણવેલી કલ્પના શક્તિ. આપણા સમાજનો કોઇ બળવાન માણસ હોય, તેની સહાનુભૂતિના વિકાસની અમુક દિશા સામે આપણને ભલે વાંધો હોય, અથવા તેમની શક્તિઓ જે ધ્યેય માટે કામ કરતી હોય, તેની સામે પણ ભલે આપણને વાંધો હોય, છતાં તેઓ પણ માનુષિ માણસો છે, તેમને ગણવામા આવે છે તેવા, અમાનુષિ પ્રાણીઓ તેઓ ખરી રીતે હોતા નથી. હું તો એવા ઘણા માણસોના પ્રસંગમા આવ્યો છુ, અને મને લાગે છે કે તે દરેક માણસ કોઈક રીતે, સામાન્ય કોટીના માણસો કરતાં વધારે શક્તિવાળો હોય છે, અને તેથી લોક સમહથી જુદો પડી આવે છે.

સ્થિર ચારિત્ર્યવાળો કોઈ માણસ આપણી વિચારશ્રેણી સમજી શકતો હોય તો આપણા ઉપર તેની સત્તા જામ્યા વગર નહિ જ રહે. તેનો સર્વથા અવરોધ ન કરી શકાય, કારણ કે જે એ માણસ આપણને સમજી શકે છે, તો તે આપણી આગળ પોતાની જાતને સમજાવી શકે પણ ખરો; પછી ભલે તે શબ્દો વડે, દૃષ્ટિ વડે, અથવા બીજાં ગમે તે ચિન્હો વડે તેમ કરે. આ રીતે પોતાના આવેગના સદ્વ્યવહાર વડે, ઇચ્છાશક્તિ ઉપર તે અસર કરી શકે છે. સમભાવી અસર, આપણી વિચારપદ્ધતિમા સ્વાભાવિકતાથી જ પ્રવેશ કરે છે, અને પાણી જેમ છોડને ઉગવામા અસર કરે છે, તેમજ તે પણ આપણા વર્તન ઉપર અસર કરે છે. દરેક પ્રસંગના નેતૃત્વ અને

અધિકારીત્વનો આ મૂળ સ્વભાવ છે, પણ તે વિષે આગળ ઉપર વિસ્તાર થશે.

જે વિશાળ અર્થમા મહાનુભૂતિ શબ્દ અહિં વાપર્યો છે, તેમા માણસના નૈતિક દરજ્જાનો પણ સમાવેશ થાય છે, અને તે વડે માણસનુ ન્યાયીપણું, ભલમનસાઈ વગેરેની તુલના થાય છે. અલબત્ત ન્યાયીપણું, ભલમનસાઈ, વગેરે કાંઈ તદ્દન સ્વતંત્ર વસ્તુઓ નથી, પણ જીવનના જુદા જુદા આવેગોમાંથી નીપજેલી, અને જીવન વડે રચાયલી વસ્તુઓ છે તેથી જ આપણા આવેગો જેવા જ કોઈ માણસને આવેગો ન થાય, ત્યા સુધી તેનૂં વર્તન આપણને વ્યાજબી લાગી ન શકે. આપણને ઉત્તમ લાગતી લાગણીઓમાં તે પણ મહભાગી બને તો કુદરતી રીતેજ, જો તે માણસ દૃઢ ચારિત્ર્યવાળો હોય તો—તે લાગણીઓને તે વિચાર તથા આચારમાં ન્યાય આપશે. કોઈ માણસ ઉદાર, દેશપ્રેમી, સેવાભાવી અને દાનવીર, છે, એમ કહીએ એટલે એનો અર્થ એજ કે સકુચિત મનમા જે મહાનુભૂતિ અને કલ્પના શક્તિની નિર્બળતા અથવા ઉણપ હોય છે, તે આ માણસમા નથી, અને તેનું વ્યક્તિત્વ વિશાળ છે. તે ઉચ્ચ મનોભાવોને પ્રાપ્ત કરી શક્યો છે, અને તેના વ્યક્તિગત વિચારોની હારમાળા વધારે બહોળી છે, અને આવા ઉદ્દેશો તરફ એનુ વલણ છે, અને તે ઉદ્દેશો તેના નિર્ણયોમા પણ પ્રવેશ કરતા જણાય છે, એમ આપણને જેટલે દરજ્જે લાગે તેટલે દરજ્જે આપણે તે માણસને સારો કહીએ છીએ.

ભલુ કરવું, સારૂ કરવું, એ શબ્દ સાધારણ પ્રયોગમા વપરાય છે, ત્યારે તેનો અર્થ શો હોય છે? જે બીજા લોકોને આનન્દમાં તેમજ કામમા મદદરૂપ થઈ પડે છે, માનવ સ્વભાવનાં સારાં અને સુખદાયી વલણોને જે સતોષે છે, જે બાળકોને રમતના સાધનો પૂરાં પાડે છે, યુવાનોને કેળવણી અપાવે છે, પુરુષોને ધંધે વળગાડી આપે છે, સ્ત્રીઓને ગૃહકાર્યમા મદદ કરે છે, અને ઘરડાંઓને શાન્તિ અર્પે

છે, તેને આપણે સારો કહીએ છીએ. આ સર્વ કરવાની ઇચ્છા અને જરૂર માટે મહાનુભૂતિની આવશ્યકતા છે. સમસ્ત જનતાનું જીવન જીવવા જેટલી જેનામાં વિશાળતા હોય, તે પોતાની માફક જ બીજાના આવેગોને પારખી શકે છે, અને તે પણ પોતાનું પેટ જેટલી કુદરતી રીતે તે ભરે છે, તેટલી જ કુદરતી રીતેજ. ભલમનસાઈ અથવા સૌજન્ય એ સાધારણ માનવ સ્વભાવથી કાંઈક ભિન્નજ વસ્તુ છે, એવી માન્યતા બહુ હાનિકારક છે; સૌજન્ય તે માનવસ્વભાવનું માત્ર એક વિસ્તૃત પોષણ છે.

દરેક પ્રકારની બુરાઈ અથવા અન્યાય એક રીતે જોતાં સમભાવની ઉણપ દર્શાવે છે. એક માણસ જે બાબતને કિમતી ગણે છે, તેને બીજો માણસ જો નુકસાન કરે તો એનો અર્થ એ થયો કે તે નુકસાનભર્યું કાર્ય કરવાની ઘડીએ, તે બાબતને સામો માણસ શા માટે કિમતી ગણે છે તેની તેને સમજણ પડતી નથી. ખરાબ કામ કરનાર માણસ કાં તો જેનું બુરું કરે છે, તેના હક કે દાવા તરફ મહાનુભૂતિ દર્શાવી શકતો નથી, અથવા તો તેનામાં પોતાની સહાનુભૂતિને આચારમાં મૂકવા જેટલી ચારિત્ર્યની દૃઢતા નથી હોતી. દાખલા તરીકે જુઠ્ઠા માણસને કાં તો જુઠ્ઠાણાનો અપયશ, અન્યાય વગેરે લાગતાં નથી, અથવા લાગે, તો પણ નિર્ણય કરવાની તક આવી પહોંચતાં તે લાગણી ટકી રહેતી નથી. ક્રૂર માણસ પણ તે જ પ્રકારનો હોવો જોઈએ. તેનામાં સૌમ્ય અને સુંવાળા મનોભાવો હોતા નથી, પણ કોઈ કોઈવાર તેને લાગણીના ઉભરાઓ થઈ આવે છે.

માનસિક આરોગ્યને પણ ઉપલું કથન ઘણે અંશે લાગુ પડે છે; તેની હાજરી કે ગેરહાજરી પણ મહાનુભૂતિના શબ્દ પ્રયોગવડે વ્યક્ત કરી શકાય. અમુક સામાજિક પરિસ્થિતિમાં એક પ્રકારની સમયસૂચકતા જે રાખી શકે તે ડહાપણની પરીક્ષામાં પસાર થએલો ગણાય. એ સમયસૂચકતા બીજા લોકોના માનસ સાથેના સંસર્ગવડે સદ્ધર મગજવાળા માણસોમાં આવે છે. જે માણસ પોતાના

શબ્દો અથવા વર્તણુંક વડે, બધાંથી જુદો પડી આવે છે, અને બીજાનું માનસ સમજવાની જે શક્તિ ધરાવતો નથી, તે તેની વર્તણુંકના દરજ્જા મુજબ બેપરવા, વિચિત્ર, મૂઢ અથવા ગાંડો કે અક્કલહીણો કહેવાય છે. જે બાબતમાં બીજા સર્વના મત એક થયા છે, તેની વાત જે માણસની સમજશક્તિમાં આવી શકતી નથી, તેને સામાજિક દૃષ્ટિએ ગાંડો કહી શકાય; અને જે માણસ સ્હેજ ગુંફિત (complex) સમભાવને સમજાવવા અશક્ત હોય છે, તેને અક્કલહીણો (imbecile) કહે છે.

માણસ જે સામાજિક ક્રમમાં વસે છે, તેનુ પ્રતિબિમ્બ તેની મહાનુભૂતિમાં જણાય છે. જે કોઈ સમહનો એ સભ્ય હોય, જે કોઈ સમૂહમાં તે ભાગ લેતો હોય, તે સર્વ તરફ તેને સમભાવ હોવો જોઇએ. દરેક સામાજિક ઘટના તે વ્યક્તિગત વિચારોની સમૂહવાચક દૃષ્ટિ છે, તે ભૂલવું ન જોઈએ. લોક વિચાર (public opinion) એ વ્યક્તિગત અભિપ્રાયોનુ એક સ્વરૂપ છે. પરાપૂર્વથી ચાલ્યા આવતા રિવાજો, અને સંસ્થાઓ પણ અમુક માણસોના મનમાં વસેલી હોય છે. ખરા ખોટા વિગેરેના સામાજિક ધોરણો પણ વ્યક્તિગત મનોબુદ્ધિથી અલગ ન પાડી શકાય

આપણા કાળની જે ખાસ વિશેષતા હોય. તેને બંધબેસતી વિશેષતાઓ આપણા દરેકના સમભાવી જીવનમાં હોવાની જ. વિવિધ પ્રકારનાં, વિશાળ અને વેગવાન સંવ્યવહાર વડે, વ્યક્તિગત સમર્ગનાં અનેક બિન્દુઓ વડે, દરેક યુગ ખાસ અંકિત થએલો હોય છે. આનુ માનસિક સ્વરૂપ વધારે ગતિવાળું, વધારે વિવિધ પ્રકારનાં વ્યક્તિગત પ્રતિબિમ્બો, મનોભાવો અને આવેગોવાળું હોય છે. આ પ્રમાણે માત્ર ઈન્દ્રિય સુખથી વધારે ઉચ્ચ ભૂમિકા ઉપર માણસને લઈ જાય એવી કોઈ માનસિક પ્રફુલ્લતા હોય છે; વળી માણસના મનને ભૂતકાળ કરતાં વધારે ને વધારે જ પ્રમાણમાં પોતાને મનગમતી ખીલવટ માટે પસંદગીની તકો મળે છે. પણ

આ લાભના પ્રમાણમાં ભોગ પણ આપવો પડે છે. જીવનનાં પ્રેરકબળોની અતિ તીવ્રતા (intensity) ને લીધે ઘણાં માણસોને જીવન બોજારૂપ લાગે છે, ઘણાનું ચારિત્ર્ય વધારે પડતી ઉશ્કેરણીને લીધે નબળું પડી, કદાચિત તૂટી પણ જાય છે. વધતા જતા ગાંડપણના દાખલાઓ ઉપલા કથનના સાક્ષીરૂપ છે. જો આપણું મન અતિ મજબુત ન હોય તો આની અસરથી આપણી કલ્પના શક્તિમાં છીછરાપણું અને આપણા આવેગોમાં સ્વચ્છન્દપણું અને નિર્બળતા આવી જાય છે.

વ્યક્તિગત છાપની મહત્વની જુદી જુદી કક્ષાઓ, જુદા જુદા વર્ગના લોકોના વર્તનમાં પ્રતિબિમ્બિત થાય છે. એ તો બધાના ધ્યાનમાં આવ્યું જ હશે. જો કે શહેરમાં અને ધનિકોમાં બાહ્ય આડંબર વધારે હોય છે, તો પણ શહેર કરતાં ગામડામાં, અને ધનિકો કરતાં ગરીબ અને શ્રમજીવીઓમાં વધારે સહૃદયી સહાનુભૂતિ હોય છે. મારા ધારવા પ્રમાણે આનું મુખ્ય કારણ એજ છે કે ગરીબો અને ગામડીઆઓની સામાજિક કલ્પના શકિત ઉપર એટલું બધું દબાણ નથી હોતું. ગામડાનો રહેવાશી ગમે તેવા અજાણ્યા મુસાફરને એક રાત તો જરૂર પોતાના ઘરમાં રાખવા તૈયાર થશે જ; પણ મુંબાઈ કે કલકત્તા જેવા શહેરમાં એવી રીતે કોઈ અજાણ્યાને કદી આશરો મળે ખરો કે? મનની મહેમાનગીરીને પણ ઉપલું કથન લાગુ પડી શકે.

આપણે બહુ જ થોડા માણસોને મળતાં હોઈએ, કોઈ નવાઈની વસ્તુ અઠવાડીએ એક જ વાર જોતાં હોઈએ, તો આપણી સમાજપ્રિયતા (સહવાસપ્રિયતા) અને આપણી ઇન્તેજારી કે જીજ્ઞાસાની વૃત્તિઓ સંવ્યવહાર તથા સંસર્ગ માટે બહુ ઉત્સુક રહે. પણ જો આપણને અસંખ્ય લોકો મળવા આવ્યા જ કરતા હોય, આપણી લાગણી તથા આપણા વિચારો ઉપર, આપણાથી ન જીરવી શકાય એટલું દબાણ થતું હોય, તો સ્વાભાવિક રીતે જ આપણને તે સામે

કોઈક પ્રકારનો પ્રતિબંધ મૂકવાની ઇચ્છા થાય. અતિ તીવ્ર લાગણીવાળા લોકો (sensitive people) આવા પ્રકારનાં દબાણોથી રક્ષણ કરવા એક પ્રકારનુ સામાજિક કોચલું રાખે છે, અને તે વડે સામાન્ય પ્રસંગોએ યંત્રવત્ વર્તન રાખી, તે કોચલુ અન્તર્ભાગને સુરક્ષિત રાખી, તેનો નાશ થતો અટકાવે છે. ઘણાને દેખાવ પૂરતું સ્મિત કરવાની, વિવેકી વાતચીતનાં રૂઢ વાક્યો બોલવાની, ખોટી જીજ્ઞાસાવૃત્તિ બતાવવાની, અને તેવી જ દમ્ભનાવટ અને વિજ્ઞાપના કરવાની ટેવ પડી જાય છે.

ખરું પુછો તો માણસના ચારિત્ર્યની ખીલવટમાં વધારો કરવાને બદલે તેમાં ભંગાણુ પાડતી, અને તેની અધોગતિ કરતી અનેક વિધ અસરોના પ્રભાવની સામે ટકી રહેવા માટે, આ જમાનામાં અને ખાસ કરીને વધારે પ્રવૃત્તિમાન જીવનવાળા સમાજમાં વસતા લોકોમાં, અતિ બળવાન અવરોધ શકિતની આવશ્યકતા છે. આ શકિત અતિશય શ્રમના દબાણને લીધે ઘણીવાર ક્ષીણ થઈ જાય છે, અને તે ક્ષીણુથીજ માણસના માનસિક તથા નૈતિક પતનની શરૂઆત થાય છે.

સર્વવ્યાપક સહાનુભૂતિ વ્યવહારુ દૃષ્ટિએ તો અશક્ય જ છે; પરન્તુ આપણે વર્ગ અને વર્ગની સંકુચિતતા અને અવ્યવસ્થિત વિચારોના સ્વચ્છંદપણાને કાબુમાં લાવવાની જરૂર છે. જીવનમાંથી જેટલું ગ્રહણ કરી લેવાય તેટલું કરવું તે સારી વાત છે, પરન્તુ તેથી પાર જવું તે ઇષ્ટ નથી. આજના અનેક સૂચનો વાળા જમાનામાં, સહાનુભૂતિની સંકુચિતતા દૂર કરવાની જેટલી જરૂર છે, તેટલી જ જરૂર આપણામાંથી ઘણાને કેમ અને કયારે સહાનુભૂતિ ઉપર અંકુશ મુકવો તે પણ જાણવા જેવું છે. આમાં કોઈ પ્રકારની અસંગતિ નથી. હું ધારું છું કે હાલની મનોભાવોની સમાનતા, (democracy) જેને સ્વવ્યવહારના વિસ્તાર સાથે પણ સંબંધ છે, તેજ સહાનુભૂતિના આવેગને ધન અથવા હોદ્દા વડે સીમા બાંધવાની પ્રથાને વખોડે છે. સહાનુભૂતિમાં પસંદગી તો જોઈએ જ, પણ ધન વગેરે બાહ્ય સંજોગો

અને રૂઢીઓને બદલે ચારિત્ર્યના આવશ્યક તત્વો વડે તેને સંયમિત રાખવામાં આવે તો વધારે સારૂં. મને લાગે છે કે આ જમાનાનો પ્રધાન સ્વર, આ પ્રકારની રૂઢી, લત્તો અથવા ગ્યજી અને આકસ્મિક બનાવોમાંથી મુક્તિ વાંછે છે.

વળી બીજા કોઈ પણ જમાનાઓ કરતાં આ જમાનો વધારે જુદી જુદી દિશાઓમાં વિસ્તૃત થએલો છે; જેમ માણસો ઘણા પ્રકારની સંસ્થાઓમાં રસ લે, તેમ તેમને તે વિસ્તૃતતાનું વધારે ભાન થાય. કાલ્પનિક સંસર્ગોની વિવિધતાને લઈને, કોઈ પણ સાધારણ ખુલ્લા મનનવાળા મનુષ્યને વધારે વિશાળ જીવન જીવ્યા વગર છુટકોજ નથી, કાંઈ નહિ તો પણ અમુક દરજ્જે તો તેનું જીવન ભૂતકાળ કરતાં વિશાળ બન્યા વગર રહેતું જ નથી. આ જમાનામાં ભ્રાતૃભાવ, સમાન હક્ક વગેરેની ભાવના દરેક વર્ગમાં ઘણી ફેલાયલી જોવામાં આવે છે, તેનું કારણ શું? મને લાગે છે કે આનું મુખ્ય કારણ એ છે કે દરેક વર્ગના લોકોમાં વક્તવ્ય શક્તિનાં સાધનોને લીધે કલ્પનાશીલતા ખીલી છે. જેનો વિરોધી વૃત્તિ વગર હું વિચાર કરૂં તે મારો ભાઈ બને છે. બીજાને મદદ કરવાની આપણને ઇચ્છા થાય, તેનું કારણ એજ કે તે બીજો માણસ આપણી કલ્પનામાં વસે છે અને એ રીતે આપણો જ એક ભાગ બની રહે છે. આ પ્રકારની લાગણીની અત્યન્ત સરળતા અને સ્વાભાવિકતા, સામાન્ય વાતચીતના વપરાશની 'પોતે' અને 'પારકા' ની આછકલી ભિન્નતાને લીધે ઢંકાઇ જાય છે. અન્યાયનો ભોગ થઈ પડેલા માણસને મદદ કરવાની ઇચ્છા થાય, તો તે કાંઈ પરોપકાર નથી, તે તો માત્ર એક સરળ કુદરતી આવેગ છે. તે માણસ તે હું જ છું. તે માણસની સંજ્ઞા વડે એવો મનોભાવ જાગૃત થાય છે કે જે જેટલો તેનો છે, તેટલો જ મારો છે.

એ રીતે આપણે વધારે વિશાળ જીવન જીવીએ છીએ. તો પણ ભૂતકાળ કરતાં વર્તમાન જમાનામાં સંપાદનની સ્પષ્ટ વિશેષતાની

અપેક્ષા રાખવામાં આવે છે. સમાજનું અટપટાપણું વ્યવસ્થિત રચનાનું સ્વરૂપ ધારણ કરે છે, એટલે કે તેમાં ઐક્ય વધે છે, અને વિશાળતા સચવાઈ રહે છે; આમ થવામાં જુદા જુદા ભાગોનો સહકાર હોય છે. માણસ પોતાના જમાનાના ઐક્ય તથા ભિન્નતા, બન્નેને પ્રતિબિમ્બિત કરે છે; પરન્તુ તેણે વિશિષ્ટતા પ્રાપ્ત કરીને સાથે સાથે વ્યવહારકુશળ પણ વધારે બનવું જોઈએ.

હવે વર્તમાન જીવનમા વ્યક્તિ ઉપર વધારે બળવાન અસર ઉપરોક્ત વિશાળતાથી થાય છે કે વિશિષ્ટતાથી એ ઘણાને માટે બહુ ગૂંચવતો પ્રશ્ન થઈ પડ છે; અને તે એમાંથી એકને વધારે બળવાન અસર કરનાર ગણી લઈને કાં તો વ્યક્તિગત જીવન વધારે ફળદ્રુપ બનતુ જાય છે અથવા તો માણસ યંત્રની અંદરના એક ખીલા જેવો જ બની રહે છે, એમ પુરાવાઓ સહિત બનાવી આપવું સરળ થઈ પડે છે. પણ હું તો એમ માનું છું કે ખરું જોતાં આ બે વૃત્તિઓ વિરોધી હોવાને બદલે પરસ્પર પૂર્તિ કરનારી છે. વિશાળતા કે વિશેષતા એ પ્રશ્ન નથી રહેતો, પણ લાંબે ગાળે તો વધારે મૂલ્યવાન અને વિવિધ પ્રકારની માનવતા ઉત્પન્ન કરવા માટે વિશાળતા અને વિશેષતા બન્નેની જરૂર પડે છે.

એકાએક ઉભાં થતાં સામાજિક બંધારણોનાં ઘણાં વિષમ પરિણામો તો આવે જ છે, તેને લીધે અમુક લોકો સાંકડી અને વિનાશક ક્રમની પરંપરામાં દબાઈ જાય છે; પણ ઉચ્ચ પ્રકારની વિશિષ્ટતાનું આવું પરિણામ આવે, એમ જણાતું નથી. ઉલટું તે તો મુક્તિ તરફના વિકાસનું એક અંગ છે. સંકુચિત વિશિષ્ટતા ખોટા પ્રકારની ગણાય, અને આપણે જોઈશું કે તેવી વ્યક્તિઓ ઉભી કરવી એ ભૂલભરેલું છે.

સંકલિત જીવનમાં એકાન્તવાસ અથવા અલગતા નભી શકતી નથી–નિષ્ફળ નીવડે છે; અને સાચા પ્રકારની વિશેષતામાં અલગતા હોતી જ નથી. ખરું જોતાં, વિશેષ અને સામાન્ય જ્ઞાન વચ્ચે જેવા

પ્રકારનો ભેદ ગણાય છે, તેવો અસ્તિત્વમાં નથી હોતો. વિશેષતાનું બહોળું જ્ઞાન શા માટે જરૂરી હોય છે? માત્ર સમસ્ત જ્ઞાન સાથેનો તેમનો સંબંધ સમજવા પુરતું જ. કોઈ વિદ્યાર્થી અમુક એક વિષયનો વિશેષ અભ્યાસી બન્યો, એટલે એનું સામાન્ય જ્ઞાન ઓછું થઈ જાય છે? ખરું જોતાં એના વિષયની વિશેષતારૂપી બારીમાંથી એ સમસ્ત સામાન્ય જ્ઞાન ઉપર નજર કરતો બને છે. જીવનની નપાટીને ભેદવા માટે અમુક બિન્દુ ઉપર હુમલો કર્યા વગર છુટકો જ નથી; એ તો જાણીતી જ વાત છે કે જે માણસ અમુક એક બાબત વિશેષ રીતે જાણતો નથી હોતો, તેના કોઈ પણ વિષય ઉપરના અભિપ્રાયો મુદ્દલ જાણવા જેવા હોતા નથી. એકુતની ફીલસુફી એની પત્નીની ભાષામાં હોય છે, સાંચાકામ જાણનાર લાકડાં અને લોઢાનાં પોતાના અનુભવ વડે જીવન સંબંધી મત બાંધે છે; વહાણવટી પોતાના દરીઆઈ અનુભવો વડે તેમ કરે છે; વિદ્વાનોને જો આ લોકો સાથે ટકી રહેવું હોય, તો તેમણે પણ મગીન સરંજામ તૈયાર કરી હરીફાઈમાં ઉતરવું પડશે.

ઘણીવાર એમ કહેવાય છે કે સંસ્કાર એ સ્વતંત્ર વસ્તુ છે, તેને પ્રાપ્ત કરવા માટે અમુક જ પ્રકારના અભ્યાસની જરૂર છે; દાખલા તરીકે 'ક્લાસીકસ' વર્તમાન ભાષાઓ વગેરે તો સંસ્કાર માટે આવશ્યક છે જ. આમાં એક પ્રકારનું સત્ય રહેલું છે, તે એ કે અમુક વિષયો બહુ બહોળા સંસ્કાર મળે એવી રીતે શીખવાય છે, અને બીજા તેમ શીખવાતા નથી. ખરું જોતાં તો દરેક વિષય એવી રીતે શીખવાવો જોઇએ કે તેમાંથી સંસ્કારની ખીલવટ અથવા વિકાસ આપોઆપ થઈ રહે.

એક એવા પ્રકારનો લેખક વર્ગ છે કે જેમનું એવું માનવું છે કે આપણા હાલના વિશેષતાના જ્ઞાનવાળા માણસોના મગજને અર્થહીન ક્રમ (routine) ની પરંપરા વડે બુઠ્ઠાં બનાવી દેવામાં આવે છે, પરન્તુ આ બાબતનો ઝીણવટથી અભ્યાસ કરતાં ઉપલું કથન સાચું

લાગતું નથી; આ બાબતનું અસત્યપણું ખાસ કરીને—યંત્ર વિષેના વ્યવહારૂ જ્ઞાન વડે, અને તે યંત્રો ઉપર કામ કરતા માણસો સાથેના ઓળખાણ વડે—જણાઈ આવે છે. વર્તમાનકાળનાં યંત્રો ઉપર કામ કરનાર માણસોમાં બુદ્ધિશક્તિ, સ્વાવલંબન તથા પરિસ્થિતિને અનુકૂળ થવાની શક્તિની ઘણી જરૂર પડે છે. બીજા દેશો કરતાં અમેરિકન કારીગરોમાં ઉપરોક્ત શક્તિઓ વધારે પ્રમાણમાં હોવાથી જ અમેરિકન કારીગર બહુ ઉચ્ચ પ્રકારનાં વિશિષ્ટ યાંત્રિક કામોમાં બીજા સર્વને ટપી જાય છે. અમેરિકાની દુકાનોમાં જઈને જોતાં જણાય છે કે ત્યાં બુદ્ધિશાળી તથા સંજોગોને ઝટ અનુકૂળ બની જાય એવા કામ કરનારાઓને ખાસ પસંદગી આપવામાં આવે છે અને તેમને પગાર પણ વધારે મળે છે. ઘણા મોટા પ્રમાણમાં લોકોને માત્ર જડ ક્રમ પ્રમાણે ચાલતાં કામોમાં રોકવા પડે છે, તેનું કારણ એજ કે તેમને એવી કેળવણી મળી છે કે જેથી તે બીજા સર્વ કામ માટે નાલાયક બની રહેલા હોય છે.

અત્યારની ગુંફિત ઔદ્યોગિક પદ્ધતિ જે હજી બદલાતી જાય છે, તેમાં તો એવા પ્રકારનાં સાંચાકામવાળાઓની જરૂર છે કે જેઓને ઝીણામાં ઝીણાં હથીઆરો અને તેને વાપરવાની ઝીણવટભરી આવડત, તથા પોતે જે પદ્ધતિથી કામ કરે છે તે સબંધી બુદ્ધિપૂર્વકની સમજણ બન્ને હોવાં જોઈએ. જો તેનામાં ઉપર જણાવેલી બુદ્ધિપૂર્વકની સમજ ન હોય તો તેની વારંવાર ભૂલો થયા કરશે, અને તેથી તે બધાંને નડતર રૂપ થઈ પડવાનો. આ બાબતમાં જે કોઈ કાંઈ પણ સમજે છે તેને ખબર હશે કે કારીગરમાં હાથની કળા કરતાં પણ સામાન્ય બુદ્ધિ ( gumption )ની વધારે જરૂર રહે છે, અને તેવા માણસો મેળવવાં પણ મુશ્કેલ છે; અને જે માણસમાં તેવી બુદ્ધિ હોય છે, તેમને ઉચી પાયરીએ ચડાવવામાં આવે છે. અલબત્ત એવા પણ દાખલાઓ ઘણા જોવામાં આવે છે કે જ્યાં માણસમાંથી જાણે

બુદ્ધિ ચાલી જઈને યંત્રમાં જેમી ગએલી જણાય છે, અને તેથી માણસ માત્ર સંચા ઉપર દેખરેખ રાખનાર જેવોજ બની રહે છે, પણ હું માનુ છુ કે આ દાખલાઓ કાંઈ એકંદરે ફેરફારના પ્રતિનિધિરૂપ ન કહી શકાય. અને હવે જો આપણે કારીગરના હથીઆર ઉપરથી વ્યક્તિગત સંબંધ ઉપર આવીએ તો આપણને સમજાશે કે બહુ વખોડી કહાડુ 'વિશિષ્ટજ્ઞાન' તે એ વધારે વિશાળ સામાન્ય જીવનનુ એક સ્વરૂપ માત્ર છે. તે જીવનમા સ્વતંત્રતા, બુદ્ધિ. કેળવણી અને તર્ક સર્વનો સમાવેશ થઈ જાય છે, અને તેની એક સામટી અસર વડે વ્યક્તિત્વનો વિકાસ થાય છે.

વિશિષ્ટતા તથા વિશાળતા વચ્ચે વિરોધ ભાવનો જે ખ્યાલ પ્રચલિત છે, તે મને તો વ્યક્તિગત તથા સામાજિક ક્રમ વચ્ચેના વિરોધભાવ જેવોજ ભ્રમવાળો લાગે છે. બે જુદાં જુદા સ્વરૂપોને આપણે અલગ અલગ રાખી નિહાળીએ છીએ, અને ભુલી જઈએ છીએ કે આપણે એક જ વસ્તુને જોઈ રહ્યા છીએ.

માણસનુ સમભાવી જીવન સમાજની પરિસ્થિતિનો નિર્દેશ કરે છે, અને તેનુ પ્રતિબિંબ પાડે છે, એટલુ જ નહિ પણ તેમાથી માનવજાતિની સામાન્ય ગતિના ક્રમ, અથવા ફેરફારના સિદ્ધાન્ત વિષેનો કાંઈક ખ્યાલ પણ આપણને આવે છે.

સામાન્ય નિયમ છે કે ભિન્ન અને અભિન્ન, નિરંતરતા અને ફેરફારને બેગા કરીને કુદરત પ્રગતિ કરે છે, સહાનુભૂતિ પણ એ જ સામાન્ય નિયમને અનુસરે છે. અને તેથી અનુકૃતિ અને ફેરફાર, રૂઢી અને ચર્ચા, વારસામા મળેલો સામાજિક દરજ્જો અને પ્રતિસ્પર્ધા, વગેરે વડે જે સિદ્ધાન્ત દૃશ્યમાન થાય છે, તે જ સિદ્ધાન્ત ઉપલી બાબતથી સ્પષ્ટ દેખાય છે. બે માણસો વચ્ચેના સવ્યવહારમા એક બીજાને સમજવા માટે સરખાપણાની જરૂર છે, તેને રસમય બનાવવા માટે ભિન્નતાની જરૂર છે. જે આપણાથી તદ્દન જુદું છે, તેની તરફ આપણને ખાસ લાગણી ન થઈ શકે

કારણકે તે આપણી કલ્પનામાજ ન આવી શકે, તેમજ જે તદન આપણા જેવુ છે, તેના નિઃસત્વપણાને લઈને ખાસ લાગણી પેદા નથી કરાવતુ ઉત્તેજક ભિન્નતા વડે આપણ મન એક રીતે ઉશ્કેરાય છે, અને આપણા જેવા પણ તદન આપણા જ નહિ એવા વિચારોની દિશા તરફનો માર્ગ એ રીતે ખુલ્લો થાય છે. આ કારણથી જ ભિન્ન પ્રકૃતિના માણસની આપણા ઉપર સત્તા જામેલી રહે છે.

જે માણસમા કાયશક્તિ હોય તો એક પ્રકારની પ્રવૃત્તિઓ તથા લાગણીઓના નિરતર ક્રમનો તેને કટાળો આવી જાય છે, તેનુ બધારણ વધારે વિશાળ પ્રકારના જીવન માટે લાયક હોઈ એકી સાથે અતિરેક અને ન્યૂનતાની પીડાથી દુખી બને છે. આવી સ્થિતિમાથી છુટવાનો માર્ગ એ છે કે તેણે નવીન પ્રવૃત્તિઓ આદરવી જોઈએ, અને જુના કાર્યમા રોકાયલી શક્તિઓને આરામ આપવો જોઈએ ઈમર્સને• કહ્યુ છે કે, "મિત્રતામા સામ્ય અને ભિન્નતાની વચમાનો ભાગ્યે જ મળી આવતો મધ્યમ માર્ગ આવશ્યક છે.' ગેટે ×(Goethe) પણ સ્પીનોઝાના પોતાની તરફના આકર્ષણ સબધી લખતા કહે છે, - "વિરોધ વિલક્ષણતા ઉપર જ સૌથી નિકટના સબધો આધાર રાખે છે. વળી એ પણ જાણીતુ છે કે ગેટે અને શીલર (Schiller)ની વચ્ચેના ઐક્યનો મૂળ પાયો આવી જાતના વિરોધ ઉપર જ રચાયેલો હતો તે સબધી ગેટે+ કહે છે - "તેનુ ચારિત્ર્ય તથા જીવન મારા પોતાના ચારિત્ર્ય અને જીવન કરતા તદન ઉલટા પ્રકારના હતા " અલબત્ત તેમની વૃત્તિમા એક પ્રકારના સમભાવ તો જીવન્ત હોય છે જ, આવો સમભાવ તદુરસ્ત છોકરાઓ અને દરીઆઈ વહાણના કપ્તાનો વચ્ચે પણ

---

• Essay on Friendship

× Lewes's Life of Goethe Vol I

+ Goethe, Biographische Einzelheiten, Jacobi

જોવામા આવે છે. જેમનું પ્રગતિ તરફ વલણ હોય છે, તે નવીનતા, ગૂઢ, અકળ વસ્તુઓ, વગેરે વિવિધ પ્રકાર તરફ સહાનુભૂતિ દાખવે છે અને જે ઘરડા, નિર્બળ અને કંટાળેલા લોકો હોય છે તે નરમ પ્રકારની સમૂહપ્રિયતા, સુખવાસી મૈત્રી વગેરે પસંદ કરે છે; પરન્તુ આવા લોકોને પણ કોઈ પ્રકારના વેગની જરૂર તો રહે છે જ; કાંઈ નવીનતાનાં સૂચનની, કોઈ ભૂલાયલાંના સ્મરણોની જરૂર પડે છે. માત્ર વિચારનું સામ્ય જ નહિ, પણ ભિન્નતાનું ગામ્ય પણ જરૂરી છે.

પુરુષ અને સ્ત્રી વચ્ચેની સહાનુભૂતિ (જો કે જાતીય પ્રેરણા બુદ્ધિ સાથે તે સંકલિત છે તો પણ) માનસિક ભિન્નતા અને અભિન્નતા ઉપર અવલંબી રહેલી છે. બન્ને જાતિઓનો પરસ્પર પ્રેમ એ એક ખાસ આવશ્યક વસ્તુ છે. બન્નેની નવીન જીવન માટેની જરૂરીઆત, તેઓ એક બીજાંજ પૂરી પાડી શકે છે.* એટલે હાથે ન પહોંચી શકાય એવા નવીન અને ઉપયોગી અનુભવો, એક બીજા વડે બન્નેને મળે છે. સામાન્ય રીતે હૃદયની લાગણીની કોમળતા સ્ત્રીમાં વધારે ગણાય છે, અને પુરુષમાં માનસિક બુદ્ધિ શક્તિ વધારે હોઈ તે લાગણીઓ ઉપર સંયમ અને તેમનું એકી કરણ વધારે પ્રમાણમાં કરી શકે એમ મનાય છે.

સહાનુભૂતિમાં પસંદગી (selection) ને સ્થાન છે. બીજા લોકોના જીવનમાં પેસવા માટે (કાર્ય) શક્તિની જરૂર પડે છે. એ તો બધાંના અનુભવની વાત છે. એ શક્તિ સીમાબદ્ધ છે અને તેને ઉત્તેજિત કરવા માટે ખાસ ઉત્તેજનની જરૂર પડે છે. જ્યારે આપણને કોઈ ચીજ તરફ પ્રેમ થાય, માન થાય, અથવા કોઈપણ રીતે તેને સમજવાની, તેને અપનાવી લેવાની આપણી કલ્પના શક્તિને

* Tasso માં રાજકુમારી કહે છે કે, "I had to love him, for with him my life grew to such life as I had never known." Act 3. Sc. 2.

ઇચ્છા થાય, ત્યારે સહાનુભૂતિ પ્રવૃત્તિમાન બને છે. પોતાની ખીલવટમાં મદદરૂપ ન થઈ પડે, તેવી વસ્તુઓ તરફ માનસિક આરોગ્ય ભોગવતો માણસ ઝાઝી શક્તિઓનો વ્યય કરતો નથી. પ્રગતિના રસ્તાથી તદ્દન બ્હાર, એવા વિચારો અને મનુષ્યોમાં કુદરતી રીતે આપણને રસ પડતો નથી; અને આપણી સહાનુભૂતિ તેમના પ્રત્યે જાગૃત થઈ શકતી નથી.

આપણે છીરવી ન શકીએ એવી વસ્તુઓ તરફ એક પ્રકારનો કુદરતી માનસિક અવરોધ હોય છે, તે જ્યારે તૂટી જાય ત્યારે માણસ દરેક સૂચનને વશ થાય છે, અને દરેક સૂચનને જવાબ આપે છે. આવો માણસ નિર્બળ, અસ્થિર અને માનસિક ક્ષય વાળો હોય છે. જે માણસ પાસેથી આપણે કશો લાભ મેળવવાનો નથી, જેની તરફ આપણને વખાણની, પ્રેમની, ભયની કે ધિક્કારની લાગણી થતી નથી, તેની તરફ આપણને છેક જ ઉપલકીઆ અને ક્ષણિક સહાનુભૂતિ જ હોઈ શકે. એ વાત પણ ભૂલવી ન જોઈએ કે ઘણા લોકોમાં માનવ વિશાળતા અને શક્તિનો અભાવ હોય છે, કારણકે એ લોકોનાં માનસ સંકુચિત રહેવાથી બંધાઈ ગયાં છે. પરન્તુ જો ચારિત્ર્ય, વ્યક્તિત્વ અને પ્રગતિની વિશિષ્ટ રેખા માણસમાં ના હોય તો માણસમાં કશી વિશેષતા ન ગણાય. એ હોવા માટે સમભાવ ગ્રહણ કરવાની, તેમજ પાછો વાળવાની બન્ને શક્તિઓ હોવી જોઈએ.

સમગ્ર દૃષ્ટિએ જોતાં સામાજિક વિકાસ અને તે વિકાસના ભાગ તરીકે, સહાનુભૂતિનું દરેક કાર્ય, પોતાની પ્રગતિ તરફ લાગણી વડે દોરાય છે, અને તેને તે દિશા તરફ ઉત્તેજન પણ લાગણી વડે જ મળે છે. સામા માણસના વિચાર તરફ આપણું મન ખેંચાય છે, તે હંમેશ અનુકૂળતાની શોધમાં હોઈ ખેંચાય છે એમ લાગે છે. સામાન્ય અર્થમાં લઈએ તો આ અનુકૂળતા કાંઈ હમેશ મન ગમતી જ હોતી નથી, પણ તેનો આપણા મનની તે સમયની

સ્થિતિ સાથે મેળ મળી જાય, એજ આવશ્યક છે. કારલાઇલનાં લખાણોને કે Book of Job ને આપણે દીલખુશ કરે તેવાં તો ન જ કહી શકીએ, છતાં આપણા મનની સ્થિતિ કોઈવાર એવી બની રહે છે કે જ્યારે તે પુસ્તકોમાં આપણને એકતા તથા આકર્ષકતા જણાય છે.

આપણા વ્યક્તિગત અને સમસ્ત માનસિક જીવનને કળાની એક સંપૂર્ણ કૃતિ તો કદી ન જ કહી શકાય; કારણ કે આપણી પાસે જે કાંઈ સાધનો છે તે વડે ઐક્ય તરફના પ્રયાસો તો ચાલુજ રહે છે. દરેક માણસ પોતાને રસ્તે આ કામ કરે છે, અને માનવ સમૂહ તેજ કામ સમસ્ત માનવતા માટે કરે છે. તેમાં દરેક વ્યક્તિ પોતાના પ્રયત્નોરૂપી ફાળો આપે છે. અમુક અસરો આપણામાં બહુ ઉત્સુકતા ઉત્પન્ન કરે છે, તેનું કારણ બહુ અગાધ છે. તે અસરો આપણી કાર્યશક્તિઓને ખેંચી આણે છે, અને આપણે તેમને વળગી રહીએ એ રીતે આપણને તે પોતાના ભણી ખેંચે છે. કોઈ પુસ્તક ફરી ફરીને વાચવાની આપણને ઇચ્છા થતી હોય તો ખચિત સમજવું કે તે ગ્રંથકર્તા પાસેથી આપણને જોઈતું કાંઇક આપણે મેળવી શકીએ છીએ. પણ આ 'કાંઇક' તે શું છે તે ખોળી કાઢતાં ઘણીવાર બહુ સમય લાગે છે. માનસિક જીવનના દરેક સ્વરૂપમાં પસંદગી ઉપર સૌન્દર્ય વિવેકી (aesthetic) આવેગ જીત મેળવે છે, એ વાત તો દેખીતી જ છે.

સાધારણ વિચાર અને વાણીમાં સહાનુભૂતિ અને પ્રેમ બન્ને બહુ સંકલિત છે; અને સાધારણ વપરાશમાં તો બન્ને લગભગ એકજ અર્થમાં વપરાય છે. સહાનુભૂતિ એટલે પ્રેમાળ સહાનુભૂતિ અને પ્રેમ એટલે સહાનુભૂતિદર્શક પ્રેમ. સહાનુભૂતિ કોઈ અમુક આવેગને અવલંબેલી નથી તે ખાસ યાદ રાખવું જોઈએ. તે મૈત્રી સૂચક તેમજ દુશ્મનાવટ દેખાડતી બન્ને જાતની હોઈ શકે. પ્રેમ જો કે સહાનુભૂતિને ઉત્તેજિત કરે છે, પણ તે તેનાથી અભિન્ન નથી.

કારણ કે ખરી સહાનુભૂતિ માટે માનસિક વિકાસની જરૂર છે, પરન્તુ તેવા વિકાસ માટેના અભાવ છતાં પ્રેમ હોઈ શકે છે. કોઈ કમઅક્કલ અથવા અક્કલહીન (imbeciles and idiots) માણસો માટેની સંસ્થાઓ જોતાં, ત્યાં વસતા જીવોનાં પ્રેમનાં પૂર જોઈ નવાઈ લાગ્યા વગર ન રહે. વત્સલતા પાશવ આવેગ તરીકે અસ્તિત્વમાં હશે એમ જણાય છે અને તેનાં મૂળ એટલાં ઉંડાં છે કે કમઅક્કલપણા છતાં તે ટકી રહે છે.

પોતાના સુંદરમાં સુંદર સ્વરૂપમાં હોય ત્યારે પ્રેમનુ ઉત્તેજન સંવ્યવહારમાં મદદરૂપ થઈ પડે છે. આપણે આપણી આસપાસનાં બળોની અસરોના પ્રભાવ વડે પ્રગતિ કરીએ છીએ, અને જ્યારે આપણને ઉંચે લઈ જતી અસરની હાજરીમાં આવીએ છીએ, ત્યારે આપણે પ્રેમ રાખતાં શીખીએ છીએ. સંસર્ગ વડે થતા મનુષ્ય સ્વભાવના સુવિકાસ માટે પ્રેમ એ સ્વાભાવિક આવશ્યકતા છે; અને વળી વધુ સંસર્ગ માટે પ્રેમ ઉત્તેજનરૂપ બને છે.

પ્રેમ અને સહાનુભૂતિ ભિન્ન હોવા છતાં, ઘણીવાર ભેગાં જોવામાં આવે છે; બન્ને એક બીજાને પ્રેરણા આપનાર છે. જેની તરફ આપણને પ્રેમ હોય તેની તરફ આપણી સહાનુભૂતિ જાય છે. એ પણ ખરું કે જ્યારે આપણને અતિ ગાઢ, કાલ્પનિક, માનવસુલભ ધિક્કાર ઉપજે છે, ત્યારે તે ધિક્કારપાત્ર માણસના મનમાં આપણે ઉતરીએ છીએ અથવા બીજા શબ્દોમાં કહીએ તો આપણે સહાનુભૂતિ દર્શાવીએ છીએ. આપણને રસ પડતો હોય એવો કોઈ પણ વિષય આપણી કલ્પનાને ઉત્તેજિત કરે છે અને કોઈક પ્રકારનો સમભાવ ઉભો થાય છે. પ્રેમનો અર્થ સહૃદયી સહાનુભૂતિ એવો કરીએ તો તે આવેગના ઘણા પ્રકારો હોય છે. કોઈ પણ પ્રકારની માનસિક ક્રિયા કે કલ્પના રહિત સારા સ્વભાવથી માંડીને તે છેક ઉંચામાં ઉંચી કક્ષાનો પ્રેમ એટલે મહાપુરુષો જેને ઈશ્વર કહે છે તે (ઈશ્વર તેજ પ્રેમ એમ મનાય છે) સર્વ તેજ પ્રેમના પ્રકારો છે.

સાધારણ વ્યક્તિગત પ્રેમ સત્ય અને ન્યાયનાં આદર્શને પહોંચી શકતો નથી. એક વ્યક્તિ તરફના પ્રેમને લીધે બીજી વ્યક્તિને અન્યાય કરવો, એ તો ઘણી સામાન્ય ઘટના છે. ધારો કે હું મારા કોઈ મિત્રને કોઈ સારી નોકરી અપાવી શકું, તો કોઈ ત્રીજા માણસની દૃષ્ટિએ મારૂં કાર્ય અન્યાયી પણ ગણાય. મેં મારી સત્તાનો દુરૂપયોગ કર્યો એમ એને લાગી શકે. ભલમનસાઈને કોઈ સાદી ઉર્મિ સાથે ન સરખાવી શકાય એ તો દેખીતું જ છે. દરેક પ્રકારનાં દૃષ્ટિબિન્દુઓનો જેમાં સમાવેશ થતો હોય તેવાં, જીવનનાં કોઈ વિશાળ સ્વરૂપમાં તેનું સંશોધન કરવું જોઈએ. જો પ્રેમ આવી વિશાળતા સુધી પહોંચી શકે તો તે પ્રેમ ન્યાયી બને છે.*

ત્યારે માત્ર સંકુચિત માયાળુપણું નહિ, પરન્તુ વિશાળ અને સમતોલપણાવાળા પ્રેમમાં ન્યાય અને સત્ય રહેલાં છે, એમ કહી શકાય. કારણ કે જે માણસમાં વિશાળતા અને દીર્ઘદૃષ્ટિ હશે, તે પોતાના વર્તનમાં ઉદાર સિદ્ધાન્તોનો અમલ કર્યા વગર નહિ જ રહે.

આવા જ કોઈક અર્થમાં અમુક મહાન ગુરૂઓએ પોતાનાં લખાણ તથા ઉપદેશમાં પ્રેમ શબ્દનો ઉપયોગ કર્યો છે.× પ્રેમની સાથે જે સુખની લાગણી, નવીનતા, યૌવનનું જોમ તથા સંજોગો પ્રતિ બેદરકારી આવી જાય છે, તે પ્રેમના ગ્રાહક (ગ્રહણ કરે તેવા) સ્વભાવને આભારી છે. તેવી જીન્દગીને સંપૂર્ણ જીવન કહી શકાય.

---

* "Love's hearts are faithful but not fond.
Bound for the just but not beyond."

× What is Love, and why is it the chief good, but because it is an overpowering enthusiasm ?......He who is in love is wise and is becoming wiser, sees newly every time he looks at the object beloved, drawing from it with his eyes and his mind those virtues which it possesses.—Emerson.

જ્યારે માણસ એવું જીવન જીવે છે, ત્યારે તે બહુ સુખી હોય છે; કારણ તેમની શક્તિઓ સારા પ્રકારના વ્યવસાયોમાં રોકાયલી રહે છે. યૌવનનું જેમ એટલા માટે કે આહકતા એ યૌવનનું ખાસ લક્ષણ છે; સંજોગો પ્રતિ બેદરકારી એટલા માટે કે પોતાના વર્તમાન અનુભવ ઉપરથી તે માણસને લાગે છે કે એમને સંજોગો સાથે કાંઈ સંબંધ નથી. જ્યારે એ પ્રકારના સુખ ઉપરથી માણસનો કાબુ જતો રહે ત્યારે જ તે સહીસલામતી અને સગવડ ઢૂંઢવા માંડે છે, અને ત્યારે જ તે જગત માત્ર તરફ અવિશ્વાસ અને નિરાશાવાદની દૃષ્ટિથી જુવે છે.

'પોતા' ના સંબંધમાં પ્રેમનો હવે વિચાર કરીએ. એક પ્રકારનો પ્રેમ સ્વ-લાગણીથી સંયુક્ત છે, બીજો નથી. આ બીજા પ્રકારનો પ્રેમ નિઃસ્વાર્થી અને સ્થિર આનન્દ આપે છે. તે વખતે મન પોતાનુ વ્યક્તિગત અસ્તિત્વ ભૂલી જાય છે. પહેલા પ્રકારનો પ્રેમ ક્રિયાવાન, ઉદ્દેશવાળો, જગતની સામે એકલો હોવાથી પોતાના કાર્યમાં રાચતો હોય છે.

નિઃસ્વાર્થી પ્રેમમાં 'હું' ને કાંઇ સ્થાન નથી. કુદરતી સૌન્દર્ય, કળા તરફનો પ્રેમ વગેરેમાં એ જ પ્રકારનો આનન્દ મળે છે. (જ્યાં સુધી તેમાથી કાંઈ નવું સર્જન કરવાનો કે ટીકા કરવાનો વિચાર ન હોય ત્યાં સુધી ) જે માણસની લાગવગની આપણને જરૂર નથી, જેનુ અનુકરણ આપણે કરવા માંગતા નથી, તેના તરફ આપણને આદરભાવ થાય, તો તે લાગણી પણ નિઃસ્વાર્થી પ્રેમ જેવી જ ગણાય. બૌદ્ધ સાધુઓ નિર્વાણની સ્થિતિમાં આજ પ્રકારનો આખરી સંપૂર્ણ આનન્દ વાંછે છે. આ પ્રકારના પ્રેમની ભાવનામાં અનિશ્ચિત અને ઘણીવાર તો દુઃખદાયક એવી વ્યક્તિત્વના ભિન્નત્વની ભાવના લુપ્ત થઈ જાય છે. જે એ ભાવના તજી શકે છે, તે સંદિગ્ધ સ્થિતિથી પાર જાય છે, તેનું નાવ વધારે વિશાળ પ્રવાહમાં તરે છે, તે પોતાની ખોડખાંપણ, નબળાઇ, શરમ અથવા નિષ્ફળતા ભૂલી

જાય છે; અગર જો કદાચ તેવી વસ્તુઓ સંભારે તો તે માત્ર પોતે તે સર્વના પાશમાંથી મુક્ત થયો છે તેના ભાન પુરતું જ. આપણે જ્યારે તેવી સ્થિતિમાં હોઇએ છતાં જો સત્ય સમજી શકીએ તો આપણે આપણી જાતને તે માર્ગે લઈ જઇ શકીએ. તે રીતે આપણે-આપણી અથવા બીજાની—વ્યક્તિત્વની ભાવનાથી પર જઇ શકીએ. અને એ રીતે સર્વ સામાન્ય અને આનન્દમય જીવનમાં પ્રવેશ કરી શકીએ છીએ

તેનો નાશ તો નથી જ કરી શકતું. તદ્દન નિઃસ્વાર્થી પ્રેમ દરેક વસ્તુને એક રૂપે જ જુવે છે, અને કોઇ પ્રકારના પ્રયાસો કરતો નથી.

આ બન્ને પ્રકારના પ્રેમ પરસ્પર પૂરક છે. એક આપણને વિશિષ્ટ તીવ્રતા અને અસરકારકતા અર્પે છે, જ્યારે બીજું વિકાસ અને આરામ આપે છે. બન્ને એક બીજા સાથે બહુ નિકટ રીતે ગુંથાયલાં છે. પુરૂષ પહેલાં સ્ત્રી સાથે પ્રેમમાં પડે છે, ત્યારે તેને દૈવી વ્યક્તિ માને છે, તેની માલીકી મેળવવાનો ખ્યાલ કરવાની પણ તેની હિંમત ચાલતી નથી; પણ ધીરે ધીરે તેને તે પોતાની ગણવા માંડે છે. તેના સંબંધી તેને આશા, ભય, રોષ વગેરે લાગણીઓ થાય છે. ચિત્રકાર ચિન્તન વૃત્તિથી સૌન્દર્યને વખાણે છે, અને પછી તેને ચીતરવાનો પ્રયાસ કરે છે. કવિ પોતાનાં સ્વપ્નામાં રાચે છે, અને પછી તેને ભાષામાં મૂકવા મથે છે. જે વસ્તુ માટે આપણને કાંઈ ઇચ્છા નથી, તેમાં પણ આનન્દ મેળવવો એ આપણા વિકાસ માટે જરૂરી છે; કારણ તે પ્રદેશમાંથી જ આપણને નવીન સાધનો મળી રહે છે. એક જ વસ્તુની આસપાસ વીંટાઇ ગએલો અને વિકાસ કરતો અટકી ગએલો પ્રેમ નુકશાનકારક છે. બીજી તરફથી જોઇએ તો સર્વવ્યાપી જીવનમાં પ્રવેશ કરવા માટે વિશિષ્ટ સ્વાર્થનો સુવિકાસ આવશ્યક છે. આપણે ખાસ પ્રયત્ન કરી, ઇચ્છાપૂર્વક કાંઈ મેળવ્યું હોય તો તે સહાનુભૂતિના પાયારૂપ બની રહે છે, અને તે નિસ્વાર્થ ચિન્તનને પહોંચવામાં મદદરૂપ બને છે. જ્યારે ચિત્રકાર ચિતરવાનો પ્રયત્ન આદરે છે, ત્યારે ચિન્તનનો શુદ્ધ આનન્દ તે ગુમાવે છે. તે શ્રમિત, ચિન્તાતુર અને મિથ્યાભિમાની બને છે. પરન્તુ જ્યારે તે પ્રયત્ન કરવો છોડી દેશે ત્યારે તે શક્તિમાન બનશે, અને આ અનુભવ ઉપરથી તે સૌન્દર્યની કદર કરતાં, પહેલાં કરતાં વધુ સારી રીતે સમજશે. અંગત પ્રેમનું પણ એજ પ્રમાણે બને છે. સ્ત્રી, ઘર, બાળકો વગેરે પ્રાપ્ત કરવાના પ્રયાસમાં સતત આત્મપ્રતિપાદનની જરૂર પડે છે; પરન્તુ તેને લીધે તેની સહાનુ-

ભૂતિની શક્તિ વધે છે. તેથી આ બન્નેમાંથી એકકેને વધુ ચઢીઆતા પ્રકારનો પ્રેમ ન કહી શકાય. પોતાનું વિશિષ્ટ ધ્યેય કે શક્તિ ભૂલ્યા વિના વિકાસ સાધે જ જવો, કે જેથી જીવનમાંનું સૌથી ઉત્તમ અને ઉચ્ચ તત્ત્વ ગ્રહણ કરી શકાય, તે સ્થિતિ ઇષ્ટ છે.

આ સર્વ ઉપરથી જણાય છે કે માનસિક ભાગીદારી અથવા સંવ્યવહારના અર્થમાં લઇએ તો સહાનુભૂતિ કાંઈ સાદી વસ્તુ નથી. પરન્તુ એક સમભાવી અનુભવ બરાબર સમજવા જતાં તો એક રીતે જોતાં આપણે આખો સામાજિક ક્રમ સમજી શકીએ. કોઈ પણ મિત્ર, નેતા, દુશ્મન કે પુસ્તકના સંસર્ગમાં આવવું એ સહાનુભૂતિનું કાર્ય છે. આવાં કાર્યોના કુલ સમૂહમાં જ સમાજનો સમાવેશ થએલો છે.

વ્યક્તિજીવનના દરેક સ્વરૂપનું માર્મિક (vital) ઐક્ય બનાવવાનો અહિં આદેશ છે. રોમના કેપીટોલાઈ મ્યુઝીઅમમાં 'વીનસ'નું એક પ્રખ્યાત પુતળું છે, તેને બહુ કુશળતાથી ફરતી બેઠક ઉપર ગોઠવ્યું છે, તેથી જેને તેનો અભ્યાસ કરવો હોય, તે પોતાના મનગમના દૃષ્ટિ કોણ ઉપર તેને ગોઠવી શકે છે. આ રીતે તે એકજ પુતળાનાં અસંખ્ય સ્વરૂપો જોઈ શકે છે. જો તે માત્ર પગ અથવા અંગુઠો જુવે તો પણ તે ખરી રીતે જોનારો હશે તો આખા પુતળાના સંબંધમાં જ તે ભાગ જોશે. માનવ જીવનનો અભ્યાસ પણ આ જ પ્રકારનો હોઈ શકે. દાખલા તરીકે આ પુસ્તકનાં જુદાં જુદાં પ્રકરણો ભિન્ન થઈ શકે એવા વિષયો ચર્ચતાં નથી, પણ માત્ર એક જ વિષયનાં જુદાં જુદાં સ્વરૂપો ચર્ચે છે. માનસશાસ્ત્ર, ઇતિહાસ કે પ્રાણી વિદ્યાના કોઈ પણ પુસ્તકને પણ એજ સત્ય લાગુ પાડી શકાય.



# પ્રકરણ ૬ ઠ્ઠું

## સામાજિક સ્વ. ૧—'હું' નો અર્થ

સૌથી પહેલું એટલું કહી દેવું જોઈએ કે અત્રેની ચર્ચામાં 'સ્વ' શબ્દ–હું, મારૂં, પોતે વગેરે પ્રથમ પુરૂષ એકવચન માટે વપરાતાં સર્વ નામો માટે વાપરવામાં આવ્યો છે. આધ્યાત્મવાદીઓ અને નીતિશાસ્ત્રકારો 'સ્વ' 'અહ' વગેરે શબ્દો બીજા ઘણા અર્થમાં વાપરે છે; એ અર્થમાં નિત્યના વપરાશમાં તે શબ્દો ઉપયોગમાં લેવામાં આવતા નથી. એ અર્થમાં તે શબ્દોને આ પ્રકરણમાં હું બને તેટલા ઓછા પ્રમાણમાં લેવા ધારૂં છું.

માનસ શાસ્ત્રીઓ જેને પ્રત્યક્ષ નિયમી (empirical) 'સ્વ' (જે સામાન્ય નિરીક્ષણથી પણ જોઈ શકાય) કહે છે, તેની ચર્ચા અહિં કરવામાં આવી છે. જો કે સામાજિક સિવાય કોઈપણ પ્રકારનું 'હું' હોઈ જ ન શકે, દરેક 'હું' માં બોલનાર અને બીજા માણસો બન્નેનો ઉલ્લેખ તો હોય છે જ. પરન્તુ 'સ્વ' ના સામાજિક સ્વરૂપ ઉપર મારે ખાસ ભાર દઈને લખવું છે, તેથી હું તેને 'સામાજિક સ્વ' કહું છું.

'સ્વ' નો વિષય જો કે બહુ ગૂઢ ગણાય છે, પરન્તુ આ ગૂઢતા આધ્યાત્મવાદમાં જ્યાં માત્ર અહંભાવ ચર્ચવામાં આવે છે, ત્યાં સંભવે છે. ગમે તે હોય, પણ મનની બીજી બધી બાબતો કરતાં 'સ્વ' ને સમજવું વધારે અઘરૂં તો નજ હોઈ શકે. આખી દુનીઆમાં સામાન્ય લોકો તથા ન્હાનાં બાળકો પણ એ પ્રથમ પુરૂષ એકવચનનો બરાબર સમજીને ઉપયોગ કરે છે, એટલે એનો અર્થ બહુ ઉપયોગી અને સહેલો તો હોવો જ જોઈએ. અને જ્યારે તે અર્થ ઉપર જણાવ્યા મુજબ સરળ છે, તો પછી બીજી કોઈપણ બાબત માફક તેનું પણ નિરીક્ષણ શા માટે ન થાય ? તેને નિ: પણ

વિચારો શા માટે ન કરાય? હવે તેમાં રહેલી ગૂઢતા સંબંધી વિચાર કરીએ; જે લોકોમાં શક્તિ હોય, તેમને માટે તેમાં રહેલી ગૂઢતા, ખરેજ સાચી, આવશ્યક અને ચર્ચાને માટે યોગ્ય વિષય પૂરો પાડતી બની રહે છે, પણ એ ગૂઢતા કોઈ વિશિષ્ટ પ્રકારની હોય એમ મને તો લાગતુ નથી. જીવનની સમસ્ત ગૂઢતાનુ તે એક સ્વરૂપ માત્ર છે. તેથી બીજા વિષયોમાં ગૂઢતા શોધવા જે લોકો મથતા નથી, તેમને 'હું' ની બાબતમાં પણ તે શોધવાની જરૂર નથી.

જે ભાવના માટે પ્રથમ પુરૂષનાં સર્વનામો વાપરવામાં આવે છે, તે વિશિષ્ટ પ્રકારની લાગણી હોય છે, તેને સ્વ-લાગણી અથવા માલીકીની ભાવના કહી શકાય. આ લાગણીની સાથે ગમે તે પ્રકારની ભાવનાઓ સંયોજાયલી હોઈ શકે, અને તેથી તેને 'હું' અથવા 'મારૂ' એવું નામ આપી શકાય. આ વિષય સંબંધી પ્રો. જેમ્સ કહે છે, કે "'હું' અને પોતે એ મનને અમુક પ્રકારની ઉશ્કેરણી કરનાર ગમે તે શક્તિ માટે વાપરી શકાય છે." આજ વિચાર ઉપર પ્રો. સ્ટેનલીએ પોતાના The Evolutionary Psychology of Feeling દ્વારા વધારે પ્રકાશ પાડ્યો છે.

સ્વનું લાગણીનું સ્વરૂપ બીજા કોઈ પણ સ્વરૂપ કરતાં વધારે મહત્વનુ છે, એમ કહેવાનો મારો આશય નથી; પણ 'હું' એટલે શું તે પુરવાર કરવાનું એ બહુ ચોક્કસ પ્રમાણ તો છે જ. સ્વ વિષેની ઉર્મિ અથવા લાગણીને પ્રેરણા બુદ્ધિજન્ય કહી શકાય. માનવ જાતિના ઈતિહાસમાં તે લાગણીનાં મૂળ એટલાં ઉંડાં ગએલાં છે કે તેના વગર જીવન નભી જ ન શકે. દરેક વ્યક્તિના જન્મ વખતે પણ તે અસ્પષ્ટ રીતે હાજર હોય છે; અને બીજા પ્રેરણા બુદ્ધિજન્ય વિચારો કે વિચારોનાં જંતુઓ માફક અનુભવ વડે તેની ખીલવટ થાય છે, અને તે માણસના સ્નાયુઓ, દૃષ્ટિ વગેરે ઈન્દ્રિયો સાથે અને ખાસ કરીને વ્યક્તિગત વિચારો સાથે ભળી જાય છે. વળી તે દરમીઆન તે લાગણીમાં પણ ફેરફાર થતા જાય છે, અને તેથી

પોતાનો જાતીય ગુણ ન છોડવા છતાં તેનાં અસંખ્ય મનોભાવોરૂપ વિભાગો પડે છે.

પુખ્ત ઉમ્મરના માણસોમાં જણાતી દૃઢ સ્વલાગણી આ અસંખ્ય મનોભાવોના મિશ્રણથી બનેલું એક સ્વરૂપ છે. મનની ખીલવટમાં તે લાગણી ભાગ લે છે—પરન્તુ પ્રથમ પુરૂપ એકવચનને ભૂલ્યા વગર. સ્વ ભાવનાના બીજા પ્રકારો એટલા બધા વિવિધ છે કે તે શબ્દની વ્યાખ્યા માટે તે ભાગ્યેજ કામમાં આવે. જે જે વસ્તુઓથી માણસ બ્હીએ છે તે સર્વની ગણત્રી કરીને ભયની લાગણીની વ્યાખ્યા આપવી તે જ પ્રમાણે 'હું' સાથે સંયોજાયલા શબ્દોની ગણત્રી કરી 'હું' ની વ્યાખ્યા આપવી પણ તેટલીજ અશક્ય છે. ભય એ લાગણીની એક સ્થિતિ છે, અથવા તેનો એક આવિર્ભાવ છે. અન્ધારૂ, આગ, સિંહ, સાપ વગેરે તો તે લાગણીને ઉશ્કેરનારાં તત્ત્વો છે. તેજ પ્રમાણે 'હું' એટલે મુખ્યત્વે સ્વ–લાગણી અથવા તેનો આવિર્ભાવ, શરીર, કપડાં, ધન ભંડાર, મહત્વાકાંક્ષા, ગૌરવ વગેરે તો તે સ્વ–લાગણી સાથે સંકળાયલાં છે. ગમે તેમ હોય તો પણ લાગણીની પાછળ જઇ, તેને કઇ ભાવના જાગ્રત કરે છે, અને શા માટે કરે છે, તે બાબત તપાસ કરી લેવી શક્ય છે, તેમજ ઉપયોગી પણ છે.

'હું' આપણા અનુભવને મુખ્યત્વે કરીને લાગણી તરીકે જણાતું છે, તેથી કરીને તે લાગણીના સૂચન વગર તેની વ્યાખ્યા કે વર્ણન આપી ન શકાય. જે ઉર્મિઓની વ્યાખ્યા આપી શકાય એમ જ નથી, તેને વ્યાખ્યા આપવાનો પ્રયત્ન કરવા જતાં કેટલીકવાર આપણે અર્થરહિત વાતોને રસ્તે ચઢી જઈએ છીએ. મીઠાના સ્વાદની કે લાલ રંગની વ્યાખ્યા આપવામાં જેટલી નિષ્ફળતા મળે છે, તેટલી જ નિષ્ફળતા સ્વ. લાગણીની અથવા ખરૂ પૂછો તો કોઈ પણ લાગણીની વ્યાખ્યા આપવાનો પ્રયાસ કરવા જતાં મળે છે. એ તો માત્ર અનુભવથી જ સમજાય એવી બાબત છે. પણ

આ સ્વની લાગણી મીઠાના સ્વાદ કે લાલરંગ જેટલી જ આપણને પરિચિત છે, તેથી તેને યાદ કરવી કે સમજવી તદ્દન સહેલ છે. પોતાના કપડાની મશ્કરી થાય, પોતાની મીલકત અથવા બાળકોને છીનવી લેવાનો પ્રયત્ન થાય, પોતાના નામને ધોકો લાગે વગેરેની કલ્પના કરતાની સાથે જ તે સ્વ- લાગણી હાજર થઈ જવાની. અરે, ફક્ત 'હું' અથવા 'મારૂં' એ શબ્દોનો આપણે ભારપૂર્વક ઉચ્ચાર કરીએ, તો પણ તે સ્વ- લાગણી સયોજનને લીધે યાદ આવી જાય છે એક બીજો પણ સારો રસ્તો છે—સહાનુભૂતિ દ્વારા કોઈ પુસ્તકમા વર્ણવેલી 'હું-પદ'વાળી સ્થિતિમા પ્રવેશ કરવો.

'હું' નો અર્થ સમજવા માટે સૌથી સરસ માર્ગ તો એ જ છે કે બાળકોની રમત વખતે ચાલતો તેમનો વાર્તાલાપ સાભળવો—ખાસ કરીને જ્યારે તેમનામા જરા કુસપ થયો હોય ત્યારે. તેમનો વડીનો વ્યવહારૂ વાતચીત માટેની રૂઢીને માન આપી જે પ્રથમ પુરુષ એકવચન વારવાર વાપરવાની વૃત્તિને અકુશમા રાખવા મથે છે, તેવી જાતનો કોઈ પણ પ્રયાસ બાળકો કરતા નથી. તેઓ તો અતિશય ભારપૂર્વક અને જુદા જુદા પ્રસગોએ જુદી જુદી રીતે તે સર્વનામનો ઉપયોગ કરે છે. તેથી તેમની ઉર્મિનો આવેશ અચૂક જણાઈ આવે છે

મનગમતી તથા માલીકીની ધગશ દર્શાવતી સ્વ- લાગણી માટે અગ્રેજીમા વપરાતો gloating શબ્દ સુયોગ્ય છે. gloat કરવુ એટલે ઉમળકાભરી લાગણી સહિત 'મારૂ,' 'મારૂ' 'મારૂં' એવો વિચાર કરવો. પોતાને હાથે બનાવેલી દરેક ચીજ માટે ન્હાના છોકરાઓને આવી લાગણી થાય છે. પોતાના નવા કપડા તરફ તથા તેની પ્રશસા પ્રત્યે છોકરીઓને પણ એજ લાગણી થાય છે. ખેડુતને પોતાના ઢોર કે અનાજ માટે, વેપારીને પોતાના ધધા કે બેંકમા જમા થએલી રકમ માટે, માતાને બાળક માટે, સાધુ પુરુષને પોતાના આત્માની ઉન્નત સ્થિતિ માટે—આમ દરેક જણ પોતપોતાની

માલીકીની વસ્તુ કે પ્રિય વિચારો ઉપર gloat કરે છે, અથવા કહો કે રાચે છે.

સ્વ– લાગણી બીજી કોઈ પણ જાતની લાગણી કરતાં અનુભવમાં જુદી તરેહની છે, એવું કહેવાનો મારો આશય નથી. ક્રોધ, ભય, દુઃખ કે એવી બીજી કોઈ પણ લાગણીના જેટલી જ આ સ્વ–લાગણી પણ સ્પષ્ટ છે. પ્રો. જેમ્સના શબ્દોમાં કહીએ તો, "આત્મ સંતોષ તથા માનહાનિના આવેગો અદ્વિતીય પ્રકારના હોય છે. ક્રોધ અથવા દુઃખ જેવા પ્રાથમિક આવેગના પ્રકારમાં પણ તેમની ગણના થઇ શકે." દરેક માનસિક બાબતની માફક અહિં પણ એમ કહી શકાય કે અહિં કોઈ જાતની બાંધેલી વાડ હોતી નથી, પણ દરેક ચીજ બીજી ચીજોમાં ધીરે ધીરે લીન થઈ જાય છે. છતાં પણ જો 'હું' શબ્દથી દરેક જણના મનમાં લગભગ સરખોજ ખ્યાલ–જે બીજા સર્વ ખ્યાલોથી તદ્દન જુદી જાતનો છે–ઉભો ન થતો હોય તો તે શબ્દને આટલી બધી છુટથી દરેક સ્થળે સંવ્યવહારના સાધન તરીકે ન વાપરી શકાય. ઘણાં લોકોને એવો ખ્યાલ હોય છે કે 'હું' એટલે શરીર; આ ખ્યાલ ભૂલભરેલો છે. ખરી વાત છે કે જ્યારે આપણે 'હું' વિષે જરા ફિલસુફી ચલાવવા માટે આસપાસ નજર કરતાં કોઈ ઇન્દ્રિયગમ્ય વસ્તુની જરૂર જણાય ત્યારે આપણે, સ્વાભાવિક રીતે જ શરીરને 'હું' ગણીએ છીએ; પરન્તુ નિખાલસ મને સામાન્ય વાણીમાં 'હું' ના વપરાશ વખતે, બોલનારના મનમાં શરીરનો ખ્યાલ હોતો નથી. આ કથનના સત્યાસત્યની પરીક્ષા કરવી જરાએ અઘરી નથી; કારણ 'હું' શબ્દ વાતચીતમાં અને સાહિત્યમાં ખૂબ છુટથી વપરાય છે, તેથી તે બાબતનો વિસ્તૃતપણે અભ્યાસ કરવો પણ ઘણો સરળ થઈ પડે છે. વાતચીતમાં વપરાતા 'હું' શબ્દની જરા તપાસ કરીએ તો જણાશે કે સોમાંથી દશ વારજ તે શબ્દ શરીર માટે વપરાય છે. ઘણું ખરું તે શબ્દ અભિપ્રાય, ઉદ્દેશ, ઇચ્છા, માંગણી વગેરે માટે

પ્રવૃત્તિઓમાં ઐક્ય આણવાના સંબંધમાં જોડાયલી છે. ખાસ કરીને શક્તિના ઉપયોગના ખ્યાલ સાથે તે સંયોજાયલી હોય એમ જણાય છે. ખાસ કરીને જે ખ્યાલો મન અને બાહ્યના જગત વચ્ચેના ભેદભાવ ઉપર ભાર દે છે તે ખ્યાલો સાથે બાળકના સૌથી પહેલા સ્પષ્ટ વિચારોમા સ્વ લાગણીનું ભાન દેખી શકાય એવી વસ્તુઓ ઉપર કાબુ મેળવવા વડે તેને થાય છે, દાખલા તરીકે એના શરીરના અવયવો, એનાં રમકડાં, એની દૂધની શીશી વગેરે. પછી તે પોતાની આસપાસનાં માણસોના કૃત્યો ઉપર કાબુ મેળવવાનો પ્રયત્ન કરે છે, અને એ રીતે એની સત્તા તથા સ્વ લાગણીનુ વર્તુલ વિસ્તૃત થતું જાય છે. બાળક જો કે પહેલાં એક બે વર્ષ સુધી 'હું' કે 'મારૂં' એવા શબ્દો વાપરતુ નથી, છતાં પોતાના હાવભાવ વડે એ લાગણી તે બહુ સ્પષ્ટ રીતે પોતાના જન્મ પછી પહેલા અઠવાડીઆથી જ દેખાડવા માંડે છે.

સ્વ લાગણીનો હેતુવાળી પ્રવૃત્તિ સાથેનો સંબંધ જોવો હોય તો કોઈ પણ સર્જક સાહસિક કાર્યનુ નિરીક્ષણ કરવું જોઈએ. ધારો કે કોઈ રમકડાનું વહાણ બનાવવા બેઠો છે; જો તેમાં તેને જરા પણ સફળતા મળે તો તે તેમાં રાચે છે, અને તે ન્હાના વહાણના જુદા જુદા ભાગો એને પોતાના શરીર કરતાં પણ વધારે પ્રિય થઈ પડે છે. તે પોતાના ભાઈબંધો અને જેટલાં બને તેટલાં ઓળખીતાંઓને ભેગાં કરી બતાવે છે, "જુવો તો ખરાં હું શું કરૂં છુ! કેવું સરસ વહાણ બનાવ્યુ છે!" જો તેના વહાણનાં વખાણ થાય તો તે ફુલાઈ જાય છે, અને જો તેમાં કોઈ ખોડ કાઢે તો તે છોકરાને માઠું લાગી આવે છે. પણ જેવું તેનું વહાણ તૈયાર થઈ જાય છે, અને છોકરાનુ ધ્યાન બીજી ચીજો તરફ જવા લાગે છે, તેવું જ તેમાંથી એનું સ્વ લાગણીનુ જોર ઓછું થવા માંડે છે, અને થોડા દિવસો પછી તો તે વહાણ તરફ તે છોકરો સાવ બેદરકાર બની જાય છે. આપણે જાણીએ છીએ કે મોટી ઉમ્મરનાં

માણસોમાં પણ એ જ ક્રમ નજરે પડે છે. કોઈ પણ ચિત્ર, કવિતા, નિબંધ, ઝીણવટવાળું કોતરકામ, અને કળાના કોઈ પણ પ્રકારને ઉત્પન્ન કરવા માટે સ્વ– લાગણી અતિ આવશ્યક છેઃ પણ જેમ કાર્ય વધતું જાય તેમ તે લાગણી ઘટતી જાય છે, અને કાર્ય પૂરૂ થઈ ગયા પછી ઘણીવાર તે લાગણી સમૂળગી જતી પણ રહે છે.

કદાચ કોઈ એમ વાંધો ઉઠાવે કે 'સ્વ'ની લાગણી, પ્રવૃત્તિના સમય તથા નિર્ણિત હેતુમાં સમાઈ જતી નથી, પણ મન જ્યારે નિરૂદ્યમી અને અનિશ્ચિત અવસ્થામાં હોય, ત્યારે તે લાગણી વધારે પડતી દેખાઈ આવે છે; અને આળસુ તથા નિરૂદ્યમી માણસો પોતાની જાત માટે બહુ ઉંચો મત ધરાવે છે, અને પોતાની પ્રશંસા માટે ઇન્તેજાર રહે છે. પણ એ તો જાણીતી વાત છે કે દરેક પ્રકારની પ્રેરણાબુદ્ધિને જો સારી રીતે વ્યક્ત થવાની તક ન મળે તો તે તોફાની સ્વરૂપ ધારણ કરે છે. સત્તાનો ઉપયોગ કરવાની તક જ્યારે જીવનનાં વિશાળ ક્ષેત્રોમાં મળતી નથી, ત્યારે નજીવી બાબતોમાં તેનુ પ્રકટીકરણ થાય છે.

મગજે પોતાના ગણેલા એવા, જીવનના સંવ્યવહારમાંથી જડેલા વિચારને અથવા વિચાર પદ્ધતિને સામાજિક–સ્વ કહી શકાય. સામાન્ય જીવનની અંદર જ તે સ્વ–લાગણીનું મુખ્ય ક્ષેત્ર મળી રહે છે. બીજા લોકોના સંબંધમાં સ્વ–લાગણીની ભાવના, પોતાના જીવનના અમુક સ્વરૂપના જ્ઞાનમાં રહેલી છે; કારણ કે તે સ્વરૂપને ઉદ્દેશ અને પ્રયત્ન વડે નીભાવવું પડે છે, અને તેનાં વધારે ઉગ્ર પ્રકારનાં સ્વરૂપોનું વલણ પોતાની વૃત્તિઓને સાનુકૂળ પડે અને છતાં તેનાથી જુદું પડે, એવા વલણ તરફ ખેંચાય છે.

આક્રમણ કરતો 'સ્વ' સર્વને (સર્વને મનગમતી) વસ્તુની માલીકી દેખાડવામાં બહુ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે, એ વસ્તુની માલીકી દ્વારા વ્યક્તિ પોતાનો વિશિષ્ટ વિકાસ સાધવાના અને તેજ વસ્તુની બીજા લોકોને પણ જરૂર હોય છે, તેથી તે લોકોના વિરોધના ભયના પ્રમાણમાં આક્રમણ કરતા 'સ્વ'નો આવિર્ભાવ થાય છે.

આ મત જડ પદાર્થોને જેટલે દરજ્જે લાગુ પડે છે, તેટલે જ દરજ્જે, ભેદ અથવા પ્રેમને, દરેક પ્રકારની યુક્તિઓને તથા મહત્ત્વાકાંક્ષાઓને, મનના સૌથી ઉચ્ચતમ ઉદ્દેશોને અને ખરૂ પુછો તો પોતાની ગણી શકાય એવી આર્પિણ ભાવનાને તે લાગુ પડે છે. સ્વ-શબ્દને અને તેમાંથી નીકળેલી બીજી શાખાઓરૂપી શબ્દોને સીમા બાંધવાનો પ્રયત્ન જ ગેરકાયદેસર અથવા અઘટિત છે, સામાન્ય વપરાશમા ભારપૂર્વક 'હું' શબ્દ વડે જે ભાવ વ્યક્ત કરવામા આવે છે, તેનાથી પણ ઉપરો, એટલે સીમા બાધવાનો પ્રયાસ વિરોધી લાગે છે

સાધારણ વાતચીતમા 'હું' ની અંદર બીજા માણસોનો ઉલ્લેખ આવી જ જાય છે, કારણ કે તે શબ્દ અને તેમાં રહેલો ભાવ, એ બન્ને ભાષા અને સવ્યવહારી જીવનનાં મૂળતત્વો છે બીજા અર્થનો વિચાર કરવો હોય તો તે ભાષા વગર થઈ શકે કે કેમ તે શકા પડતુ છે, અને જે વસ્તુઓને આપણે નામ આપીએ છીએ તે વસ્તુઓ આપણા મન ઉપર બીજા લોકોના સંસર્ગને લીધે જ અંકિત થએલી હોય છે જ્યાં સંવ્યવહાર નથી હોતો, ત્યા નામ નથી હોતાં અને વિકસિત વિચારો પણ નથી હોતા. જેને આપણે 'હું' 'મારું' 'પોતે' વગેરે કહીએ છીએ તે સામાન્ય જીવનથી ભિન્ન નથી પણ તેવા જીવનનો સૌથી રસમય ભાગ છે, તે ભાગ સામાન્ય તેમજ વ્યક્તિગત બન્ને હોવાને લીધે રસ ઉત્પન્ન કરાવે છે. એટલે કે આપણે તેની પરવા રાખીએ છીએ કારણ કે, આપણુ મન-જે જીવન્ત છે-જે સામાન્ય જીવન પ્રવાહમાં ટકવા પ્રયાસ કર્યા કરે છે, બીજા માણસો ઉપર પોતાની સારી છાપ પાડવાનો પ્રયત્ન કર્યા કરે છે, તેનુ જ એક સ્વરૂપ છે.

'હું' તે યુદ્ધપ્રિય સામાજિક વૃત્તિ છે. વૃત્તિઓના સામાન્ય પ્રવાહમાં તે પોતાનુ સ્થાન સાચવવા તથા વિસ્તૃત કરવા પ્રયાસ કરે છે. તેને સમાજથી ભિન્ન ગણવી એ મોટી ભૂલ છે. પ્રવૃત્તિઓના

સામાન્ય પ્રવાહમા તે પોતાનુ સ્થાન સાચવવા તથા વિસ્તૃત કરવા પ્રયાસ કરે છે, તેને સમાજથી ભિન્ન ગણવી એ મોટી ભૂલ છે. અમુક ચીજને આપણી જાણમાની બીજી કોઈપણ ચીજ સાથે કશો સબધ ન હોય તો આપણે તે ચીજનો વિચાર જ ન કરી શકીએ, અને જો વિચાર કરી શકીએ તો પણ હું ધારૂ છુ કે તેને આપણે ભારપૂર્વક આપણી પોતાની તો ન જ ગણી શકીએ આ જાતની માલીકીની ભાવના સામાન્ય જીવનના જાણે પડછાયા રૂપે રહે છે

કોઈ વિશાળ ઉપવનના અમુક એકાન્ત ભાગને આપણે 'આપણો' કહીએ, તો તેનો અર્થ એ જ કે બીજા લોકો તેમા જતા નથી આપણા શરીર સબધી વાત કે વિચારમા પણ સ્પષ્ટ કે અસ્પષ્ટ એવો બીજા લોકો સબધીનો ઉલ્લેખ તો હોય છે જ. અભિમાન અથવા શરમની એવી કોઈ 'હુ' વિષેની લાગણી નથી કે જેમા 'તમે' અથવા 'તે' ની ભાવના ન આવી જતી હોય ભોયરામા સતાડેલ ધનને જોઈ રાચતા કોઈ કજુસને પણ એમ જ ભાન હોય છે કે આ સર્વ 'મારૂ' છે–બીજાનુ નહિ "હું આજે મારો દેખાઉ છુ" અથવા "હું તમારાથી ઉચો છુ," એમ કહેતી વખતે બોલનાર શરીરનો વિચાર કરે છે એમ કહી શકાય, પરન્તુ તેજ પ્રમાણે બે પતગ ઉડાડતા છોકરાઓમાથી જેનો પતગ ઉચો હોય તે એમ ન કહે કે "હુ તારાથી ઉચો છુ ?"

જ્યારે આપણે આપણો ચહેરો, દેહાકૃતિ કે કપડાને આરસીમા જોઈએ છીએ, ત્યારે આપણને તેમા રસ પડે છે કારણ કે તે આપણા છે આપણે તે પ્રતિબિમ્બ જોઈ ખુશી અથવા દીલગીર થઈએ છીએ તે જ પ્રમાણે સામા માણસના મનમા આપણા દેખાવ, રીતભાત, કાર્ય, ધ્યેય, વર્તન, મિત્રો વગેરે માટેના વિચારો આપણે કલ્પના દ્વારા જોઈએ છીએ, અને તેની અસરો આપણા ઉપર થાય છે

આ પ્રકારના 'સ્વ–વિચાર' મા ત્રણ મુખ્ય બાબતો હોય છે. સામા માણસના મનમા આપણા દેખાવ વિષેનો કેવો ખ્યાલ છે તેની

કલ્પના; તે દેખાવ વિષેના તે માણસના અભિપ્રાય વિષેની કલ્પના; અને અભિમાન અથવા દુઃખ જેવી કોઈ પ્રકારની સ્વ લાગણી. ઉપર જણાવેલી આરસી સાથેની સરખામણીમાં આ બીજું તત્વ એટલે કે કલ્પેલા અભિપ્રાય ( imagined judgment ) નો સમાવેશ થતો નથી, પણ તે તત્વ ઘણુ મહત્વનુ છે. આપણને જે વસ્તુ વડે અભિમાન અથવા શરમ ઉપજે છે, તે વસ્તુ તે આપણુ માત્ર કાલ્પનિક પ્રતિબિમ્બ નથી, પણ માની લીધેલો મનોભાવ, પ્રતિબિમ્બની બીજાના મન ઉપર થએલી કાલ્પનિક અસર છે. આ બાબતનો પુરાવો જોવો હોય તો જુવો કે જે માણસના મનમાં આપણે આપણી જાતને કલ્પીએ છીએ, તેના ચારિત્ર્યને લીધે આપણી લાગણીમાં પુષ્કળ ફેરફાર થાય છે. પ્રમાણિક માણસની નજરે જુઠાં જણાવામાં આપણને શરમ આવે છે, બહાદૂર માણસ આગળ કાયરતા બતાવતાં શરમ આવે છે, સંસ્કારી માણસ આગળ જડ દેખાતાં શરમ આવે છે. આપણે કલ્પના કરીએ છીએ, અને તે દ્વારા બીજાના માનસમાં આપણે માટે બંધાતા અભિપ્રાયમાં આપણે ભાગ લઈએ છીએ. પોતાના વેપારની કોઈ ચપળ યુક્તિનાં અમુક માણસ આગળ વખાણ કરે, પણ તે જ માણસ અમુક બીજા માણસ આગળ તે યુક્તિ કબુલ કરતાં શરમાય, એવું ઘણીવાર બને છે.

સ્વ- લાગણી સાથે સંકળાયલા વિચારો, દાખલા તરીકે પોતાના શરીર વિષેના, પોતાના નામ વિષેના, કુટુંબ વિષેના, અંગત મિત્રો વિષેના તથા પોતાની સંપત્તિ વિષેના પોતાના ખ્યાલો પણ કાંઈ વિશ્વવ્યાપી નથી. અમુક સામાજિક પરિસ્થિતિમાં તેમને 'સ્વ' થી જુદા પાડી શકાય છે. હિન્દુ, ખ્રીસ્તી અને બીજા ઘણા ધર્મોમાં સન્યાસીઓ કે ત્યાગીઓએ અગત્યનો ભાગ ભજવ્યો છે. એ સંન્યાસીઓ પોતાના વિચારોને ભૌતિક વાતાવરણથી પર લઈ જવામાં તથા ખાસ કરી આત્માની અધોગતિ કરનાર (એ લોકોની માન્યતા મુજબ) શરીરથી પર લઈ જવામાં તેઓ સફળ થયા છે. પોતાનાં

શરીર, સંપત્તિ, સુખ સગવડ, મા-બાપ, ભાર્યા, બાળકો, ભાઈબેન વગેરેના સ્નેહબંધનો, મહત્વાકાંક્ષા વગેરે ઉપરથી પોતાનું મન ઉઠાડી લઈ, એ લોકોએ સ્વ લાગણીને વિચિત્ર દિશામાં વાળી લીધી; પણ તેથી તે લાગણીનો નાશ તો ન જ કરી શકયા. એ લાગણી કોઈ નૈતિક સુધારણા કે નવીન ધાર્મિક પંથ વગેરેમાં જણાઈ. કેટલાક સંન્યાસીઓ "મારો પ્રભુ" કહે છે, તેમાં અંગત માલીકીની ભાવના સ્પષ્ટ છે.

વિચારને પોતાની માલીકીનો બનાવવા માટે ટેવ અને પરિચય એ બે પૂરતાં નથી. ઘણી ટેવો અને પરિચિત વસ્તુઓ સંજોગોના બળ વડે આપણા ઉપર કોઈ બેસાડવામાં આવેલી હોય છે, આપણે પસંદ કરેલી હોતી નથી. તેવી ટેવો અને વસ્તુઓ હમેશ બાહ્ય જ રહે છે, અને 'સ્વ' ને તે તરફ કદાચ ધિક્કાર પણ ઉત્પન્ન થાય છે. તેથી ઉલટું કોઈ નવો છતાં અતિ સાનુકૂળ અનુભવ-દાખલા તરીકે નવા રમકડાનો ખ્યાલ અથવા જુલીએટનો રોમીઓ નંબધીનો વિચાર એકદમ બંધબેસતો આવી જાય છે.

ગયા પ્રકરણમાં દેખાડ્યુ તે પ્રમાણે સ્વ-લાગણીને 'નિસ્વાર્થી, વિચારશીલ અને વિભિન્ન વ્યક્તિત્વની લાગણીને ભૂલી નાંખતા પ્રેમની પૂર્તિ' એવુ નામ આપી શકાય. આ જાતના પ્રેમને કોઈપણ પ્રકારની સીમાનું ભાન નથી હોતુ, પરન્તુ નવીન અને અસ્પષ્ટ અનુભવને જ્યારે આપણે પચાવતાં હોઈએ, અથવા વિસ્તૃત બનાવતા હોઈએ તે વખતે આપણને અમુક પ્રકારની લાગણી થાય છે, પણ સ્વ લાગણીમાં માલીકી સીમા અને અનુભવના અમુક ભાગનો બચાવ કરવાની વૃત્તિ રહેલી હોય છે; પ્રેમ આપણી પાસે જીવન જીવવાની ફરજ પાડે છે, જ્યારે સ્વ લાગણી જીવનને સંકુચિત બનાવે છે. આ દષ્ટિબિન્દુથી જોઈએ, તો 'સ્વ'ને મગજના એક કિલ્લાની ઉપમા આપી શકાય; તેની આસપાસ ચણતર અને અન્તર્ભાગમાં કિંમતી ખજાનો છે. સન્માર્ગે જતા મગજમાં પ્રેમ અને સ્વ લાગણી બન્ને એક બીજાના ઘડતરમાં મદદરૂપ થઈ પડે છે. જે ચીજ તરફ

આપણને ઉંડો અને ચિરસ્થાયી પ્રેમ થાય છે. તેને આપણે પેલા કિલ્લામાં લઈ જઈએ છીએ; અને આપણાં પોતાના એક અંશ તરીકે તેને સ્થાપિત કરીએ છીએ. બીજી તરફ જુઓ તો વાસ્તવિક 'સ્વ'ના પાયા ઉપર જ માણસની પ્રગતિમાન સહાનુભૂતિ કે પ્રેમ આધારભૂત છે. આ બન્નેમાંથી એકની બિમારી બીજાના આધાર તોડી નાંખે છે.

જો મગજ હંમેશ વિસ્તૃત ન બનતુ જાય, નવજીવન ન અપનાવતું જાય, પ્રેમ અને ઉત્સાહને નમન્તુ ન જાય તો સમજવું કે તે મગજ તંદુરસ્ત જ નથી જ્યાં સુધી મગજ તંદુરસ્તી ભોગવે છે, ત્યાં સુધી સ્વ-લાગણી મર્યાદાશીલ અને ઉદાર રહે છે. પરન્તુ જો પ્રેમ બંધ થઈ જાય, તો સ્વ સંકુચિત અને કઠણ બની જાય છે. મન બીજા કોઈ પ્રકારના વ્યવસાયથી રહિત બનવાને લીધે, સ્વ લાગણીમાં વધારેને વધારે જ ગુંચાતુ જાય છે, અને લોભ, ક્રોધ અને મૂઢતાને સાંકડે પંથે દોરાય છે, કાર્યની ઉત્પત્તિ અને પૂર્ણાહુતિ દરમીઆન સ્વ-લાગણીને આવશ્યકતા છે, પણ તે કાર્ય પૂરૂં થયા પછી, કે નિષ્ફળ ગયા પછી, તે લાગણી તુટી ને ન્હાસી જવી જોઈએ. સાપ એક કાંચળી ત્યાગી નવી ધારણ કરે છે તેમ થવું જોઈએ. "માણસ ગમે તે કામ કરે, તો પણ જો તેનામાં સ્વતંત્રતાની ભાવના ન હોય તો તે પૂરેપૂરો ડાહ્યો અથવા મનુષ્યત્વવાળો ન કહેવાય." એમ થોરો એ કહ્યું છે. વળી તે કહે છે કે "માણસનો આત્મા કોઈ પણ પ્રકારના સ્વાર્થી ઉદ્દેશથી સ્વતંત્ર અને વ્યવહાર જગતથી વધારે વિશાળ હોવો જોઈએ." જે લોકો 'સ્વ' ને દબાવી દેવાનો બોધ આપે છે, તે ઉપલી જ વાત કહેવા માગતા હોય છે. સ્વ ની કઠોરતા તોડવી જોઈએ કે જેથી તે નવીનતા ગ્રહણ કરે અને પુનર્જન્મ પામે. નિરોગી સ્વ બળવાન તેમજ આકારદ હોવો જોઈએ. તેમાં સંગીન, સારી રીતે ગુંથાયલા અંગત હેતુ અને લાગણી હોવી જોઈએ, જે સહાનુભૂતિ વડે પોષાતી અને પ્રેરાતી હોવી જોઈએ.

બાળક જ્યારે સર્વનામનો ઉપયોગ શીખતુ હોય, તે વખતે તેનુ નિરીક્ષણ કરવાથી સમજાશે કે 'સ્વ' અને બીજાં સર્વ પ્રથમ પુરૂષ એકવચનનાં સર્વનામો માણસજાત પોતાના મનના પ્રેરણાબુદ્ધિજન્ય વલણો માટે વાપરે છે. મ— નામની બાળકીનુ નિરીક્ષણ કરવાથી આ બાબત મને સમજાઈ.

જ્યારે તે બે વર્ષની થઈ ત્યારે તેને પ્રથમ પુરૂષ તથા બીજા પુરૂષનાં સર્વનામોને માલીકીના અર્થમાં વાપરવા વિષે બહુજ સ્પષ્ટ ભાન હતુ, એ જોઈ મને નવાઈ લાગી. 'તારૂં નાક કયાં છે'? એમ પૂછવામાં આવે ત્યારે તે પોતાના નાક ઉપર હાથ મૂકી 'મારૂ' એમ કહેતી. સામો માણસ કોઈ રમકડાની ઉપર હાથ મૂકી 'મારૂ' એમ કહે તો તે તરત સમજતી કે આમ કરી તે માણસ તે ચીજ ઉપર પોતાની માલીકી જાહેર કરે છે, તેથી તે તરત તેજ રમકડા ઉપર હાથ મૂકી 'મારૂ' એમ બોલતી. આ પ્રશ્ન ઉપર કોઈ પણ પોતાની કલ્પના દોડાવશે તો સમજાશે કે 'હું' અને મારૂ શબ્દનો ખરો ઉપયોગ તે શબ્દોના વારંવાર થતા ઉપયોગથી સમજાય–છતાં બે વર્ષનુ બાળક તે સમજી શકે છે તે નવાઈની વાત છે. વળી બીજા શબ્દોની માફક આ પ્રકારના સર્વનામોનો અર્થ હંમેશ એનો એજ થતો નથી. જુદા જુદા માણસો તેને વાપરે ત્યારે તેનો અર્થ બદલાતો રહે છે. આ અઘરી વસ્તુ બાળકો પૂરી બુદ્ધિશકિત ખીલ્યા વગર સમજી જાય છે એ બહુ આશ્ચર્યકારક ઘટના છે.

બીજા શબ્દોની માફક 'મારૂ' શબ્દનો પણ હમેશ માટે નક્કી થયેલો એકજ અર્થ નથી હોતો, પણ બોલનારની સાથે તે શબ્દનો અર્થ બદલાય છે, એ વાત બે વર્ષની છોકરી—જેનામાં ઉંડો વિચાર કરવાની શકિત બહુ થોડી છે, તે કેવી રીતે સમજી શકી? વળી બાળકો તો બીજાઓનું જોઈ જોઈનેજ બધું શીખે છે એમ મનાય છે

* ડૉ. કૂલીની પોતાની બાળકીના નિરીક્ષણ ઉપરથી તેમાંથી લખ્યુ છે. ભા. ક.

તો 'મારૂં' શબ્દનો ખરો ઉપયોગ (પોતાની જાત માટે) કરતાં એ કેવી રીતે શીખી? પ્રથમ પુરૂષનો તે ઉપયોગ કરતી ત્યારે એ જાતે કે ઘણું ખરૂં તે સર્વનામને તે માલીકીના અર્થમાંજ વાપરતી, અને તે પણ ખાસ કરીને તે લડાયક અને આત્મપ્રગટીકરણ કરવાની મનોદશામાં હોય ત્યારે. ર—. કોઈ વસ્તુને એક છેડેથી ખેંચતો હોય અને મ—બીજે છેડેથી, એવું દ્રશ્ય ઘણીવાર નજરે પડતું અને બન્ને 'મારૂં' 'મારૂં' એમ બૂમો પાડતા સંભળાતાં. વળી કેટલીક વાર પોતાની પાસે અમુક વસ્તુ ન હોય. પણ તે તેને જોઈતી હોય તો તેવે પ્રસંગે તે 'મારૂં' શબ્દ વાપરતી. દાખલા તરીકે ર—પાસે રમકડાનું ગાડું હોય તો તે પૂછતી "મારૂં ગાડું ક્યાં છે?"

મને લાગે છે કે આ સર્વનામનો ઉપયોગ તે નીચેને માર્ગે શીખેલી હોવી જોઈએ:–સ્વ લાગણી તો પહેલી અસ્તિત્વ ધરાવતી હોય છે જ. જન્મ પછી પહેલેજ અઠવાડીએથી તેને ઘણી વસ્તુઓ જોઈતી હતી, અને તે મેળવવા માટે તે રડતી અને લડતી. વળી નિરીક્ષણ વડે તેણે ર—ને પણ તેવા પ્રકારની પ્રવૃત્તિમાં રોકાયલો ઘણીવાર જોયો હતો. આથી કરીને તેને પોતાને જે લાગણી થતી, તેનો આવિર્ભાવ થતો તેણે બીજાઓમાં પણ જોએલો. ર—*જ્યારે કોઈ વસ્તુને પકડી રાખી ખેંચતો કે બૂમો પાડતો ત્યારે મ—ને પોતાનો તેવો અનુભવ યાદ આવતો, અથવા પોતે તેવું કરતી, ત્યારે ર—ને તેમ કરતાં જોએલો, તે સાંભરી આવતું. તેવે પ્રસંગે ર—ને પ્રથમપુરૂષ એકવચન વાપરતો તેણે સાંભળેલો, તે પણ તેણે યાદ રાખેલું. આથી કુદરતી રીતે તેવીજ પરિસ્થિતિમાં 'મારૂં' બોલતાં પોતે પણ શીખી. ત્યારે બાળકને મન 'મને' અથવા 'મારૂં' તે શબ્દો માલીકીપણાની મૂર્તિના નામ રૂપ છે; તેમાં માલીકીની ભાવના તથા તેનો આવિર્ભાવ બન્નેનો સમાવેશ થઈ જાય છે.' જો આ વાત સાચી હોય તો એમ નક્કી થયું કે બાળક હું અને તું ની

* ડો. કલીનો પુત્ર.

ભાવનાનો અમૂર્ત (abstract) સ્વરૂપમાં શેખવતુ નથી. પ્રથમ પુરૂષ એકવચનનું સર્વનામ જોકે કોઈ મૂર્ત (concrete) વસ્તુના ચિન્હરૂપે વાપરવામાં આવે છે ખરૂ, પણ તે વસ્તુ તે બાળકનું શરીર અથવા સ્નાયુઓથી થતી લાગણી માત્ર નહિ, પરન્તુ લડાયક માલીકીની ભાવના, આ ભાવનાને તે સ્વત ઉપયોગમાં લે છે, બીજાઓમાં પણ તે જુએ છે અને વળી અનુવૃત્તિથી ઉતરી આવેલી પ્રેરણા બુદ્ધિ વડે તેને તેમાં ઉત્તેજન મળે છે. આ ઉપરથી બાળક 'મારૂં' સર્વનામ કેવી રીતે વાપરતાં શીખે છે, તે સમજવું સરળ થઈ પડશે.

બીજા શબ્દોમાં કહીએ તો જેવી રીતે આશા, પસ્તાવો, નિરાશા, કંટાળો અને એવી બીજી હજારો લાગણીના અને મનોભાવનાના શબ્દોના અર્થ આપણે જે રીતે સમજીએ છીએ તેજ રીતે 'હું' અને 'મારૂં'ના અર્થ પણ સમજતાં શીખીએ છીએ. સ્વ લાગણીના સંવ્યવહાર તથા વૃદ્ધિની બાબતમાં તો મને જરાએ અસાધારણ નથી લાગતી, બીજી સર્વ ભાવનાઓ કે વિચારોની માફક જ તે ફેલાય છે અને વધે છે.

મ—કરતાં જો કે ર—બહુ વધારે વિચારશીલ પ્રકૃતિનો હતો પણ સર્વનામો સમજતાં તેને બહુ વધારે વાર લાગી હતી. અને તે ૩૫ પાંત્રીસ અઠવાડીઆંનો થયો, ત્યાં સુધી સર્વનામો વાપરતાં કોઈક વાર ગુંચવાઈ જતો, અને પોતાના પિતા સંબંધી વાત કરવા જતાં 'હું' શબ્દ વાપરતો. મને લાગે છે કે આનું એક કારણ એ હતું કે ન્હાનપણમાં બહુ હેરો અને ધીરો હતો, તેનામાં સમાજપ્રિયતા બહુ થોડી જણાતી, અને તે ઘણુંખરૂં આવા પ્રકારના અખતરા તથા વિચારો કરવામાં રોકાયલો રહેતો; વળી તે બીજા બાળકોના સંસર્ગમાં પણ ઝાઝું આવતો નહિ. બીજી તરફ જુઓ તો મ...... પછીથી જન્મી. તેથી તેનામાં ર...... ની વિરૂદ્ધ, એવી માલીકીની ભાવના ખુબ પ્રબળ બની. મ...... ની સોબતથી ર...... ની

સ્વ-લાગણી નો ખૂબ વિકાસ થયો. 'મારૂં' સર્વનામનો અર્થ તો જોકે તે ત્રણ વર્ષનો થયો ત્યારે, મ...... ના જન્મ પહેલાંજ સમજી ગયો હતો. પોતાનાં માબાપ સાથેના વ્યવહારમાંથી તે એ ઉપયોગ શીખેલો.

હું માનું છું કે સામાન્ય રીતે બાળકો 'હું' અને 'મારૂં શબ્દો ને શરૂવાતમાં માલીકીની લાગણી–જે સ્હામાના વિરોધ વડે જાગૃત થાય છે તે—વડે જ સમજે છે. પોતાના નાક, આંખો અને પગની માલીકી પણ તે બીજા લોકોના નાક, આંખો અને પગથી વિરૂદ્ધ એવું પોતાનુ—એજ રીતે સમજે છે, એટલે કે પોતાના એ અંગો ઉપર તેનો કાબુ છે, ને બીજાં ઉપર નથી, એ વાત એ સમજે છે હું માનું છુ કે મોટા થયા પછી પણ આપણે "બીજાનું નહિ" માટે "મારૂં" એ વાત બહુ ભાગ્યેજ ભૂલીએ છીએ. માલીકીની ભાવનામાં હંમેશ લડાયક વૃત્તિ ખુલ્લી કે ઢંકાયલી પણ હોય છે તો ખરીજ.

બાળકોમાં 'સ્વ'ની ભાવનાના વિકાસ વિષેની કેટલીક ઉત્તમ ચર્ચાઓમાં 'હું'ની બાબતમાં, મુખ્યત્વે તત્વજ્ઞાનની ભાવના ઉપર ભાર દેવામાં આવે છે. બાળકોમાં ઘણુંખરૂં તો આ ભાવના વડીલોનાં પ્રશ્નોમાંથી ઘડાય છે, અથવા કદાચ સ્વતંત્ર રીતે પ્રેરણા-બુદ્ધિથી ચડાતી હશે. આ પ્રકારના સંશોધન ને સ્વાભાવિક પરિણામે એમ સમજાય કે બાળક જ્યારે આ પ્રમાણે પોતાના સ્વનો વિચાર કરે છે, ત્યારે હું નો અર્થ પોતાનું શરીર એવો કરે છે. આ જાતનું બાળ-તત્ત્વજ્ઞાન જો કે માનસિક વિકાસના સ્વરૂપ તરીકે જરૂરી તેમજ રસિક વિષય છે, પરન્તુ તેને બાળકની સ્વ. ભાવનાના યોગ્ય વક્તવ્ય રૂપ ન માની લેવું જોઈએ.

'હું' એટલે શું, 'હું' તે શરીરના અમુક અંગ માટે વપરાય છે કે કેમ વગેરે બાબતોનું પૃથક્કરણ કરતાં જણાય છે કે બાળકો તેમજ મોટી વયનાં માણસો 'હું' ભાગ્યેજ શરીર માટે વાપરે છે.

ર......ને સર્વનામો શીખવાની મુશ્કેલી પડી, ત્યારે એને તે બાબતનું જ્ઞાન ખોટે માર્ગે આપવામાં આવ્યું, એને તેમાં સફળતા પણ ન મળી. એના શરીર તરફ આંગળી ચીંધી આ 'હું' એમ શીખવવાનો પ્રયાસ કરવામાં આવ્યો હતો. બાકી બોલતાં શીખેલું હરેકે હરેક બાળક, 'હું' 'મારૂ' વગેરે શબ્દો, બહુ ભારપૂર્વક છતાં તદ્દન સરળતા તેમજ ચપળતાથી વાપરે છે. હજારો વર્ષથી સર્વ પ્રજાઓ પણ તે શબ્દોનો ઉપયોગ તેજ રીતે કરતી આવી છે.

'હું' શબ્દ વડે બાળકો પોતાનાં રમકડાં ઉપરનો પોતાનો હક દર્શાવે છે, તેમજ પોતાની ઈચ્છા શક્તિ અથવા ઉદ્દેશ જાહેર કરે છે. દાખલા તરીકે બાળક કહે છે, "મારે એમ નથી કરવું," "હું બિલાડીનું ચિત્ર પાડું છું" વગેરે વગેરે. આમાં પોતાના શરીરનો નિર્દેશ ભાગ્યેજ આવે છે, અને જ્યારે તેમના શરીર સંબંધી ઉલ્લેખ હોય છે, એટલે કે દાખલા તરીકે, "શું હું સુંદર નથી દેખાતો?" ત્યારે તેમાં સામાનાં વખાણની અપેક્ષા રહેલી હોય છે, અને તેથી તેમાં પ્રધાન રસ સામા માણસના વલણમાં રહેલો હોય છે.

તત્ત્વજ્ઞાનના અર્થમાં ઘણુંખરું નિત્યની વ્યવહારૂ ભાષામાં 'હું' શબ્દ વપરાતો નથી. બાળકો તત્ત્વજ્ઞાનની મનોદશામાં હોય તેવે વખતે 'હું' શબ્દ શરીર માટે કેમ વાપરે છે, તે સમજવું સહેલ છે. બાળકોને 'હું' દેખાડવા માટે કોઈ સ્થાન અથવા વસ્તુની જરૂર પડે છે, અને તે માટે શરીર, જેના ઉપર તેમની સત્તા છે, તેજ એમને સૌથી સગવડ ભર્યું થઈ પડે છે.

દર્પણના પ્રકારની સ્વ-લાગણીના ક્રમનો વિકાસ બાળકોમાં કેવી રીતે થાય છે, તે સમજવું જરાએ મુશ્કેલ નથી. બીજા લોકોના હાવભાવનો બહુ બારીકીથી અભ્યાસ કર્યાથી થોડાજ વખતમાં બાળકો પોતાના કાર્ય તથા લોકોના હાવભાવ વચ્ચેનો સંબંધ સમજતાં થાય છે; એટલે કે બીજા લોકો ઉપરની પોતાની સત્તા તેઓ સમજે છે. છ માસની બાળકી પણ પોતાની તરફ સર્વનું ધ્યાન ખેંચાય એ

માટે મર્યાદાપૂર્વક પ્રયત્ન કરે છે. સર્વના આનન્દનું સાધન બની રહેવાના ઝંખેલી સામાજિક સત્તાનો સ્વાદ એટલી ન્હાની ઉમ્મરે પણ બાળક ચાખી ચૂક્યું હોય છે. ધ્યાન ખેંચવા માટે ૭ માસનું બાળક પોતાની માતાની સાડી પકડી ખેંચે છે, પોતાના હાથ લંબાવે છે, આ સર્વ ક્રિયા વખતે તેની ઈચ્છા બધાના મનમાં મુખ્યપદ ભોગવવાનીજ હોય છે. આ ગર્વને લીધે કેટલીક વાર એટલી ઉમ્મરે પણ બાળકોમાં જગ ટોગીપણું અથવા ડોળ જણાય છે. ધારેલી અસર આણવા માટે ન્હાનાં બાળકો જૂઠું પણ બોલે છે. ડાર્વિન પોતાની આત્મકથામાં લખે છે.* " બહુ નાનપણમાં મેં એકવાર મારા પિતાના બગીચામાંથી ખૂબ ફળ એકઠાં કર્યાં, અને પછી તે સર્વ ફળને એક જગાએ સંતાડી હું દોડતો. હાંફતો મારા પિતા પાસે કહેવા ગયો કે મેં ચોરાયલાં ફળનો ઢગલો શોધી કાઢ્યો છે."

જુદા જુદા માણસો તરફ કેવી જુદી જુદી રીતે વર્તવું તે બાળક બહુ જલદી શીખી જાય છે. માતામાં ન્યાય કરતાં દયાની વૃત્તિ વધારે તીવ્ર હશે તો બાળક રડીને સહાનુભૂતિ મેળવી લે છે. પોતાની માતા કરતાં ઓછા સમભાવવાળાં માણસો સાથે બાળક વધારે ડાહ્યું થઈ વર્તે છે, એ તો બધાંના અનુભવની વાત છે.

બાળક જ્યે કોઈ નવા માણસોના પ્રસંગમાં આવે છે, તેમાંથી કેટલાક તેના મન ઉપર બહુ સચોટ છાપ પાડે છે, અને તેવાંઓને પ્રસન્ન કરવાની વૃત્તિ તેનામાં જાગે છે; જ્યારે કેટલાંક માણસો તરફ તે તદ્દન બેપરવા રહે છે, અથવા તેમનાથી કંટાળે છે. આનું કારણ કેટલીક વાર કળી શકાય એવું હોય છે, અને કેટલીક વાર અકળ હોય છે. પરન્તુ બાળકની પ્રશંસક વૃત્તિ પણ પસંદગી કરી લે છે, એ વાત બાળકના બીજા વર્ષની શરૂવાતથી જણાઈ આવે છે. તે ઉમ્મરે બાળક અમુક માણસો ઉપર ઓછી અને અમુક ઉપર વધારે છાપ પાડવા પ્રયત્ન કરવા માંડે છે. વળી અમુક માણસોને તે

* Life and Letters of Charles Darwin By F. Darwin.

પોતાનાં "મારાં" ગણવા માટે છે, અને પોતાની માલીકીની બીજી વસ્તુઓના વર્ગમાં તે માણસોની ગણના કરે છે, અને પ્રત્યેક નવીન આગન્તુકની સામે રહી 'પોતાનાં' માણસોની માલીકી જાળવી રાખે છે. ત્રણ વર્ષની વયે ર......ના માતા ઉપરના હક્ક સામે મ..... બહુ બળપૂર્વક રોષ દર્શાવતી. જ્યારે જ્યારે આ તકરાર પડતી ત્યારે 'મારી મા' શબ્દો મા માટે વાપરતા.

મ...ચોથા માસની શરૂવાતથી માઠું લાગે ત્યારે અમુક પ્રકારે રડવા માંડતી. આ રડવું ક્રોધ કે દુઃખના રડવા કરતાં તદ્દન જૂદા પ્રકારનું હતું. કોઈ તેને સ્હેજ પણ ઠપકો આપે કે તરત મ...તે જાતનું રડવા માંડતી. વળી તે જ ઉમ્મરે કોઈ એના તરફ ધ્યાન આપે અને હસીને તેને ઉત્તેજન આપે તો તે એકદમ ગેલમાં આવી જતી. સવા વર્ષની ઉમ્મરે તો તે એક ન્હાનકડી પણ ચાલાક નટી બની ગઈ હતી' બીજા લોકો ઉપર પોતે કેવી છાપ પાડી છે, તેની કલ્પનામાંજ તે જાણે જીવતી. લોકોનું ધ્યાન ખેંચવા તે ઇરાદાપૂર્વક યુક્તિઓ રચતી, અને જો તેની તરફ નાખુશપણું અથવા બેપરવાઈ બતાવવામાં આવે તો તે ભોંઠી પડી જતી, અથવા રડવા માંડતી. કેટલીક વાર તો તેને આ પ્રકારની બેપરવાઈથી એટલું અપમાન લાગી જતું કે તે ઘણા સમય સુધી રડયા કરતી, અને કોઈપણ પ્રકારનું આશ્વાસન તેને છાની રાખી શકતું નહિ. જો લોકોને હસાવવાની કોઈ ન્હાની સરખી યુક્તિ તેને હાથ લાગી જતી તો તે યુક્તિ તે ફરી કરીને અજમાવતી અને બીજાઓના અનુકરણમાં જોરથી અને ડોળપૂર્વક હસતી. ત્યારે પણ સમભાવી પ્રેક્ષકો જણાતા ત્યારે તે ઉપલી યુક્તિ અજમાવતી, અને કેટલીક વાર તો તદ્દન અજાણ્યાઓ સમક્ષ પણ તેવા અખતરા કરી જોતી. જ્યારે તે સવા વર્ષની હતી, ત્યારે એકવાર ર...એ એને કાતર આપવાની ના પાડી, ત્યારે તેણે રડવાનો ઢોંગ આદર્યો, અને વળી તે રૂદન દરમીઆન તે થોડી થોડી વારે ર... તરફ જોતી, કે જેથી

પોતાના રડવાની તેના ઉપર કાંઈ અસર થઈ છે કે નહિ તેની ખબર પડે.

આ જાતની ઘટનાઓમાં હું ધારું છું કે વ્યક્તિગત મહત્વાકાંક્ષાનું બીજ ચોકખું જણાય છે. પ્રેગલ્ભબુદ્ધિની સ્વલાગણી અને કલ્પનાના સહકારે મળી સામાજિક 'હું' નું સર્જન તો કરી દીધેલું જ હોય છે, અને તે ગર્વ રમ અને પ્રયત્નોના મુખ્ય ઉદ્દેશરૂપ બની રહે છે.

આ દષ્ટિબિન્દુથી જોઈએ તો, વધારે પ્રમાણમાં નિર્ણિતપણું, સંપૂર્ણતા અને સામા માણસની મનોદશાના વધારે જ્ઞાન અને પ્રમતિ કહી શકાય. ન્હાનું બાળક અમુક દેખી શકાય કે સાંભળી શકાય એવી ઘટનાનો વિચાર કરે છે, અને તેને સમજવાનો પ્રયત્ન કરે છે, અને તેથી વધારે પાછળ જતું નથી; પરન્તુ મોટી ઉમ્મરના માણસોની ઈચ્છા તો સામા માણસોમાં આંતરિક, અદૃષ્ય પરિસ્થિતિ ઉત્પન્ન કરવાની હોય છે. આ પરિસ્થિતિ તે પોતાના સમૃદ્ધ અનુભવ વડે કલ્પી શકે છે. પરન્તુ મોટી ઉમ્મરના લોકો પણ. બીજાઓ શું ધારે છે અને તે વિચારનું જોઈ શકાય તેવું પ્રગટીકરણ એ બે વચ્ચે કોઈ જાતની ભિન્નતા પાડી શકતા નથી. બાળક ચોકખી અને સાદી રીતે સામા ઉપર અસર કરવા માટે અમુક કામો કરે છે. આગળ જતાં પોતે અમુક અસર કે છાપ પાડવા માટે તેમ વર્તે છે, એ વાત ઢાંકવાનો તે પ્રયત્ન કરે છે; સ્વભાવનાને અસર પહોંચાડવાની ખરી ઈચ્છાને સંતાડવા માટે વત્સલતા, બેપરવાઈ તિરસ્કાર વગેરેને ઉત્તેજિત કરવામાં આવે છે. સારો અભિપ્રાય મેળવવા માટે ખુલી રીતે પ્રયાસ કરવો તે નમાલું અને અરુચિકર લાગે એ તો દેખીતું છે.

સાધારણ રીતે બાળકોની સ્વલાગણીની ખીલવટ કોઈ નિયમિત ક્રમસર થતી હશે કે કેમ તે શંકા પડતી વાત છે. નવાં જન્મેલાં બાળકોમાં રહેલી અપરિપકવ માલીકીની ભાવના કોઈ અગોચર

ક્રમપૂર્વક સ્વ. ભાવનામાં ખીલે છે. ઘણાં બાળકોમાં પહેલા ૭ માસમાંજ સ્વ. સંવેદન (self consciousness) જણાઈ આવે છે, કેટલાંક બાળકોમાં કોઈપણ ઉમ્મરે તે થોડાજ પ્રમાણમાં જણાય છે; વળી બીજાં કેટલાક ડોળ અથવા ઢોંગની વૃત્તિ તરફ અમુક વખત સુધી ખેંચાયલા રહે છે. જીવનના બીજા કોઈ પણ સમયની માફક બાલપણમાં પણ સામાજિક સ્વ સિવાયનો બીજા વિચારો મનને એવું ગુલતાન બનાવી દે છે કે જેથી સ્વ સંવેદન દૂર થઈ શકે છે.

જેમનું માનસ સ્હેજ પણ કલ્પનાશીલ હોય છે તે સર્વ થોડા સ્વ-લાગણીના આવેશના મોજામાંથી અવશ્ય પસાર થાય છે. ખાસ કરીને ઉગતી જુવાનીના સમયમાં; કારણ કે તે વખતે સામાન્ય માન્યતા પ્રમાણે જાતીય પ્રવૃત્તિઓની ઉતાવળી પ્રગતિને લીધે સામાજિક આવેગો ઉત્તેજિત બને છે. આ સમયે વીર પૂજા, ઉચ્ચ સંકલ્પો, અસ્પષ્ટ પણ ઉગ્ર મહત્વાકાંક્ષા, સામી જાતિ અથવા માનનીય વ્યક્તિઓ તરફ આકર્ષણ વગેરે થાય છે. ઘણી આત્મ-કથાઓમાં આપણે વાંચીએ છીએ કે નવજુવાનની સામાજિક સ્વ-લાગણી, નબળી તબીયત કે પ્રતિકૂળ સંજોગોને લીધે પોતાની ઉમ્મરને યોગ્ય સફળતા મેળવવામાં નિષ્ફળ નીવડે છે. પ્રતિભાશાળી પુરૂષોને જુવાનીમા આવું ઘણીવાર બને છે, કારણ કે તેમની અસાધારણ બુદ્ધિ તથા વલણોને લીધે તેઓ પોતાની આસપાસના સામાન્ય જીવનમા એકલવાયા બની જાય છે. જૉન એડીંગટન સાઈમોન્ડ પોતાની નબળી તબીયત તથા કદરૂપા ચ્હેરાને લીધે, ઘણી મહત્વાકાંક્ષાઓ છતાં કેવી રીતે પછાત રહેતો હતો, તેનુ વર્ણન કરે છે.—"મારા પિતાના પુત્ર તરીકે મને ઓળખાવવામા આવે તો મને રોષ ચઢતો, મને લાગતુ કે તેઓ જાણે દયાથી મારા ઉપર મહેરબાની કરે છે. આને લીધે મારી શરમાળ પ્રકૃતિએ અભિમાનનું કોચલું ધારણ કર્યું. મારી જાતને ગમે તે પ્રયાસે પણ આગળ પાડવાનો મે નિશ્ચય કર્યો. ધન પ્રાપ્તિની મને મુદ્દલ ઇચ્છા

ન હતી, તેમજ સમાજમાં માત્ર નામ કાઢવાની પણ મને ઈચ્છા ન હતી. પરન્તુ ખ્યાતિ મેળવવાની મને અમલ લગની લાગી હતી. જો કે મારૂં બાહ્ય સ્વ ઘણી રીતે કચગતુ, અને અપમાનિત થતુ, છતાં મારૂં આન્તર સ્વ મૂક રીતે પણ વધારે ને વધારે કઠણુ બનતું જતુ. હું એકલો એકલો બોલ્યા કરતો, "જગ ખમી જાવ, હું જરૂર કાંઈ કરીશ. મારે કાંઈ કરવુજ જોઈએ." ઓકસફર્ડમાં એક વાર અચાનક કાકિ વાર્તાલાપ મારે કાને પડ્યો, તેમાં મારી શક્તિઓ વિષે હલકો અભિપ્રાય દર્શાવતાં વચનો મેં સાંભળ્યાં, અને એમ પણ સાંભળ્યુ કે "એને ફર્સ્ટ ક્લાસ મળવાનો સંભવ નથી." આ વાતચીતનો દુખ ભાગ મનમાં રહી ગયો, અને જો કે ફર્સ્ટ ક્લાસ વિષે મને કશીજ પરવા ન હતી, છતાં પણ મેં તતક્ષણ નિશ્ચય કરી લીધો કે આ વર્ષે મારે સૌથી ઉત્તમોત્તમ ફર્સ્ટ ક્લાસ મેળવવી મારા સ્વભાવનુ આ વલણુ ધ્યાનમાં રાખવા જેવું છે. મારા અપમાનથી હું ખૂબ જાગૃત થઈ જતો, કારણુ તેથી મારૂં બંડખોર પુરૂષત્વ ઉત્તેજિત થતુ." વળી કોઈ વાર તે કહેતો, "હું ચોપાસ નજર કરૂં છું અને કોઈ પણ બાબતમાં મારી જાત મને સર્વોત્તમ જણાતી નથી...મારા મનોરથો સિદ્ધ થતા નથી, મારા હાથમાં કાંઈ પ્રવૃત્તિ નથી, અને બીજા લોકો માફક હું નામાંકિત થઈ શકતો નથી તેથી હું મુઝાઉં છુ."

આ પ્રકારની વસ્તુ સાહિત્યમાં તેમજ આપણા પોતાના અનુભવમાં બન્નેમાં જોવામાં આવે છે. યાદ રાખવું જોઈએ કે ઉપર જણાવી તેવી ભાવના મનોરથો માટે ઘણી જરૂરની છે, અને તેમા બીજાના મન ઉપર અમુક છાપ પાડવાનો હેતુ રહેલો હોય છે.

સ્ત્રી અને પુરૂષના સામાજિક 'સ્વ'ના વિકાસની ભિન્નતા પહેલેથી જ જણાઈ આવે છે. છોકરીઓમાં સાધારણુ રીતે વધારે સચોટ સામાજિક સંવેદન હોય છે, સામાજિક પ્રતિબિંબ પાછળ તેઓ વધારે મથે છે; તેનો અભ્યાસ કરે છે, તે ઉપર વધારે વિચાર કરે

છે, અને તેથી કરીને પહેલા વર્ષ દરમીઆન જ તેમનામાં પક્કાઈ, યુક્તિબાજી અને ઘણીવાર ટીંગ દેખા દે છે. તેમની સરખામણીમાં છોકરાઓમાં તે સર્વની ખામી હોય છે. છોકરાઓને સ્નાયુઓની પ્રવૃત્તિમાં વધારે રસ પડે છે. તેમની કલ્પના માણસો કરતાં વસ્તુઓમાં વધારે ગુંથાયલી રહે છે. સામાન્ય રીતે સ્ત્રીઓ અંગત વ્યક્તિગત અવલંબનો ઉપર પુરૂષો કરતાં વધારે આધાર રાખે છે, એ વાત તો નિઃસંશય છે. પોતાની પ્રતિકૃતિની, (જેના રૂનમાં પોતે સ્થિરતા રહી શકે એવી) વ્યક્તિ ઉપર સ્ત્રી પોતાના વિચારો ચોંટાડે છે. એવી પ્રતિકૃતિ કોઈ આદર્શ વ્યક્તિમાં મળી આવે તો તેના તરફની ભક્તિના પ્રભાવ વડે સ્ત્રીને બળ મળી રહે છે. આવા બળ વગર કદાચ સ્ત્રીની સ્થિતિ ધ્યેય નક્કી કર્યા વગર તરતી હોડી જેવી બની જાય. પુરૂષનું ઘડતર થોડે ઘણે અંશે પણ લઢાયક હોવાથી તેનામાં (પ્રમાણમાં) એકલા ઉભા રહેવાની શક્તિ વધારે હોય છે. પણ ખરૂં જોતાં કોઈએ એકલું ઉભું રહી શકતું જ નથી. એકલાં ઉભા રહ્યાનો આભાસ થાય છે, તેનું કારણ એ જ કે અમુક લોકોમાં નિકટની અસરોની સામે થવાની વધારે પ્રમાણમાં શક્તિ હોય છે; બાકી આપણે સામા માણસને કેવા લાગતાં હોઈશું, એ ખ્યાલ તો દરેક સામાન્ય માનસવાળા મનુષ્યોના મગજમાં મુખ્ય ભાગ ભજવે છે જ.

નવજુવાન શરમાળ હોય છે, તેનું કારણ એ કે લઢાયક પ્રેરણાબુદ્ધિના અસ્પષ્ટ હલનચલનનું તેને ભાન થાય છે, તેને અમલમાં મૂકવી કે તરછોડવી તે તેને સમજાતું નથી, સ્ત્રી જાતિને પણ આજ વાત લાગુ પડે છે. શરમાળ લોકો અંતરથી હંમેશ લઢાયક હોય છે. સામા માણસ વિષેના પોતાના રસનું તેમને ભાન હોય છે. જાતીય આવેગ (બન્ને જાતિમાં) વધારે ખીલેલો હોય તો તે ઘણુંખરૂં સત્તા, આધિપત્ય અને માલીકીનો આવેગ હોય છે. બીજી કોઈ પણ અવસ્થા કરતાં આ વખતે જ 'મારૂં' 'મારૂં' એમ વધારે જુસ્સાથી થાય

છે. કોઈની માલીકીનાં બનવાની અથવા જીતાવાની જરૂર (ખાસ કરીને સ્ત્રીઓમાં) પણ એટલી જ બળવાન હોય છે. "પુરુષ સ્ત્રીની ઈચ્છા કરે છે. પરન્તુ સ્ત્રીની ઈચ્છા તો પુરુષની તે ઈચ્છામાં જ સમાયલી હોય છે."

જો કે એકંદરે છોકરીઓ કરતાં છોકરાઓમાં પોતાની સામાજિક પ્રતિકૃતિની ઈચ્છા ઓછી હોય છે, પરન્તુ તેમનામાં પણ તેના જુદા જુદા પ્રકાર હોય છે. યુક્તિબાજી તરફ ફેરવાકનું સારી પેઠે વલણ હોય છે, ત્યારે કેટલાકનું તે દિશા તરફ નહિ જેવું જ વલણ હોય છે, જેમનામાં તે વલણ ન હોય તેમનામાં વ્યક્તિગત કલ્પનાશીલતા ઓછી હોવી જોઈએ. તે લોકોને એકંદરે દરેક પ્રકારની અસર ઓછી થાય છે કારણ કે પોતે પારકાની નજરે કેવા દેખાય છે, તેનો ચોકખો ખ્યાલ તેમને આવી જ નથી શકતો, તેથી અમુક રીતે વર્તવા કરતાં અમુક જાતના દેખાવા તરફ તેમનુ વલણ ઓછુ રહે છે. પોતાનુ અપમાન થાય તોપણ તેઓને રોષ ચઢતો નથી, કારણ કે તેમને તે લાગતુ નથી. તેઓ શરમાતા નથી, અદેખા નથી બનતા, મિથ્યાભિમાની કે અહંકારી પણ નથી થતા, કારણ આ સર્વમાં સામાનુ મન જાણવાની કલ્પનાશીલતા જરૂરી છે.

એવા છોકરાંઓ મેં જોયાં છે કે જેમનામાં જુઠું બોલવાની વૃત્તિ હોતી જ નથી, એ લોકો જુઠું બોલવાનો કે કોઈપણ પ્રકારની છેતરપીંડી કરવાનો ઉદ્દેશ જ સમજી શકતાં નથી દરેક વસ્તુ તરફ અતિશય સરળ ભાવે જોવાની આ રીતનુ કારણ કદાચ એ હશે કે તે બાળકોને અવ્યક્તિગત બાબતોના નિરીક્ષણ તથા પૃથક્કરણમાં અતિશય રસ પડે છે. આવી જાતનું બાળક નીતિની ભાવના રહિત (non-moral) હોય એવાં દેખાય છે, તેઓ પાપ પણ નથી કરતા, અને પસ્તાવો પણ નથી કરતા; તેમને સારા કે નરસા વિષે કાંઈ જ્ઞાન હોતુ નથી. જ્યારે આપણે બીજા લોકોનાં મનની કલ્પના કરવી શરૂ કરીએ છીએ, ત્યારથી તે જ્ઞાનના વૃક્ષના ફળ ખાવા માંડીએ

છીએ, અને ત્યારે વ્યક્તિગત આવેગોના ઘર્ષણ (conflict) વિષે આપણને ભાન થાય છે.

ઉપરોક્ત સરળતા બાળકમાં બહુ સુંદર લાગે છે, ખરું પૂછો તો અમે તે વયે તે સરળતા સુંદર લાગે છે, પણ તે હંમેશ પ્રશંસાપાત્ર નથી હોતી; તેમજ બનાવટી લાગણી (ઢોંગ) છેક જ બુરી વસ્તુ નથી. આ જગતમાં સ્વાભાવિક બનવા માટે, સત્તા, ઉપયોગિતા અને સફળતાની આશા ઉપરાંત માણસમાં બીજા લોકોનાં મન સમજવાની કલ્પનાશીલ દીર્ઘદૃષ્ટિ પણ આવશ્યક છે. આ દીર્ઘદૃષ્ટિમાં વ્યવહારૂ અનુભવ અને માનવ સ્વભાવના છુપા આવેગોમાં સહભાગી બની, તે આવેગોને સમજવાનો પ્રયાસ પણ સમાયલો છે. આ પ્રકારની દૃષ્ટિની ખામીને લીધે રહેલી સરળતા, તે તો એક જાતની ખોડ ગણાય; પરન્તુ એક બીજા પ્રકારની સરળતા પણ હોય છે; તેમાં ચારિત્ર્યની શ્રીમંતાઈ અને તીવ્રતા હોય છે, પણ સાથે અનેકવિધ આવેગોને સખ્ત નિયમમાં રાખવા માટે પૂરતું બળ અને માનસિક સ્પષ્ટતા હોય છે. ઇમર્સને કહ્યું છે કે 'સરળ રહેવું એ મહાન થવા બરાબર છે.' બીજા લોકોની આપણા વિષેની ધારણા વડે થતી અસર બરાબર ન સમજી શકવાથી ઢોંગ, મિથ્યાભિમાન વગેરે ઉત્પન્ન થાય છે, ખરૂં જોતાં આ અસરો વ્યક્તિગત ઉપર ધીરે ધીરે થવી જોઇએ કે જેથી તેનુ માનસિક સ્વાસ્થ્ય સચવાઈ રહે, પણ તેને બદલે તે અસરો વડે વ્યક્તિ ઘેરાઈ જાય છે, અને તેથી સ્વાભાવિકતાને બદલે તેનામાં કૃત્રિમતા આવી જાય છે, અને તેથી કરીને તે માણસ મૂર્ખ, નિર્બળ અને તિરસ્કાર ઉત્પન્ન કરાવે એવો જણાય છે.

ખોટું અથવા બનાવટી સ્મિત અને હાપલો ચ્હેરો, વખાણ મેળવવાની નિર્બળ વિનંતિરૂપ છે. જ્યારે મનુષ્ય ઝપાટાબંધ વધતું હોય છે, ઇન્તેજારીથી શીખતુ હોય છે, વિચિત્ર આદર્શોમાં ગુંચાયલું હોય છે ત્યારે તે માનસિક સમતોલપણું ગુમાવવાના ભયમાં આવી પડે છે, લાગણી પ્રધાન બાળકોમાં, ખાસ કરીને છોકરીઓમાં (ચૌ

વીસ વર્ષની ઉમ્મર સુધીમાં) અને અસ્થિર વ્યક્તિત્વવાળા માણસોમાં ગમે તે ઉમ્મરે પણ અસ્થિર વ્યક્તિત્વ જણાય છે.

આમ માણસના દષ્ટિબિન્દુને લઈને આપણે જો આપણા મનનું સમતોલપણું ગુમાવીએ તો તેનો અર્થ એવો થાય કે આપણે તેની અસર તળે દબાયલાં છીએ. કોઈ મોટા ગણાતા માણસોના સમાગમમાં આવતાં જ આપણને, 'આપણા વિષે એ શો ખ્યાલ બાંધશે ?' એવો વિચાર આવે છે. પોચી લાગણીવાળા માણસમાં આ વૃત્તિ સાધારણ વાતચીત અને નજીવી બાબતોમા પણ જણાઈ આવે છે. સામા માણસના માનસ ઉપર પોતાની છાપ કેવી પડે છે, તે જ વિચાર તેને આવ્યા કરે છે અને પોતાની એ પ્રતિકૃતિ તે ક્ષણે તો પોતે માન્ય પણ રાખે છે. સામો માણસ એને વિદ્વાન ગણે તો તરત તે પોતે ગંભીર વિદ્વાનને છાજે તેવું મોઢું કરે છે; જો પેલો તેને અપ્રમાણિક ગણે તો પોતે ગુન્હેગાર જેવો જ દેખાય છે. ટૂંકમાં પોચી લાગણીવાળો માણસ, પ્રભાવશાળી વ્યક્તિત્વની હાજરીમાં, તેટલા વખત માટે તો, તે પ્રભાવશાળી વ્યક્તિ તેને માટે જે કાંઈ ધારે તેવો જ બની રહે છે. અલબત્ત આવી સ્થિતિ કાંઈ કાયમ રહેતી નથી; પણ બીજા માણસોનો આપણા ઉપર કેવો અને કેટલો કાબુ છે, તેનો આથી આપણને ખ્યાલ આવે તેમ છે.

જ્યાં સુધી ચારિત્ર્ય ખુલ્લું અને વિકાસ માટે શક્તિમાન હોય ત્યાં સુધી તેમાં પોતાના મન ઉપર છાપ ગ્રહણ કરવાની શક્તિ હોય છે, પણ તે શક્તિ તે નિર્બળતાનું ચિન્હ નથી. જો તે શક્તિ આપણી ગ્રહણ કરવાની શક્તિ તેમજ માનસિક વ્યવસ્થા સાચવવાની શક્તિ ઉપર હુમલો કરે તો જ તેને નુકસાનકર્તા ગણી શકાય. હું કેટલાક માણસો એવા પણ જાણું છું કે સામાની નજરે પોતે કેવા લાગશે, તે બાબત માટે સ્ત્રીઓ જેટલી તેમનામાં લાગણી હોય છે, છતા તેમનાં ચારિત્ર્ય તદ્દન સ્થિર પ્રકારનાં હોય છે. બીજા મનુષ્યો તરફ જે માણસ હંમેશાં પ્રતિપાદન કરવાનું જ વલણ રાખે, કશું ગ્રહણ

કરવાની વૃત્તિ જ ન રાખે, તો તે માણસ ઝાઝો આગળ ન વધી શકે; કારણ કે તે કદી પણ ઝાઝું શીખી શકવાનો નહિ. જીવનના દરેક સ્વરૂપની માફક ચારિત્ર્યમાં પણ સ્થિરતા અને આકારદતાનું સાચું ઐક્ય આવશ્યક છે.

કેટલીક વાર 'બીજા લોકો' ની ભાવના કે 'બીજા લોકો' આપણું નિરીક્ષણ કરે છે, એ વાતનું ભાન માણસના મનમાં એક પ્રકારની બેચેની, શંકા, અને ભય પેદા કરે છે. માણસને લાગે છે કે જાણે પોતાની સામાજિક પ્રતિકૃતિ નજીકમાં જ કોઈ જગાએ છુપાઈ ગએલી છે, અને આ બાબત વિષે સ્પષ્ટ સમજણ ન પડવાથી માણસ ગભરાય છે. કોઈ અજાણ્યા લોકો પોતાનું નિરીક્ષણ કરતા હોય તો તેવે પ્રસંગે ઘણાખરા લોકો થોડે ઘણે અંશે પણ ઉશ્કેરાઈ જાય છે કે અકળાઈ જાય છે, અને તેમને શરમ આવે છે. કેટલાક લોકોને એવું પણ હોય છે કે તદ્દન અપરિચિત અથવા અણગમતા લોકો સાથે એક ઓરડામાં બેસવું પણ ત્રાસદાયક અને શ્રમિત બનાવતું થઈ પડે છે.

એ તો જાણીતી વાત છે કે ડાર્વિનને કોઈ અજાણ્યો માણસ મળવા આવતો તો તેને આખી રાત ઉંઘ આવતી નહિ. આવી જાતનાં ઉદાહરણો તો મહાન લેખકોનાં જીવનમાંથી કેટલાંયે ભેગાં કરી શકાય. પણ આ ચર્ચા આગળ લઈ જતાં હવે માનસિક રોગોના વિષયની સીમા આગળ આપણે પહોંચી ગયા.

કદાચ કોઈને એમ લાગશે કે હું અસાધારણ દાખલાઓ ટાંકી સામાજિક સ્વ. લાગણીના મહત્વ વિષે અતિશયોક્તિ કરૂં છું. પણ હું માનું છું કે બધા જ સામાન્ય અને મનુષ્યત્વવાળા માણસોમાં તે લાગણી હોય છે જ. પછી ભલે તે એક સ્વરૂપમાં હોય કે બીજા. બીજી લાગણીઓની માફક જ્યાં સુધી આ લાગણી નિયમિત રીતે અને માફકસરની પોષાયા કરે છે ત્યાં સુધી આપણું ધ્યાન તે તરફ ઝાઝું ખેંચાતું નથી. ઘણા લોકો બહુ બારણાં

છે કે ‘ બીજા લોકો અમારે માટે શું ધારે છે તે વિષે અમને લેશ માત્ર પણ પરવા નથી. પરન્તુ આ ભ્રમ છે. તેવા માણસોને નિષ્ફળતા મળે અને તેમને લાગે કે લોકો તેમની તરફ સહાનુભૂતિ બતાવવાને બદલે તિરસ્કાર બતાવે છે તો તેમને ખબર પડશે કે તેઓ જાતે ( પોતાની જાણ બહાર ) બીજા લોકોના મનમાંજ વસેલા હતા. આપણે નિત્ય પૃથ્વી ઉપર ચાલીએ છીએ, ત્યારે પૃથ્વી આપણો ભાર ઝીલી રહી છે તે ખ્યાલ આપણને આવતો નથી.

એ ખરી વાત છે કે સામાજિક સ્વનું વર્ણન કરવાનો પ્રયાસ કરવાથી અને તે માનસિક ક્રમનુ પૃથક્કરણ કરવાથી, આપણે તે વિષે વધારે વિચાર કરતા થઈએ છીએ, અને હમેશ કરતાં વધારે સ્વ સંવેદનવાળા બનીએ છીએ, ઘણા લોકોનાં વર્તન ઉપરથી ચોકખું જણાઈ આવે છે કે તેમનાં ઉપર આસપાસના લોકોની બહુ અસર થઈ છે, છતાંએ તે લોકો કાંઈ જાણી જોઈને બનાવટી વર્તન રાખતા હોતા નથી; અનાવિર્ભૂત (subconscious) અન્તઃકરણનો તે એક આવેગ અથવા માત્ર સૂચનનુ પરિણામ હોય છે. અતિ તીવ્ર લાગણીવાળા પરન્તુ અમનનશીલ માનસનું સ્વ આ પ્રકારનું હોય છે.

‘ અમે ’ એટલે ખરુ જોતાં ‘ હું ’ વત્તા બીજા લોકો. અમુક ટોળા સાથે માણસ પોતાનુ એકીકરણ કરે છે અને પછી પોતાની મર્જીની ઈચ્છા, અભિપ્રાય, સેવા વગેરે માટે ‘ અમે ’ ‘ અમારું ’ વગેરે શબ્દો વાપરે છે. આન્તરિક સહકાર અને બાહ્ય વિરોધમાં તેના ઉત્તેજનની ભાવના રહેલી છે. આર્થિક મુશ્કેલીઓમાંથી પસાર થએલાં કુટુંબમાં એવી જાતનો ઐક્યભાવ આવે છે. “ અમે ગીરો મૂકાયલું ઘર છોડાવ્યુ, ” “અમે છોકરાઓને કોલેજમાં મૂકયાં,” વગેરે. વિદ્યાર્થી પોતાની યુનીવરસીટી અથવા પોતાના વર્ગ સાથે પોતાનું એકીકરણ કરે છે–ખાસ કરીને કોઈ પ્રકારનું સંમેલન કે રમતની હરીફાઈ હોય ત્યારે. “અમે મેચ જીત્યા” વગેરે.

જેમ બીજી વ્યક્તિઓનાં સંબંધમાં વ્યક્તિગત ભાવના જાગૃત થાય છે, તેમજ રાષ્ટ્રભાવના અથવા બીજી કોઈ પણ સમૂહ ભાવના કોઈ વધારે વિશાળ સમાજના સંબંધમાં જ જાગે છે. બીજા દેશોની હયાતીનું ભાન ન હોય તો સ્વદેશ પ્રેમ ન જ થાય. અને જો સર્વ પ્રજાઓના નિશ્ચિત અને વ્યવસ્થિત સમાજો સ્થાપવામાં આવે કે જેમાં સર્વ કોઈ પુષ્કળ રસ લઈ શકે તોપણ સ્વદેશ પ્રેમ કાંઈ ઓછો થવાનો નથી. ઉલટું તેથી તો સ્વદેશ પ્રેમનો પ્રકાર ઉચ્ચ બનશે, તે વધુ સુસ્પષ્ટ, અસ્ખલિત અને સમભાવી બનશે. બુદ્ધિશાળી માણસ ઘણાં માણસોના પ્રસંગમાં આવે અને જેમ તેનો વિકાસ થાય તેમ તે સ્વદેશપ્રેમ ઉપરોક્ત પરિસ્થિતિમાં વિકસશે. ભૂતકાળમાં સ્વદેશપ્રેમ શંકા તથા વેરભાવ (દુશ્મન પ્રતિ) થી ભરેલો હતો, અને તેમાં કોઈ પણ ઉચ્ચ પ્રકારની શકયતાઓ જણાતી નહોતી, રાષ્ટ્રિય "અમે" એ તો ખરેખર ગૌરવ, સેવા અને માનવ મહત્વાકાંક્ષાઓ સૂચક શબ્દ હોવા જોઈએ.

---

## પ્રકરણ ૭ મું

---

### સામાજિક સ્વ. ૨—'હું' નાં વિવિધ સ્વરૂપો

જો સ્વ અને તેમાંથી સ્ફુરતું સ્વ–સંશોધન, માનાસ્પદભાવનાં સારાં અને મનનીય લક્ષણો હોય તો, અહંભાવ, અને સ્વાર્થ હમેશ અગમ્ય ગણાય છે એ શું? સ્વના પ્રતિપાદનનો કોઈને વાંધો નથી, પણ તે સ્વનું અમુક સ્વરૂપ આપણને અકારૂ થઈ પડેલું છે. માણસના વિચારો સાથે આપણે મળતાં આવીએ ત્યાંસુધી તે માણસ ગમે તેટલું પોતાની જાતનુ પ્રતિપાદન કરે તોપણ આપણે તેને સ્વાર્થી કે અહંભાવી નથી ગણતાં. પણ જ્યાં મતભેદ પડ્યો કે તરતજ, એ પોતાને અમલને માર્ગે ચાલતો હોય તોપણ આપણે તેની નિ–

કરવા માંડીએ છીએ. ખરું જોતાં તે નૈતિક અભિપ્રાયનો વિષય છે–તેને સાદી વ્યાખ્યામાં સમાવી ન દેવાય–આખી પરિસ્થિતિને ધ્યાનમાં લીધા પછી એ તો અન્તરાત્મા વડે નક્કી થઈ શકે. આ બાબત કોઈની અંગત કુચાલ કે દૃષ્ટાન્તો બહુ જ મળની આવે છે. એક વર્તનને આપણે ન્હેંજ સ્વાર્થી કહીએ અને બીજાને પાપી અને ભયંકર ગુન્હો ગણીએ–તે બન્ને વચ્ચે માત્ર થોડી ટીકાં સીવાય ઝાઝો ભેદ નથી.

માત્ર આત્મ–પ્રતિપાદનને સ્વાર્થ કહેવામાં આવતો નથી એ વાત તો ચોક્કસ. પ્રમાણિકપણે અને બીજાનો વિચાર કરીને જ્યાં-સુધી માણસ પોતાના ધ્યેય તરફ ખંતથી અને સફળતાથી મંડ્યો રહે છે, ત્યાંસુધી બધા તેને વખાણે છે–માન આપે છે. કોઈ માણસ એક કરોડ રૂપીઆ મેળવે, પણ જો તે સામાજિક મનોભાવોને દૂભવે નહિ તો લોકો તેને સ્વાર્થી કહેતા નથી, એટલે કે જો તે અપ્રમાણિક, દગલબાજ અથવા ક્રુર થયો હોય તો લોકો તેને સન્જાટ વખોડી કાઢે છે.

જે લોકોને આપણે સારા કહીએ છીએ, જેમને આપણે વખાણીએ છીએ, તે બધા આત્મપ્રતિપાદન માટે ખાસ જાણીતા હોય છે. (ગાંધીજીમાં પોતાની ન્યાયશક્તિ વિષે, બહુ દૃઢ શ્રદ્ધા છે. ભા. ક.) માર્ટીન લ્યુથરમા પણ તે જ જણાય છે. લગભગ બધા જ મહાન પુરુષોનું એ લક્ષણ છે; તેમની સફળતાનુ તે એક મુખ્ય કારણ છે. લ્યુથરની ધગશ સર્વ દેશના સર્વ કાળના સુધારકોના જેવી જ હતી. પોતાના કાર્યને બધાની માફક એણે સ્વ–લાગણીમાં ગુંથી દીધું. તે કાર્ય વિશાળ અને બીજાને મદદરૂપ હોવાથી એને કોઈ સ્વાર્થી ન કહી શકે.

માણસ સ્વાર્થી છે કે નહિ તે ઉપલી રીતે જોતાં સહાનુભૂતિનો પ્રશ્ન બની રહે છે. સ્વાભાવિક રીતે માણસોમાં તે બાબત મતભેદ રહે છે. કેટલાક માણસો જગતમાં સ્વાર્થી ગણાય છે, છતાં તેમનાં કુટુંબીજનોને તેઓ જરાએ સ્વાર્થી નથી લાગતા. જ્યાંસુધી સામા

માણસ સાથે આપણું એકીકરણ થએલુ છે, ત્યાંસુધી તેનાં કાર્યો આપણને ધિક્કારપાત્ર લાગતાં નથી.

આપણે લોકોને પૂછીએ કે 'અમુક માણસને તમે શા માટે સ્વાર્થી ગણો છો?' તો બધા એક જ જવાબ આપશે કે "કારણ તે બીજા લોકોની પરવા કરતો નથી." એ લોકોના કથનનો અર્થ એવો થાય કે "અમે સમજીએ છીએ તે સામાજિક સ્થિતિ એ સમજી શકતો નથી—એ સ્થિતિથી અમારામાં જે અંગત મનોભાવો પેદા થાય છે, તેવા તેનામાં નથી થતા; અને તેથી એના કાર્ય વડે તે મનોભાવો ઉપર જખમ થાય છે."

મોંઢા મોંઢની વાતમાં માણસ સમયસૂચકતા ન બતાવી શકે તો તે માણસ સ્વાર્થી કે અહંભાની છે, એવી છાપ પડે છે. કેટલાક માણસો સાદામાં સાદી વાતચીતમાં પણ પોતાની જાતને ભૂલી શક્તા નથી, અને તેવે વખતે પણ પોતે કેવી છાપ પાડે છે એ જ વાત તેમના મનમાં સૌથી મોખરે રહે છે, અને સામા માણસના વખાણ કે નિન્દા વિષે તેઓ કલ્પના કર્યાં કરે છે, અને વખાણને આમંત્રણ આપવા અને નિન્દાને દૂર કરવા તે સ્હેજ બનાવટી વર્તન ધારણ કરે છે. એવા લોકો હમેશાં અસ્વસ્થ રહે છે, અને બીજાને પણ તેવા જ બનાવી મૂકે છે, એ લોકોના સહવાસમાં કોઈને બીલકુલ સુખ મળતુ નથી. આવા પ્રકારના અહંભાવને દૂર કરવાનો એક જ ઉપાય છે. એવા લોકોએ ખૂબ દુષ્પ્રાપ્ય મનોરથો પાછળ મથવું જોઈએ, જેથી કરીને સ્વ-લાગણીનો વધારે પડતો પ્રવાહ વહી જાય છે જે લોકો ખરેખર ઉપયોગી કામ કરતા હોય છે, તેઓ ઘણુંખરું વાતચીતમા સાદા અને સ્વાભાવિક જણાય છે, કારણ એ લોકોનુ 'સ્વ' બીજી-જગાએ રોકાએલું હોય છે.

ચતુર માણસ સામા માણસનું માનસ વર્તીને તેને અનુકૂળ આવે એવી વાતચીત કરે છે—પણ તે માણસને રસ ન પડે તોપણ

તમે તમારે પોતાને વિષે જ વાતો કર્યા કરો તો જરૂર એ તમારાથી કંટાળી જશે.

સત્ય, ન્યાય અને વિનયના સર્વ સામાન્ય ધોરણ ઉપરના એકમત ઉપરથી સ્વાર્થ વિષેનો અભિપ્રાય ઉદ્‌ભવે છે. જે માણસ આ ધોરણથી હેઠો પડે છે, તે સ્વાર્થી ગણાય છે. એ માણસે રમતના કાયદાનો ભંગ કર્યો છે, માટે તેની તરફ કોઈએ સહાનુભૂતિ ન દર્શાવવી જોઈએ, અને સમાજના શ્રેય માટે બધાંએ એક થઈ તેનો વિરોધ કરવો જોઈએ.

સ્વાર્થી રીતે વર્ત્યા છતાં કેટલીકવાર માણસો તે સમજતા નથી —ધર્મ, વિજ્ઞાન, સ્વદેશભક્તિ અથવા પરોપકારને નામે આ જમાનામાં લોકો અપ્રમાણિક રીતે વર્તે છે, અને નીરાંતે બીજા લોકોને ખૂબ નુકસાન કરે છે. દરેકે દરેક મનગમતો વિચાર સ્વાર્થી હોય છે, પછી ભલે તે વ્યક્તિને, વર્ગને કે આખી પ્રજાને બહુ મહત્વનો લાગતો હોય! માટે તેને ન્યાયનું ધોરણ લાગુ પાડવું જ જોઈએ. દરેકજણ સ્વાર્થ શોધતો તો રહેવાનો જ, એ વાત યાદ રાખવી ઠીક છે અને જો માણસ એક પ્રકારના સ્વાર્થનો ત્યાગ કરશે તો વળી બીજા સ્વાર્થમાં પડશે—માટે જાગૃત રહેવું યોગ્ય છે. કોઈ પ્રકારની સંકુચિતતા, અલ્પતા અને કલ્પનાનો અભાવ એ સ્વાર્થનાં માનસિક લક્ષણો છે. તદ્દન સમતોલ અને બળવાન માનસ ભાગ્યે જ સ્વાર્થી હોઈ શકે, કારણ કે સામાજિક પરિસ્થિતિથી તે વાકેફગાર હોય છે. સ્વાર્થ એ માણસનું એક વધારાનું લક્ષણ નથી, પણ તે તો એક પ્રકારની ઉણપ દેખાડે છે. સ્વાર્થને લીધે અંગત સત્તાને પણ હાની પહોંચે છે. લોકો એને 'સ્વાર્થી' એવું નામ આપે, તે જ એનો પુરાવો છે. સ્વાર્થ અથવા અહંભાવના પણ અનેકાનેક પ્રકારો હોય છે. તેમાં મુખ્ય બે પ્રકાર છેઃ અસ્થિર અને સ્થિર. અતિશય અસ્થિરતામાં હંમેશ સ્વાર્થ સમાયેલો હોય છે; અતિ નિર્બળ હોય તે પણ સ્વાર્થી જ હોવાના, કારણ, એ લોકોમાં સામાના મનની આરપાર નીકળવા

જેટલી સહાનુભૂતિ નથી હોતી. વળી એ લોકોમાં સંયમ અને દૃઢતાની પણ ઉણપ હોય છે, એટલે સહાનુભૂતિ થાય તો પણ ટકી શકતી નથી. એમના આવેગો આછકલા અને ક્ષણિક હોઈ જેટલો ફાયદો કરે, તેટલું જ નુકસાન પણ પહોંચાડે, તેથી શુભ પરિણામ માટે તેમના ઉપર વિશ્રામ ન રખાય. એવા લોકો કોઈવાર મળતાવડા જણાય, તો વળી કોઈવાર તદ્દન ક્રુર, લાગણીહીન અને હિમક વૃત્તિવાળા બની જાય છે. એ લોકોમાં ન્યાયની ભાવના હોતી જ નથી. ઉપલું કથન લખતી વખતે કેવી જાતના લોકો મારા મન આગળ છે ? જે લોકો દુઃખને વખતે માથું કુટી રૂદન કરે છે, અને બીજાને મદદ કરવાની પોતાની ફરજ તરફ બેપરવા રહીને પણ લાગણીવાળા હોવાનો જશ લઈ જાય છે.

બીજા પ્રકારના અહંભાવમાં મન અને ચારિત્રની સ્થિરતા હોય છે, છતાં સહાનુભૂતિની વિશાળતા હોતી નથી. આવા લોકો સંકુચિત, મીંઢા, અને આત્મમંતાપી હોય છે, બીજા લોકો ઉપર જે આપણે બોજારૂપ ન થવું હોય તો હંમેશાં પ્રગતિમાન રહેવું જોઈએ, હલકા પ્રકારની ટેવો છોડી અને સહાનુભૂતિ અને ઉચ્ચ આશયો ધારણ કરવા જોઈએ. એકની એક જગાએ સ્વ. લાગણી ઘણી વખત સુધી રહે તો તે રોગી ને સડેલી થઈ જાય છે. આથી બીજાને ત્રાસ થાય છે, અને પોતાને નુકસાન પહોંચે છે.

ઉપર જણાવેલા સ્વ અને સામાન્ય વ્યક્તિત્વના વિચારો જે સ્વિકારે, તે લોકો કબુલ કરશેજ કે સાધારણ રીતે જે અહંભાવ કહેવાય છે, તે 'પરમાર્થ' નો વિરોધી નથી. સ્વાર્થના સાચા વિરોધીઓ, સત્ય, ન્યાય, ઉદારતા વગેરે છે, અને એથી ઉલટું તે લાગણી અને કાર્યની સંકુચિતતા—તે જ ખરી સ્વાર્થી વૃત્તિ બતાવે છે. ફાલેલા વિશાળ વૃક્ષ, અને ઠીંગણા અને ગાંઠે ગાંઠે વાળા ઝાડ વચ્ચે જે જાતનો ભેદ છે, તેવો જ ભેદ ઉપલી બે વસ્તુઓ વચ્ચે પણ છે.

મારો મિત્ર, મારો દેશ, મારી ફરજ વગેરે ઉદાર અને નિઃસ્વાર્થી આવેગો ગણાય છે–અને છતાં પહેલા પુરૂષ એકવચનનું સર્વનામ બતાવી આપે છે કે તે વિચારો સ્વ. લાગણીવાળાજ છે. કોઈપણ કાર્યના બાહ્ય અને અન્તરના હેતુ જુદા પાડવાનો પ્રયત્ન વૃથા છે. બધા કબુલ કરશેજ કે જ્યારે આપણે નિસ્વાર્થ વૃત્તિથી અને ખરા મનથી કાંઈ કામ કરીએ છીએ, ત્યારે આપણા મનમાં કોઈક પ્રકારનો મનોભાવ હોય છે. આ મનોભાવ જો આપણને પ્રિય હોય તો તે આપણા એક ભાગ રૂપ જ છે. બીજા માણસોને લગતા, બ્હારના વિચાર અને કાર્યના નેતૃત્વ વડે આપણુ અન્તર જીવન ખીલે છે. ત્યારે કોઈ પૂછશે કે બીજાને રાજી કરવા માટે કાંઈ દયાનુ કામ કરવું, અને પોતાની જાતને રાજી કરવા તેમ કરવું, તે બેમાં કશો ફરજ નથી? આના જવાબમાં કહી શકાય કે બીજાને રાજી કરી પરિણામે પોતાને રાજી કરવાનોજ હેતુ હોય છે. કારણ બીજા ઉપર દયા કરી, તેને સુખ આપવાથી આપણા મનમાં સુખકર લાગણી ઉપજે છે. પણ સાધારણ રીતે એ શબ્દો જુદા અર્થમા વપરાય છે. પોતાને રાજી કરવામાં સહાનુભૂતિ રહિત સંકુચિત મનોભાવની ભાવના રહેલી મનાય છે. એસતે વરએ આરૂ દેખાડવા, અથવા પોતાના ધનનો દેખાવ કરવા કોઈ માણસ બક્ષીસો આપે તો તે પોતાને રાજી કરે છે, એમ કહેવાય; અને જો પોતાની ભેટથી સામાના મનને થતા આનન્દની કલ્પના કરી ભેટ આપે તો તેણે બીજાને રાજી કરવા તેમ કર્યું, એમ કહેવાય. ખરૂ જોતાં બન્ને વખતે એને તો સરખોજ આનન્દ પડતો હોય છે. કોઈવાર આપણે કહીએ છીએ કે અમુક કામ કરતાં અમને બહુ દુઃખ થાય છે, છતાં બીજાને રાજી રાખવા તે કરીએ છીએ. આનો ખરો અર્થ એટલોજ કે આપણા મનમાં બે પરસ્પર વિરોધી આવેગો છે એકની ખાતર આપણે બીજાનો ભોગ આપીએ છીએ. આત્મભોગથી એક પ્રકારનો આત્મસંતોષ થાય છે, અને તેથી એ રીતે

તો આપણે આપણી જાતને રાઙ્ઙ જ રાખીએ છીએ. જો આત્મભોગમાં હલકી વસ્તુ છોડી ઉચ્ચ વસ્તુની પસંદગી કરવામાં ન આવી હોય, તો તેવો આત્મભોગ ન અપાય તેજ વધારે ઈષ્ટ છે.

માણસ ઘણીવાર 'હું' સર્વનામ વાપરે, તો તેને સ્વાર્થી કહેવામાં આવે છે, પણ તે હંમેશ સાચું નથી હોતું. તે સર્વનામમાં થોડે ઘણે અંશે આત્મપ્રતિપાદન તો હોય છેજ, પરન્તુ, તેમાં હંમેશ અહંભાવની ભાવના નથી હોતી. ઘણીવાર કહેવામાં આવે છે કે જે લેખકો પોતાને વિષે લખે છે, તે ખૂબ માનીતા થઈ પડે છે. એ લોકો હંમેશ પોતાને વિષે વાત કરે છે, તેટલા પ્રમાણમાં તેઓ અહંભાવી તો ગણાયજ. છતાં તે લેખકો પ્રત્યે આપણને ઘૃણા નથી થતી. તેનું કારણ એજ કે વાચન દરમીઆન આપણે તે 'હું' ને આપણું પોતાનું કરી લઈએ છીએ. કોઈ લેખક જાણી જોઈને 'હું' સર્વનામ દબાવી રાખે છે; તેની આ કૃત્રિમતાને લીધે તેવો લેખક પોતાના સ્વ સંવેદનને લીધે ઘણીવાર અકારો થઈ પડે છે. ટુંકમાં 'હું' શબ્દના ઉપયોગમાં જેટલો અહંભાવ રહેલો છે, તેટલોજ તે શબ્દને જાણી જોઈને દૂર રાખવામાં રહેલો છે. અહંભાવ ભાષાના બંધારણની નહિ, પરંતુ ચારિત્રની બાબત છે. 'હું' કરતાં 'કોઈ' માં વધારે અહંભાવ ઘણીવાર જણાય છે. જુદાં જુદાં વાક્યોમાં આ બે શબ્દોનો ઉપયોગ કરી જોવાથી આ વાત સમજાશે.

સાધારણ વાતચીત કરતાં ચોપડીના લેખકને પોતાના અભિપ્રાય દર્શાવવાની વધારે છૂટ હોય છે. કારણ એનું પુસ્તક વાંચવા માટે બધા કાંઈ બંધાયલા નથી; અને જે એનું પુસ્તક વાંચે, તે તો તેના વિચારો તરફ સહાનુભૂતિ દર્શાવતા હોય, એમ માનવાનો કર્તાને હક છે. જો આપણને સહાનુભૂતિ ન હોય તો આપણે એકવાર શરૂ કર્યા પછી તે પુસ્તક શા માટે આગળ વાંચીએ? જો કે આપણે લેખકના પુસ્તકમાંથી ભૂલો તો કાઢીજ શકીએ.

આપણને રસ ન પડે એવી વાતો લેખકે 'હું' સર્વનામ વાપરી લખી શા માટે? એમ આપણને થાય. હું ધારું છું કે આપણે બધાં ઘણીવાર કોઈ લેખકના પુસ્તકમાંથી, અમુક ફકરાઓ છેકી નાંખવા જોઈએ એવો વિચાર કરીએ છીએ; કારણ આપણને લાગે છે કે લેખકે બીનજરૂરી જગાએ પોતાનું અમુક સ્વરૂપ દેખાડ્યું છે.

દરેક ઉચ્ચ પ્રકારની કૃતિમાં માણસે પોતાની જાતને સમજવાની તેમજ આત્મશ્રદ્ધા રાખવાની ખૂબ જરૂર છે. ફળદ્રુપ મગજવાળા દરેક માણસમાં સ્વ. લાગણી ખૂબ હોવી જોઈએ. સ્વ માટે પ્રેમ પણ દરેક જણને હોય છે જ. તેવા પ્રેમ વગર ચારિત્રની દૃઢતા કે ખીલવટ પ્રાપ્ત થતાં નથી. જે માણસ પોતાની જાતને ચાહે છે–નિરર્થક મિથ્યાભિમાનથી નહિ–પણ સાચા જ્ઞાનથી–તેજ પારકાં લોકોને ચાહવા સૌથી સમર્થ ગણાય. શેક્સપીઅર કહે છે કે, 'સ્વ' પ્રત્યેની બેદરકારી કરતાં સ્વ માટેનો પ્રેમ વધારે પસંદ કરવા જેવો છે. કેટલાક બહુ તીવ્ર લાગણીવાળા લોકો પોતાની જાત માટે બહુ બ્હીતા રહે છે. એ લોકોના સ્વને ખીલવટની, આત્મપ્રતિપાદન કરવાની તક જ મળતી નથી.

એમ કહેવાય છે કે જ્યારે આપણે બીજા ઉપર અસર કરીએ છીએ, તે બાબતનું ભાન આપણને હોતું નથી ત્યારે આપણું કામ સૌથી સરસ થાય છે. ખરી વાત છે કે ઉચ્ચ વિચારો અને ઉમદા કાર્યોમાં અમુક હદ સુધી તો સ્વને ભૂલી શકાય છે. પરન્તુ એ ઉચ્ચ વિચારો અને ઉમદા કાર્યો કરતાં પહેલાં તે બાબતની તૈયારી કરવી પડે છે. તે તૈયારી વખતે સ્વસંવેદન હોય છે. બહુ તીવ્ર લાગણીવાળા લોકોની સ્વલાગણી ઘણીવાર એટલી હદ સુધી પહોંચે છે કે એ લોકો એટલા સંતાપિત રહે છે કે કોઈપણ પ્રકારના કાર્યમાં તે સંતાપ તેમને નડે છે અથવા લોકોના અભિપ્રાયને માન આપવા જતાં તેઓનું કાર્ય હલકા પ્રકારનું–સામાન્ય કોટીનું બની જાય છે. આમાં સંયમની જરૂર છે. સંયમ વગર આ લાગણી

નિરર્થક અને નુકસાનકારક નીકળે છે. બ્હીકની સાથે તેને સરખાવી શકાય, બ્હીકનો કાર્ય પ્રદેશ ભયથી દૂર રહેવા પૂરતો છે. પણ તે બ્હીકનો કવખતે, અને અતિશય ઉપયોગ કર્યાથી તે નુકસાનકર્તા બને છે.

સામાન્ય રીતે બે પ્રકારનાં માણસો હોય છેઃ—આત્મપ્રતિપાદન કરનારા લોકો અને બીજા નમ્ર અને આત્મશ્રદ્ધા વિનાના. પહેલા પ્રકારના માણસો પોતાને વિષે ઉંચો અભિપ્રાય ધરાવે છે, અને બીજાના મન ઉપર સારી છાપ પાડવા પ્રયત્ન કરે છે. બીજા પ્રકારનો માણસ પોતાની જાત વિષેના હલકા અભિપ્રાયને સ્વીકારી લે છે, અને પછી અલ્પતાનો અનુભવ કરે છે. પહેલાના વર્તનમાં અભિમાન અને બીજાનામાં નમ્રતા જણાશે.

આત્મપ્રતિપાદનના પણ બે પ્રકાર છે. કોઈએ આપણાં વખાણ કર્યાં છે, એવી કલ્પનામાંથી અભિમાન, મિથ્યાભિમાન અને સ્વમાન ઉત્પન્ન થાય છે. બીજો પ્રકાર તે કોઈએ આપણી નિન્દા કરી છે, એવી કલ્પનામાંથી ઉત્પન્ન થતી રોષની વૃત્તિ.

કોઈ માણસ આપણને આકરાંને અહંભાવી લાગે એટલાં પોતાનાં વખાણ કરે, તેને આપણે સાધારણ રીતે અહંકાર અને મિથ્યાભિમાન કહીએ છીએ, પણ તેને વધારે વિશાળ અર્થમાં પણ વાપરી શકાય, કે જે વડે સામાજિક સ્વનું આ જગતમાં પ્રતિબિંબિત થતું સ્થિર વલણ જણાઈ શકે.

સ્થિરતાનો આ ભેદ, સામાજિક વ્યક્તિત્વના અભ્યાસ માટે અતિ આવશ્યક છે. કેટલાંક માનસ વધારે ગ્રહણ કરનારાં અને કેટલાંક વધારે રચનાત્મક વૃત્તિવાળાં હોય છે. જો કે ઉત્તમ પ્રકારનાં માનસમાં તો ગ્રહણશીલતા અને રચનાત્મકતા સરખા પ્રમાણમાં મળેલાં હોય છે; જો કે તેઓ એક બીજા ઉપર અવલંબી રહેલાં છે, એમ બતાવી શકાય, છતાં ઘણીવાર તે બન્ને સરખી રીતે ખીલેલાં નથી હોતાં; ખીલવટની આ ભિન્નતાને લીધેજ

માણુસોના ચારિત્ર્યમાં ભિન્નતા આવે છે. એક પ્રકારનાં માનસ 'અન્તર્વૃદ્ધિ' (ingrowing) કરનારાં હોય છે, જ્યારે બીજા પ્રકારનાં બહિર્વૃદ્ધિ (outgrowing) કરનારાં હોય છે. પહેલા પ્રકારનાં માનસવાળા લોકો જૂનાં સાધનોનો ગગ્સ ઉપયોગ કરી શકે છે. નિરીક્ષણ કરતા મનનમાં તેમને વધારે રસ પડે છે. ઘરમ પરોણાંઓને ન્હોતરી, તેમનુ મન રંજન કરવાની ધાંધલ કરતાં ઘરને વાગીઝાડી સાફસુદ ચળકતુ રાખવુ તેમને વધારે ગમે છે. બહિર્વૃદ્ધિવાળાનુ સર્વ આથી ઉલટું હોય છે. અન્તરવૃદ્ધિની વૃત્તિવાળા લોકોનુ વલણ, ખુલ્લુ દિલ અને અનુકૂળ થવાની શક્તિને ભોગે પણ વિચાર અને ચારિત્ર્યનુ ઐકય અને સ્થિરતા પ્રાપ્ત કરવા તરફનું હોય છે; કારણ કે તે લોકોના મનને પદ્ધતિસરપણ અતિ પ્રિય હોય છે; તે સાચવી રાખવામાં બધી શક્તિઓ ખપી જાય છે. બીજાની સાથેના વર્તનમાં એ લોકોની આ વૃત્તિઓ જણાઈ આવે છે. તેવા લોકોને મિત્રો હોય છે, તેમને તે ઉંવતી માફક ભળવી ગમે છે, પરન્તુ નવલકથાનાં પાત્રોની તેમને મુદ્દલ અસર થતી નથી. તેનાથી ઉલટા પ્રકારનો, એટલે બહિર્વૃદ્ધિવાળા માણુસ ઉપર દરેક જાતની અસર છાપ પાડી શકે છે; તે નવિન સાધનો બહુ આતુરતાથી ગ્રહણ કરે છે; પોતાના ઘરમાં વ્યવસ્થા રાખવાની પરવા થોડી કરે છે, પણ ઘરને સદા પરોણાઓથી ભરેલું જોવા ઈચ્છે છે.

અભિમાની માણુસ જાણે છે કે બીજાના—જેના અભિપ્રાયની તેને પરવા હોય છે—મનમાં પોતે સારી છાપ પાડેલી છે અને તેથી કરીને તે પોતાની માનસિક તથા સામાજિક સ્થિરતાને એટલી હદ સુધી ખેંચી જાય છે કે, તેનામાં શંકા અને શરમ રહેતાં નથી, અને તેથી તેનો આત્મા સંકુચિત બને છે. અભિમાન એ પણ સમાજથી અલિપ્ત મનોભાવ તો નથી જ, અને તેથી કરીને તે પણ

સામાજિક મનોભાવ જ કહેવાય, અને તેથી આખરે તો તેનું ધોરણ પણ સામાજિક રિવાજ અને મત ઉપરથીજ બંધાય છે. પણ પોતાની નિકટનાં લોકો પોતાને માટે શું ધારે છે, તેની અભિમાની માણસને પરવા હોતી નથી; આ મનોભાવ ઘડતાં વાર લાગે છે, તેથી યૌવનમાં નહિ. પણ આધેડ ઉમ્મરે તે ખીલે છે. પોતાની પદવી, સામાજિક સ્થિતિ, ધંધાને અંગેની ખ્યાતિ, પરોપકાર કે ડહાપણને લીધે અભિમાન ધરાવતો માણસ હરરોજ જગતની નજરે જણાતી પોતાની જુદી જુદી પ્રતિકૃતિઓની કલ્પના કરવા ટેવાએલો હોય છે. આ પ્રતિકૃતિ કદાચ વાંકીચુકી પણ હોય, કારણ કે અભિમાન તેને સંકુચિત બનાવે છે—પણ તે સ્થિર હોવાને લીધે, તે માણસનો કોઈ દોષ કાઢે તો પણ તેને તેની અસર થતી નથી. કોઈ દોષ કાઢે છે, એવી કદાચ પણ એને ખબર પડે, તો એ વાત તે માણસ તરત પોતાના મનમાંથી કાઢી નાંખે છે, કારણ તેને ખબર છે કે જગતમાં જેમના અભિપ્રાયની કિંમત ગણાય છે, તેવા સર્વ માણસો પોતાના પક્ષમાં છે. કદાચ કોઈ એવી ઘટના બને કે પોતાની આખી પ્રતિકૃતિ ભાંગી ને ભુક્કો થઈ જાય, તો તે માણસ ઢગલો થઈ જાય છે, અને જો તે ઘરડો હોય તો બિચારો ફરી માથું જ ઉચું જ નથી કરી શકતો.

એક રીતે જોતાં અભિમાનમાં બળ રહેલું છે. કારણ તે સ્થિર અને દૃઢ ચારિત્રનો નિર્દેશ કરે છે. નજર ન રાખીએ તો પણ તેવો માણસ પોતાનું કામ કરે જશે, વર્તનમાં પ્રમાણિક રહેશે; તેનો અન્તરાત્મા સાંકડો છતાં બળવાન હોય છે. બીજી તરફથી જોતાં અભિમાન વડે માણસની પ્રગતિ અટકી જાય છે, કારણ બીજી પ્રગતિમય અસરો તેને પહોંચી શકતી નથી અને તેથી લાંબે ગાળે કદાચ અભિમાન નિર્બળતાનું મૂળ પણ બની રહે. મિથ્યાભિમાન કરતાં અભિમાન વડે વધારે દુશ્મનો ઉભા થાય છે—મિથ્યાભિમાનનો લોકો તિરસ્કાર કરે પણ તેને કોઈ ધિક્કારતું નથી.

મિથ્યાભિમાન એટલે ખરૂં જોતાં તો શૂન્યતા. કાંઈ અંશે અસ્થિર અને જેને પોતાની પ્રતિકૃતિ વિશે ખાત્રી નથી, તેનાં માનસ આ પ્રકારનું સામાજિક આત્મશ્લાઘાનું સ્વરૂપ લે છે. મિથ્યાભિમાની માણસને જ્યારે ખૂબ આત્મવિશ્વાસ આવી જાય છે, ત્યારે તે પોતાનું પ્રતિબિમ્બ જોઇ બહુ ગર્વ થાય છે, પણ તે પ્રતિબિમ્બ ક્ષણિક છે, ને પણ તે જાણે છે, અને તેથી તે બદલાઇ જશે એવી તેને બ્હીક રહે છે. અભિમાની માણસ માફક તેની પ્રતિમા સ્થિર નથી. મિથ્યાભિમાની કાચના ઘરમાં રહે છે; દરેક ક્ષણે તેનું ઘર તૂટી પડવાની તેને બ્હીક રહે છે અને ખરૂં જોતાં તે એટલી બધી વાર તૂટી પડે છે કે, એવી ઘાતો ખમી ખમી તે માણસ રીઢો બની જાય છે. અભિમાની માણસનું પ્રતિબિમ્બ જોકે જરા કઠોર હોય છે, છતાં તે સ્થિર હોય છે. એના વર્તનની ઘટના ઉપર તે ગ્યાયલું હોઈ તે માણસ અણઘડની પ્રશંસા સ્વીકારતો નથી. મિથ્યાભિમાનીને પોતાને વિષે કાંઈજ સ્થિર ખ્યાલ હોતો નથી, તેથી ગમે તેવી ખોટી ખુશામત પણ તે ખરી માની ફૂલાય છે, અને ખુશામત કરનારની નજરમાં અનુકૂળ થવા માટે તેવી રીતે વર્તવાનો પ્રયત્ન કરે છે. બધા એને મૂર્ખો બનાવે તો પણ એ સમજી શકતો નથી. બીજી બાજુ જુઓ તો મિથ્યાભિમાની માણસ વારંવાર નિરર્થક કલ્પનાઓ કરી, દુઃખ વ્હોરી લે છે: 'ફલાણાની ગેરસમજુતી થઈ છે.' 'પેલાએ અપમાન કર્યું', વગેરે વગેરે.

મિથ્યાભિમાનનું પરિણામ તે નિર્બળતા—અને અભિમાનનું પરિણામ બળ. પણ જગ વિશાળ દૃષ્ટિએ જોતાં આમાં ફેરફાર જણાશે. ગેટે એક જમાએ કહ્યું છે. "બધા જ માણસો મિથ્યાભિમાની હોત તો કેવું સારૂં! ખરા અર્થમાં, માફકસરનું મિથ્યાભિમાનપણું હોય તો દુનીઆમાં આપણે કેવા સુખી થઇએ! સાંભળ્યું છે કે સ્ત્રીઓનું મિથ્યાભિમાન તો પારણામાંથી જ પ્રગટ થઈ જાય છે—છતાં શું સ્ત્રીઓ તેને લીધે શોભતી નથી? તે ગુણને લીધે આપણે

શું વધારે પ્રસન્ન નથી થતા? નવ જુવાનમાં મિથ્યાભિમાન ન હોય તો તેનો વિકાસ કેમ થાય? અંદરથી ખાલી શૂન્યતા હોય તો તે પણ બ્હારથી દેખાવ રાખ્યો હોય તો હોંશિયાર માણસ કુશળતાથી તે બાહ્ય દેખાવને અંદરની બાજુ વાળી લેશે." આનો અર્થ એવો થયો કે પ્રમાણસરનું મિથ્યાભિમાન ખુલ્લું દિલ દર્શાવે છે, તેમાં લાગણી અને નવું શીખવાની વૃત્તિને અવકાશ રહે છે. જુવાનીમાં તો અભિમાન કરતાં મિથ્યાભિમાનજ સારૂં.

પોતાની જાત માટે જેને માન હોય, તે માણસ બીજાના અભિપ્રાયને વજુદવાળા ગણે છે, અને પોતાના મનમાં તેને સારૂં સ્થાન આપે છે, પણ તે પોતાનું માથું ગુમાવી દેતો નથી, તે વિવેકબુદ્ધિ વાપરી પસંદગી કરે છે, પોતાના વર્તનની નજરે બધાં સૂચનોની તુલના કરે છે, અને પોતાની પ્રગતિમાં આડે આવતી અસરોને તાબે થતો નથી. તે દસ્તાવાજો હોઈ અંદરથી, હોય તે કરતાં જુદું-ઢોંગી, વર્તન રાખી શકતો નથી. દાખલા તરીકે કોઈ સ્વમાનવાળો વિદ્વાન, અમુક વિષયનો અભ્યાસી છે. તે બાબત ઉપર લખાયલાં બધાં પુસ્તકો પોતે વાંચવાં જોઇએ, એમ તે જાણે છે, નથી વાંચ્યાં તે બદલ થોડે ઘણે અંશે શરમાય છે પણ ખરો, પણ ન વાંચ્યાં હોય, તો વાચ્યાંનો ઢોંગ તે કરી શકતો નથી. એ ઢોંગ વડે પોતાના મનમાં પોતાને વિષે કલ્પેલી નિખાલસ પ્રમાણિકતાની પોતાની છબીમાં તૂટ પડે, તેના વિચારની એકતામાં ભંગ પડે, તેના દુઃખ આગળ ઢોંગ કરી સામા માણસની પ્રશંસા પામવાની તક એને મન વીસાત વગરની છે. જો તે માણસ મિથ્યાભિમાની હોત તો તે સર્વ પુસ્તકો વાંચ્યાનો તેણે ડોળ કર્યો હોત, અને જો ઉદ્ધત હોત તો તે પુસ્તકો ન વાંચ્યાની કબુલાત પણ તે નફટ રીતે કરી દેત.

સામા માણસ પ્રત્યે આદર રાખીને, જે સ્વમાન સાચવી રાખે તે માણસ વ્યવહાર બુદ્ધિવાળો કહેવાય. જે લોકો કોઈને

નમતું આપે નહિ તે જેટલા અકારા લાગે છે, તેટલાજ અકારા અતિ નમ્ર માણસો પણ લાગે છે. એવા લોકો કંટાળાજનક અને ધિક્કારનેપાત્ર લાગે છે, કારણ તે આછકલા અને ઢોંગી લાગે છે.

આપણાં બોલવામાં અને કાર્યમાં રસ લેનો જે માણસ જણાય તે આપણને ગમે છે; આપણી તરફ જે બેપરવા રહે તે આપણને નથી ગમતા, છતાં તે માણસમા દૃઢતા અને વિચાર તથા વાણીની સ્વતંત્રતા હોય તો આપણે તેને વખાણીએ છીએ. લેખકની બાબતમાં પણ તેમ જ છે; પોતાનો વિશિષ્ટ અભિપ્રાય, તે નીડરતા અને દૃઢતાથી વ્યક્ત કરે તો આપણે ખુશી થઈએ છીએ. લેખકની તેમ કરવાની ફરજ છે, છતાં પણ ઉપલા ગુણો સાથે તેનામાં સામાના ગુણ પારખવાની શક્તિ હોય તો આપણને ગમે છે.

કેટલીક વાર આપણે કહીએ છીએ કે અમુક માણસ બીજાના અભિપ્રાયની દરકાર કરતો નથી, અથવા આત્મસંતોષી છે, ત્યારે તેનો અર્થ એટલો જ કે તે રચનાત્મક અને દૃઢ ચારિત્ર્યવાળો હોવાને લીધે, એને દરરોજ પોતાના દૃશ્યમાન પ્રસંશકોની તાજગીની જરૂર પડતી નથી; તેમની જગા તે કલ્પના દ્વારા જ પૂરે છે. તે અમુક અસરો માન્ય કરી, બાકીની બાતલ કરી શકે છે, પોતાના નેતાઓ જાતે પસંદ કરી શકે છે અને એ રીતે એનું વ્યક્તિત્વ જણાઈ આવે, એવું સ્થિર વર્તન જાળવી શકે છે. બધા ઉચ્ચ વિચારોની માફક સામાજિક સૂચનોની મદદ વડે સ્વનું ઘડતર થયું જોઈએ.

આત્મગૌરવ એ સ્વમાનનો એક પ્રકાર છે. કાં તો માણસ પોતાને માટે શું ધારે છે, તે જણાવવા અથવા બીજા લોકો એને વિષે શું ધારે છે તે જણાવવા એ શબ્દ વપરાય છે. આ ઉપરથી પુરવાર થાય છે કે 'સ્વ'ના અંગત અને સામાજિક સ્વરૂપો છુટાં પાડી શકાય એવાં નથી. જો માણસ બીજા લોકોનાં માનસમાં મહત્ત્વભાગી બની તેમના ધોરણોને ટેકો ન આપે, તો તે પોતાના મનમાં

આત્મગૌરવનું ધોરણ સ્થાયી ન રાખી શકે. જો માણસનું નિકટનું વાતાવરણ હલકા પ્રકારનું હોય તો તે કલ્પના વડે સારૂં વાતાવરણ ઉભું કરી, ઉમદા લોકોનું ધોરણ તૈયાર કરે છે; પણ જો આમ ન કરી શક્યો, તો માણસ પડ્યો સમજવો. બધા પ્રકારના મનોભાવો સંવ્યવહાર વડે જ ઉત્પન્ન થઈ, તેમાંથી જ પોષણ મેળવે છે. બીજી તરફ જોતાં આત્મગૌરવના વિચારને આપણે પ્રમાણિક અને સુદૃઢ અંગત ચારિત્રથી જુદું ન પાડી શકીએ. માનસિક ધોરણ ઘડ્યા વગર આપણે કદી પણ પ્રસંશનીય વસ્તુઓ વિષે વિચારોની ટેવ આપણે ન પાડી શકીએ. અન્તરાત્માની ખીલવટ વગર, તંદુરસ્ત માણસ બાહ્ય ગૌરવ ન મેળવી શકે.

જીન્દગીને ભોગે પણ ઘણા લોકો ગૌરવ જાળવી રહે છે, તેમાં કાંઈ જ માનવવર્તનનું અદ્ભુતપણું નથી, પણ સાચી માનવ કક્ષાએ પહોંચેલા મનુષ્યનું સ્વાભાવિક વર્તન છે ક્ષુદ્ર અથવા હલકા પ્રકારનો માણસ પોતાનું શરીર અનામત રાખવા ગૌરવનો ભોગ આપે, તે જ પ્રમાણે અનહદ દુઃખ, અથવા ભયંકર આપત્તિના સમયમાં બીજા લોકો પણ એ રીતે વર્તે. પણ સાધારણ રીતે માણસ એવું ન કરે. શિસ્ત અને યુક્તિની ખામીને લીધે હારી ગએલી પ્રજાઓના દાખલા ઈતિહાસમાંથી વારંવાર જડી આવે છે; પણ યુદ્ધભૂમિ ઉપર મોતથી ડરી ગએલાં કાયર લશ્કરોનો ઉલ્લેખ ભાગ્યે જ જોવામાં આવે છે. મૃત્યુ માટે તૈયાર રહેવું એટલે શું? એને જ ભય અને દુઃખના આવેગોને જીતનાર ગૌરવનો મનોભાવ કહે છે. મહાન રોમન લશ્કર હજારો દુશ્મનોને હરાવતું–તે કાંઈ દુશ્મનો મોતથી ડરતા હતા તેથી નહિ–માત્ર દુશ્મનોને કુશળતાથી લડતા આવડતું નહિ તેથી જ. તે જ પ્રમાણે આપણા દેશમાં (જો કે ભિખારીની સંખ્યા ઘણી મોટી છે તો પણ) કેટલાએ લોકો સ્વમાન ખોઈ ભીખ માંગવા કરતાં દરેક પ્રકારની મુસ્કેલીઓ વેઠી, ટાઢ, તડકો, દરમાદ અને ભૂખમરો વેઠી લે છે. જો એક વાર

સમજી લઈએ કે 'સ્વ' તે મુખ્યત્વે કરીને સામાજિક, આદર્શમય, અથવા કલ્પનાશીલ—નહિ કે ઈન્દ્રિયની—રચના છે, તો પછી ઉપલી સર્વ વાત સ્વાભાવિક જણાશે, અને તેમાં ખાસ સમજૂતીની પણ જરૂર નહિ પડે.

વ્યક્તિત્વના ઉચ્ચતમ સ્વરૂપોમાં સ્વમાન તે 'સ્વ' માટેના પૂજ્યભાવ જેવું બની રહે છે. આ પૂજ્યભાવ એટલે ઉચ્ચ અથવા આદર્શમય સ્વ માટેનો પૂજ્યભાવ. માણસે યાદ રાખવું જોઈએ કે ખરો કર્તાહર્તા તો પોતે જ છે, બીજો કોઈ નહિ. પણ આ સ્વ તે સામાજિક સ્વ છે, કારણ કે તે સામાજિક અનુભવોના પરિણામ રૂપ છે. અંગત ચારિત્ર વિષેના આપણા વિચારો, સંવ્યવહાર વડે બીજાના વિચાર અને મનોભાવો ઉપર રચાયલા છે. વળી સામા માણસના મનમાં આપણે કેવા લાગીશું તે કલ્પના પણ તેમાં મોટો ભાગ ભજવે છે. આ માણસો જીવતા હોવા જોઈએ એવી જરૂર નથી. આદર્શવાદી લોકો તો પોતાના ગુરૂ કે નેતાના કાલ્પનિક સહવાસમાં જ મોટે ભાગે જીવે છે. જુવાનીમાં જ્યારે આદર્શો ઘડાતા હોય છે ત્યારે—આવું ખાસ કરીને બને છે. આગળ જતાં તેવા વ્યક્તિગત આદર્શો, પોતાનું કાર્ય પૂરું કર્યા પછી અદૃશ્ય થઈ જાય છે, અને તેમની જગા ટેવ અને સિદ્ધાન્તો લઈ લે છે—અને આ ટેવ અને સિદ્ધાન્તોનું સામાજિક મૂળ ભૂલાઈ જાય છે.

કાલ્પનિક નિન્દાના જવાબમાં લઢાયક સ્વ રોષ દાખવે છે. આ રોષ તે ક્રોધથી રંગાયલી સ્વ-લાગણી ગણાય. ખરું જોતાં સ્વ-લાગણી અને ક્રોધ, ભય વગેરે આવેગોને એટલો નિકટનો સંબંધ છે કે ક્રોધ તથા ભયને સ્વ-લાગણીના ખાસ પ્રકાર પણ ગણી શકાય તે પ્રમાણે ગણીએ, અથવા તેમને ખાસ જુદા ગણીએ તેથી કાંઈ મોટો તફાવત પડી જવાનો નથી. કારણ તેવા ભેદ હમેશ અનિયંત્રિત રહેવાના. માણસ સામાની નજરમાં નિન્દાનું સૂચન જુવે, છતાં લઢાયક વલણ ધારણ કરવાને બદલે, તે સૂચન

સ્વીકારી લે, સામાનો તે અભિપ્રાય માન્ય કરી લે, તો તેણે નમ્રતાની લાગણી દેખાડી ગણાય. આ લાગણીના પણ ઘણા પ્રકાર છે—જેવા કે શરમ, મુઝવણ, અવજ્ઞા, હીણપત, માનભંગ, નરમાશ, લજ્જા, આત્મવિશ્વાસની ખામી, ઝ્હીલા પડી જવું, પસ્તાવો—વગેરે વગેરે.

નમ્રતાના પણ બે પ્રકાર છે-એક ઉચ્ચ પ્રકારના ચારિત્રમા, અને વખાણવા લાયકની અને બીજી હલકા પ્રકારની—એક પ્રકારની નમ્રતા મિથ્યાભિમાન સાથે જોવામા આવે છે, તે અસ્થિરતા, અને પોતાના વિશેના સામાના મતને હદપાર નમી પડવાની વૃત્તિ દેખાડે છે. માણસને પોતાને મન જે ખરેખરા ચઢીઆતો છે, તેની જ તરફ તે નમ્રતા દાખવે, એવુ આપણે ઈચ્છીએ છીએ. નમ્રતામા સ્વમાનનો ધ્વનિ હોવો જ જોઈએ માણસ પોતાના ગુરુની કાલ્પનિક હાજરીમા વિરોધી વલણ છોડી દઈ, કુંભારના હાથમા માટી જુદા જુદા આકારની બને છે, તેમ બનવા ખુશી હોય છે કારણ તેના ગુરૂમા પોતાના કરતા પણ પોતાપણુ વધારે છે, એમ તે જાણે છે. આ જાતની નમ્રતા સાથે પૂજ્યભાવ હમેશ સંકલિત હોય છે, કારણ કે ઉચ્ચ અથવા આદર્શ 'સ્વ' વડે વર્તમાન અને સામાન્ય 'સ્વ' નમ્રતામા ડૂબી જાય છે કોઈ વાર માણસ સામાન્ય ધોરણે પોતાનુ મૂલ્ય જાણતો હોવા છતા, અતિશય ઉચુ આદર્શ બાધવાને લીધે, હરહમેશ પોતાની જાતને, પોતાની તેમ જ પારકાની નજરે નાલાયક ગણ્યા કરે છે પણ હદપારની નમ્રતા, પોતાનાથી ભિન્ન અભિપ્રાય આગળ નમી પડવાની ટેવ, તે તો ફક્ત કાયરતા અને ગુલામી જ કહેવાય

આધ્યાત્મિક પુસ્તકોમા હમેશ, નમ્રતા, પસ્તાવો વગેરેની પ્રશસા કરવામા આવે છે, પણ આ જાતની નમ્રતા સ્વમાન સાથે બધ બેસતી આવે છે. કારણ આ નમ્રતા ઈશ્વર પ્રત્યેની છે, અને ઈશ્વર એટલે શુ? આપણા પોતાના મનમા ઘડાયલી આદર્શમય વ્યક્તિ. આદર્શમય પરન્તુ અતિ અંગત સ્વ ના ઉત્કર્ષનો બોધ

આધ્યાત્મિક પુસ્તકોમાં દરેકે હોય છે. આ ઉત્કર્ષ સંસારના સુખોનો ત્યાગ કરવાથી અને એકાન્તમાં ધ્યાન ધરવાથી પ્રાપ્ત થાય છે.

તંદુરસ્ત તથા સમતોલ માનસવાળા તથા અનુકૂળ વાતાવરણ અને શુદ્ધ વ્યવસાયમાં રોકાયલા લોકો, સ્વમાન અને મહત્વાકાંક્ષા એ બે વચ્ચેનો મધ્ય માર્ગ પસંદ કરે છે. અદેખાઈ, ઉદ્ધતાઈ, પ્રશંસા પાછળ વલખા, અને બીજા સામાન્ય સામાજિક રોગોને વિદારવા માટે, એ લોકોને કાંઈ પણ ખાસ પ્રયત્ન કરવો પડતો નથી. તેની સ્વલાગણી તેને ઉત્તેજીત કરવા પૂરતી, છતાં ત્રાસ આપે તેવી નથી હોતી; તેનું મિત્રમંડળ તેની પ્રશંસા કરે છે, પણ ખુશામત નહિ; આવો માણસ શારિરિક તંદુરસ્તી અને સાધારણ સફળતા વડે, નૈતિક અને ધાર્મિક હથીઆરોના ઉપયોગથી દુરાગ્રહી સ્વને દબાવી દીધા વગર જીવન પસાર કરી શકે છે. આ જમાનામાં તો એવા ઘણાં માણસો છે કે જેમને આધ્યાત્મિક અનુભવ સંબંધી કશી મુઝવણ થતી નથી; તેવા સાહિત્યમાં જેમને જરાયે રસ નથી.

ઉચ્ચ અને તીવ્ર લાગણીવાળા લગભગ બધાજ માણસોને સામાજિક સ્વ, લાગણીના ઉભરાનું અને દુઃખનું મૂળ છે એમ કોઈકવાર તો લાગ્યા વગર રહેતુંજ નથી. માણસમાં કાંઈ પણ માણસાઈ હોય, કાંઈ પણ ભલીવાર હોય, વ્યક્તિત્વ હોય, તો લાગણી ઉભરાઈ જાય એવો અહંભાવ હોય છે જ—તેનો ઉત્કર્ષ સાધવો, તેજ તેના જીવનનું ધ્યેય હોય છે. પણ આ 'સ્વ' આપણા સવ પ્રયત્નોનું મૂળ છે, તે વાતને લીધે જ તે આપણાં માનસિક અન્તરાયનું પણ કેન્દ્રસ્થાન છે.

માણસ પોતાના ઘરમાં બગીચો હોય, તો તેનાં ફુલઝાડ તથા ઘાસમાં આનન્દ લઈ શકે, તે કરતાં પરગામમાં કોઈ બગીચો જુએ તો તે વધારે આનન્દિત બને છે, કારણ તેથી પોતાના બગીચામાં શું સુધારા વધારા કરવા વગેરેનો તેને ખ્યાલ આવે છે. તેજ પ્રમાણે આપણા સ્વનો કોઈ પણ ભાગ, આરામ લેવા કરતાં વ્યવસાયનું

સ્નુયન વધારે પસંદ કરે છે. વળી અમુક વખત સુધી, અમુક હદમાં, સ્વ લાગણી સુખકર લાગે છે, પરન્તુ તે વધારે પડતી થતાં જ અકારી થઈ પડે છે. આપણે આપણી જાતથી કંટાળી જઈએ છીએ, તેનું એક કારણ એ છે કે અમુક પ્રકારની ઊર્મિઓ આનન્દથી અનુભવવાની આપણી શક્તિ ખૂટી ગઈ છે.

આપણે જોયું કે જે 'સ્વ' વધારે આગ્રહી છે તે ઘણુંખરું બીજાના મનનું પ્રતિબિમ્બ હોય છે. આપણે આનન્દથી, આત્મવિશ્વાસથી જીવન વીતાવતાં હોઈએ, દુનીઆને ગોળ કરવામાં મદદ કરીએ છીએ, એમ જાણતાં હોઈએ, ત્યાં એકાએક કોઈ નિષ્ઠુર પળે આપણને ભાન થાય કે આપણે ધારતાં હતાં તેટલું આપણું મહત્વ નથી—તો? એકદમ આપણને ભયંકર રીતે ખ્યાલ આવી જાય છે કે જગત લાગણીહીન અને પરાયું છે. અને આપણો ચોતરને મારેનો ઉચ્ચ અભિપ્રાય, આત્મવિશ્વાસ અને આશા બીજાના અભિપ્રાયને અવલંબીને રહેલાં હોઈ, એક આંચકામહિત તૂટી પડે છે. આપણી બુદ્ધિ આપણને સમજાવવાનો પ્રયત્ન કરે છે કે આપણી લાયકાત પહેલાં કરતાં કોઈ રીતે ઓછી થઈ નથી, પરન્તુ ભય અને શંકા આ વાત આપણને માનવા દેશે નહિ. પોચું મન, અભિપ્રાયની અસ્થિરતાને લીધે જરૂર દુઃખી થશે. સામાજિક પ્રાણી હોઈ આપણે આપણાં પ્રતિબિમ્બ ઉપર નજર રાખી જીવીએ છીએ. પણ જે પાણીમાં તે પ્રતિબિમ્બ પડે છે, તે પાણી શાન્ત ન હોવાને લીધે, આપણને ખાત્રી પડતી નથી. કેટલેક ઠેકાણે વ્હેમી લોકો એવું માને છે કે દુસ્મનનું પુતળું બનાવી તેમાં ટાંકણીઓ ભોંકીએ તો દુશ્મનને વેદના થશે, અને જો પુતળું ઓગાળી નાંખવામાં આવે તો દુશ્મન પણ મરી જશે. અંગત 'સ્વ' અને તેના સામાજિક પ્રતિબિમ્બમાં આ વ્હેમનો આવિર્ભાવ થાય છે. તે બન્ને ભિન્ન જણાય છે, પણ ગૂઢ રીતે જોડાયલા છે, અને એકને કાંઈ કરવામાં આવે તો તે બીજાને કર્યા બરાબર છે.

'ઉત્સાહી અને સારા સ્વભાવવાળો માણસ જો અભિમાની કે

મિથ્યાભિમાની ન હોય, અને માનહાનિ, અદેખાઈ વગેરેથી પીડાયા વગર જીવી શકતો હોય, તો તેનો અર્થ એ કે તે સંયમ અને સ્વલાગણી ઉપર કાબુ રાખતાં શીખ્યો છે.

સામાન્ય અને સ્થૂળ વૃત્તિનાં માણસોને આવા લાગણીના ઉભરાઓ, મનપસંદ અને ફાયદાકારક છે. સ્પર્ધા, મહત્વાકાંક્ષા, ગૌરવ અને અભિમાન અને માફકસરનું મિથ્યાભિમાન પણ આપણી ઉચ્ચ પ્રકારની કલ્પનાના વિભાગો છે; તેને લીધે આપણે ઇન્દ્રિયાદિકનાં સુખમાંથી જાગૃત થઈએ છીએ. લાગણીના આ ઉભરાઓ ખરાબ છે, એમ ગણાય છે, તે ભાવનાનું મૂળ, અમુક લોકોને તેવો અનુભવ થએલો, તેમાંથી ઉત્પન્ન થએલું હશે. આવા લોકોને સ્વનો વિચાર માત્ર દુઃખદ લાગે છે, પણ તેથી એ લોકોમાં 'સ્વ' લાગણી નથી, એમ તો નહિ જ; તેથી ઉલટું, એ લોકો બહુ નાજુક લાગણીવાળા હોય છે. આવા લોકો આત્મ ભોગને મોટો આદર્શ માને છે.

સામાજિક સ્વનું બે રીતે રક્ષણ થઈ શકે. એક તો તે સ્વને ઉશ્કેરતાં અને ત્રાસ આપતાં સૂચનો તરફ વિમુખ થઈને; અને બીજું, તે સૂચનોને પોતાના તાબા નીચે લાવીને, તેમને સામ્ય બનાવી દઈને. ઘણાંખરા ધર્મ શિક્ષકો આ બન્ને પ્રકારનું સંમિશ્રણ સૂચવે છે. શાન્તિમય જીવન ગાળવા ઇચ્છતા ઘણા લોકોએ પોતાની જાતને નિર્જન સ્થળમાં લઈ જવાનો માર્ગ ખોળ્યો છે. જે લાગણીના ઉભરાને સંયમિત કરવાના છે, તે મૂળે તો બીજા લોકોના સંસર્ગ વડે જાગ્રત થએલી કલ્પનામાંથી ઉપજેલા હોઈ, સમભાવી હોય છે. માનવસમૂહથી દૂર વનમાં, એકાન્ત મઠમાં વગેરે સ્થળે ચાલ્યા જવું, એટલે મહત્વાકાંક્ષાને પ્રેરતાં તીક્ષ્ણ સૂચનોથી દૂર ભાગવું. તે જ પ્રમાણે પોતાના ઓળખીતાંઓથી દૂર ચાલ્યા જવાનો પણ તેજ અર્થ છે. પોતાના કાર્યક્ષેત્રના વાતાવરણથી દૂર ચાલ્યા જવું, એટલે એક રીતે પોતાની જાતથી જ દૂર ચાલ્યા જવું. મુસાફરી અને સ્થળફેરનો આ એક મુખ્ય ફાયદો છે.

જ્યારે માણસ જગતના વ્યવસાયથી થાકી જાય છે, કંટાળી જાય છે, ત્રાસી જાય છે, જ્યારે તેને એમ થઈ આવે છે કે દૂર ચાલ્યા ગયા સિવાય શાન્તિ નહિ મળે, ત્યારે તે નિવૃત્ત થવાની ઇચ્છા રાખે છે. માનહાનિ, ક્રોધ, ઈર્ષા, નાસેશીની બ્હીક, નિષ્ફળતા અને કેટલીકવાર તો આશા અને હર્ષ પણ માણસને થકવી નાંખે છે; અને આ સર્વના અતિશય અનુભવ પછી જીવનની ગડમથલથી નિવૃત્ત થઈ જવું સુખદાયી અને ઇષ્ટ લાગે છે.

મહત્વાકાંક્ષાઓને ટુંકી કાપી નાંખી, કેટલાક લોકો માનસિક રીતે ફારગ થઈ જાય છે. સતત અને નિષ્કપટ રીતે જેનાથી નમ્ર રહી શકાતું હોય, તેનું જીવન કેવું સલામત અને શાન્તિમય બને! અભિમાન અને માનભંગ પછીની પસ્તાવાની તથા આત્મભોગની લાગણી જેવી મીઠી લાગણી બીજી કોઈ નહિ હોય. આ પણ મનના ધાર્મિક શિસ્તનો એક રૂઢ વિભાગ છે. લડાયક સામાજિક સ્વને સમૂળગો કાપી જ નાંખવો, સાધારણ મહત્વાકાંક્ષાના સર્વ પદાર્થોનો ત્યાગ કરવો, બીજાના મનમાં નીચી કક્ષાની જગાની અપેક્ષા રાખવી, આમ થઈ શકે તો શાન્તિ મળી શકે, કારણ તે પછી તમારે કશું ખોવાનું રહેશે નહિ, કશું બ્હીવાનું રહેશે નહિ. જગતની ગડમથલ તથા અનિશ્ચિતતામાંથી કાલ્પનિક રીતે છુટી જઈ સુખ મેળવવા માટે જીવનમાંથી સન્યાસ લેવાની રીતથી કોઈ લોકો અજાણ્યા નથી. બીજાના સારા અભિપ્રાય માટે બહુ આતુર રહેનારા અને અભિપ્રાયમાંથી બહુ આનન્દ ભોગવનારા ઘણા લોકો, એ આનન્દ ભોગવતાં ડરે છે, કારણ તેઓ અનુભવથી જાણે છે કે તેમ થાય તો તેઓ બીજા લોકોની સત્તા તળે આવી જાય છે, અને પોતાનામાં નિર્બળતા અને અસ્વસ્થતા પ્રવેશે છે. તમારા માટેનો સામા માણસનો સારો અભિપ્રાય માન્ય કરીને, અને તેમાં આનન્દ માણીને તમે તમારી જાતને અને તમારા મનની શાન્તિને એક રીતે જોતાં એ માણસના હાથમાં સોંપી દો છો; અને એ માણસના વલણ વિષે તમને કદી ખાત્રી તો ન જ

કોઈ શકે. આથી તમને નવા પ્રકારની શંકા અને ભયનુ મૂળ જડે છે. અનુભવથી સમજાશે કે આવા પ્રકારનો સંબંધ માત્ર નિષ્કપટી, સ્થિર અને ન્યાયી માણસો સાથે બાધવામા જ ફાયદો છે. પોતાના વતનમા જે વખાણવા લાયક નથી, તેવા વખાણની અપેક્ષા ન રાખવી. સમાજમાથી શારીરિક કે માનસિક રીતે નિવૃત્ત થઈ જવા સંબંધમા એક માર્ગ વાંચો એ ગણી શકાય કે એવા કાર્યનો અર્થ એ થયો કે સામાજિક ઘટનામા ભાગ લવામા તે માણસ પાછો પડે છે, જીવનને પાછુ ધકેલે છે, તેના મનમા એમ ખ્યાલ આવે છે કે જીવવા કરતા મરવુ વધારે સારુ છે. આ શિક્ષણ પ્રમાણે તો મરી જઈને સ્વર્ગમા જવામા જ માણસનુ સૌથી મોટુ શ્રેય ગણાય, પણ જો તે શક્ય ન હોય તો માણસે પોતાની અંગત મહત્વાકાક્ષાઓને મરી જવા દેવી, અને નમ્ર તથા એકાન્ત જીવન ગાળી આવતા ભવની તૈયારીઓ કરવી. જ્યા જ્યા આ સિદ્ધાન્ત બહુ બહોળા પ્રમાણમા સ્વીકારાયેલો હોય છે, ત્યાં ત્યા ઉચ્ચમા ઉચ્ચ પ્રકારના લોકો ઘણીવાર કુટુબ, સ્નેહ, ફરજ વગેરેનો ત્યાગ કરી ગુફામા, ડુગરમાં, વનમાં કે એકાન્ત મઠમાં ચાલ્યા જાય છે. આનુ પરિણામ ચોક્કસ ખરાબ આવે છે. History of European Morals મા **મી. લેકી** કહે છે કે પ્રોટેસ્ટંટ ધર્મે આવી એકાન્તવાસની પદ્ધતિનો તદ્દન નાશ કર્યો છે, તેથી સ્ત્રીઓને અથવા જગતને કેટલેક દરજ્જે નુકસાન થયુ છે, કારણ તેવી સસ્થાઓ અરક્ષિત સ્ત્રીઓને આશ્રય આપતી અને આગળ જતા તેમાની કેટલીક સ્ત્રીઓ ધર્માદાના કામમા ઉપયોગી મદદગાર થઈ પડતી.

દરેક કાળમાં અમુક થોડો એવાજ હોય છે. (તેમા ઘણાં બુદ્ધિશાળી માણસોનો પણ સમાવેશ થાય છે) કે જેમને સામાન્ય જીવનમા એટલી વધારે પડતી ઉશ્કેરણી લાગે છે કે જગતની સેવા કરવા માટે તેમને એકાન્તવાસ વગર ચાલતુજ નથી. તેથી એમ કહી શકાય કે સન્યાસ અને એકાન્તવાસ તે ઘણીવાર વધારે પડતા

વખોડી કાઢવામાં આવે છે. ખરૂં જોતાં જુદી જુદી જાતના લોકો અને સંજોગો ધ્યાનમાં લઈ ઉપલી બાબતનો વિચાર કરવો જોઇએ.

યાદ રાખવું જોઇએ કે જેને વિષે આપણને ખાસ કરીને માલીકીની ભાવના થાય તે સ્વ કહેવાય. જેની નિન્દા સાંભળી આપણને ક્રોધ ઉપજે, તે સ્વ; પછી ભલેને તે મારો કોટ હોય, મારૂં મોટું હોય, મારો ભાઈ હોય, મારી ચોપડી હોય, મેં માન્ય કરેલો વિજ્ઞાનનો સિદ્ધાન્ત હોય, મેં ઉપાડી લીધેલું પરોપકારનું કામ હોય, મેં માન્ય કરેલો ધર્મનો પન્થ હોય, અથવા મારો દેશ હોય. મુખ્ય વાત આજ છે કે મારા વિચાર સાથે મારૂં એટલી હદ સુધી એકીકરણ થયું છે કે તેને સ્પર્શ થતાં મને સ્પર્શ થાય.

ખગોળશાસ્ત્રીના અંગત દેખાવને તમે વખોડી કાઢો, તેનાં સગાં સંબંધીની નિન્દા કરો, અથવા પૈસા સંબંધીની એની પ્રમાણિકતા વિષે શંકા આણો તો એને કદાચ કશી અસર નહિ થાય. પણ મંગળના ગ્રહમાં કૃત્રિમ નહેરો છે તે વિશે તમે શંકા આણો તો તેને એકદમ ખોટું લાગી જશે. કવિ તથા કળાકારોને પોતાની કૃતિની નિન્દાથી પણ એવું જ લાગી જાય છે.

સ્વતંત્ર થવું એટલે શું? 'સ્વ' ને ભૂલી વધારે વિશાળ જીવન જીવવું, તેનું નામ સ્વતંત્રતા; ઉતરતા પ્રકારના આવેગોના ઉભરામાંથી સ્વતંત્ર બનવું, તેનું નામ સાચી સ્વતંત્રતા. આ સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે સૌથી મુખ્ય વાત તો એ છે કે ઇન્દ્રિયાદિકની જરૂરીઆતોને, અને દુનીઆદારીની મહત્વાકાંક્ષાઓને કાબુમાં રાખવી જોઇએ. આત્મ ઉત્કર્ષની લાગણી જો કે દુરાગ્રહી છતાં આકારક છે; બળવાન માનસમાંથી તે કદી અદૃશ્ય થતી નથી, પરન્તુ તેની સ્વની ભાવના વધારે વિસ્તૃત થવાથી તે લાગણી નૈતિક દૃષ્ટિએ વધારે ઉચ્ચ બને છે.

જ્યારે જ્યારે માણસ પોતાના સામાજિક વાતાવરણથી વિમુખ બને છે, ત્યારે તે બાબત, એની સ્વ-લાગણીમાં કોઈ પ્રકારે જણાઈ

આવે છે. તેથી જ્યારે યુરોપમાં અનન્ત લડાઇઓને લીધે અવ્યવસ્થા ફેલાઈ, ત્યારે ઉચ્ચ આત્માઓને પોતાની મહત્ત્વાકાંક્ષાઓ સિદ્ધ કરવાનો માર્ગ ન જણાયાથી ધાર્મિક જીવનના એકાન્તનો આશ્રય તેમણે ખોળ્યો; અને ત્યાં રહી તેમણે આવતા જન્મમાં મળનારી કીર્તિ તથા સુખનાં સ્વપ્નાં ઘડવા માંડ્યાં. સંન્યાસની સસ્થા બહુ લોકપ્રિય અને ઘણા જૂના સમયથી ચાલતી આવેલી છે, તે ઉપરથી જણાય છે કે માનવ સ્વભાવની કોઈ ગૂઢ જરૂરીઆત તે પૂરી પાડતી હશે. એ લોકોને સફળતા મેળવવાની ઝંખના હતી, અને તેથી સફળતા પ્રાપ્ત થાય એવાં આદર્શ ધોરણો તેમણે ઉત્પન્ન કર્યાં —જેવી રીતે નબળા શરીરવાળો, પણ બુદ્ધિમાં ચાલાક, એવો ખેડુતનો છોકરો, બુદ્ધિગમ્ય સફળતા માટે વકીલાતનું શિક્ષણ લે છે. સન્યસ્તાશ્રમ તરફ જોવાનું ઘણાં દૃષ્ટિ બદુઓમાંનું આ એક દૃષ્ટિબિન્દુ છે. અણગમતા બાહ્ય સંજોગો છત માનવ સ્વભાવ, પોતાની જાતને કેવી રીતે સંપાદન કરે છે, તેનો આ બહુ અદ્ભુત દાખલો છે.

અત્યારના જમાનામાં એવી રીતે—શારીરક કે માનસિક રીતે—આપણે ઓછા પ્રમાણમા દુનીઆથી દૂર ભાગીએ છીએ, કારણ માણસને પોતાની મહત્વાકાંક્ષા સિદ્ધ કરવાની ઘણી વધારે તકો હાલના જમાનામાં મળી રહે છે. છતાં આજે પણ જે દેશોમાં પરિસ્થિતિ અશાન્ત કે અરાજક છે, ત્યાં ઘણાં લોકોને આત્મવિકાસની જોઈતી તક મળતી નથી, તેમનો જીવનરસ કડવો બની જાય છે, અને તેથી ઉત્પન્ન થતો તેમનો રોષ સમાજની સ્થિરતા અને વ્યવસ્થામાં ખલેલ પહોંચાડે છે. દરેક માણસને પોતાનું "હું" નો હોવું જોઈએ—પેટ ભરવાને મૂઠી અનાજ કરતાં પણ તે વધારે જરૂરી છે, અને ચાલતી સંસ્થાઓમાં જો તેને માટે તક ન મળી રહે તો તે માણસ મુસ્કેલીઓ ઉભી કરશે. જો માણસ પોતાના પડોશીઓના અભિપ્રાયની અવગણના કરે, તો તેમાં એક ભય રહેલો છેઃ તેમ કરવા જતાં પોતાની જાત વિષે તેના મનમાં અતિશયોક્તિભરેલો

અભિપ્રાય બંધાશે. સ્વતંત્રતા અને બીજા લોકોની નિન્દા કે ગેર-સમજુતીમાંથી સલામની મેળવવા જતાં તે માણસ સામાના ન્યાય માટે રાખવું જોઈતું માન પણ રાખતો નથી. બીજાના અભિપ્રાય માટે બેદરકાર રહેવાથી માણસમાં સુધારાને અવકાશ નથી રહેતો, અને તેની સ્વલાગણી સ્વચ્છન્દે ચઢી જવા સંભવ રહે છે.

સ્વલાગણી અને માનસિક અવ્યવસ્થા અને અસામાન્ય વ્યક્તિત્વના સંબંધમાં પણ ઉપલું સત્ય લાગુ પાડી શકાય. ઘણા ગાંડા માણસોને પોતે બહુ મહાન પુરુષો છે એવી ભ્રમણા હોય છે. સાધારણ સીમા અને કાબુમાંથી છટકેલી સ્વલાગણીના આ સચોટ પુરાવા છે. સુઘટિત નિયમો અને સહાનુભૂતિ વડે જે પ્રેરણાબુદ્ધિ ન્યાયી, અને સમતોલ મહત્વાકાંક્ષાઓ જન્માડે છે, તે જ તેવા નિયમોની ગેરહાજરીમાં બહુ બેડોળ આકૃતિમાં ફેરવાઈ જાય છે.

કોઈ પણ પ્રકારની અંગત ખોડ અથવા વિશેષતાને લીધે સ્વલાગણી અસાધારણ વક્તવ્ય બતાવે છે. માણસમાં કાંઈ દેખીતી ખોડ હોય અથવા વિશિષ્ટતા હોય તો બીજા લોકો સાથે તે સરળતાથી વાતચીત કરી શકતો નથી, કારણ કે લોકોનું ધ્યાન તેની એ ખોડ અથવા વિશિષ્ટતા તરફ ગયા વગર રહેતું નથી, અને આની અસર પેલા માણસ ઉપર અચૂકપણે થાય છે. આથી કુદરતી રીતે એનામાં અભિમાન અથવા બ્હીકણપણું આવી જાય છે; આ વલણો સુધારવા માટે સહાનુભૂતિની જરૂર છે, તે ન મળે તો તે વલણોની વૃદ્ધિ થવાનો સંભવ રહે છે. જે માણસ તરફ બધા લોકો બેદરકાર રહે છે, કોઈ સહાનુભૂતિ દર્શાવતું નથી, તેવા માણસને ઘણીવાર ચિત્તભ્રમ થઈ જાય છે; તે માણસને શરૂઆતમાં લાગે છે કે તેને બધાં અલગ રાખે છે, તેથી તે લાગણીહીન અને શંકાશીલ થતો જાય છે. એની આ વિચિત્રતા બધાં વર્તી કાઢે છે, અને પછી તે જ વિચિત્રતાનું પ્રતિબિમ્બ તે માણસ બીજા લોકોના મનમાં પડેલું જોઈ શકે છે. આ જ સત્ય કોંગણા માણસો, શારીરિક ખોડવાળા—જેવા કે

આંધળા, ઠૂંઠા, લંગડા, કાણા અને બ્હેરા માણસો, તેમજ વૃદ્ધત્વથી અશક્ત બનેલા લોકોને લાગુ પડે છે. શક્તિઓના ક્ષયનુ મુખ્ય દુઃખ અને તેને પરિણામે ઉપજેલા ચીડીઆપણાનુ મુખ્ય કારણ એકાન્તવાસ (માનસિક અથવા શારીરિક—ગમે તે પ્રકારનો) અને લોકપ્રશંસાની ખામી એ છે.

સામાજિક અસંતાપનુ મૂળ કારણ ઘણુંખરુ તો અનારોગ્ય સ્વમાં રહેલુ હોય છે. અમુક માણસો અમુક પ્રકારની જીન્દગી વડે માનવ સ્વભાવની ઉંડી જરૂરીઆતો પૂરી પાડી શકતા નથી, ત્યારે પોતાની આન્તર મુશ્કેલીઓ, કોઈ પણ પ્રકારના બાહ્ય વર્તન વડે દેખાડે છે. ખરી વાત છે કે ‘સ્વ’ મા સંજોગોને અનુકૂળ થવાની ઘણી શક્તિ રહેલી છે; હાડમારીથી તેને ઘણુંખરુ હરકત આવતી નથી; ખરુ જોતાં તેને શ્રમ આપે એવા વ્યવસાયની જરૂર છે. પણ તે ઉપરાંત બીજી પણ એટલી જ ઉપયોગી જરૂરીઆતો છે. આ બીજી જરૂરીઆતોને જીવનની પરિસ્થિતિ સંતોષ આપી શકતી નથી. વ્યક્તિગત વિશેષતાઓ દૂર રાખીએ તો આપણી સર્વેની વધારાની જરૂરીઆતો નીચેની ત્રણ વાતોમાં સમાઈ જાય છેઃ

૧ આત્મ પ્રગટીકરણ
૨ યોગ્ય પ્રસંશા
૩ વાજબી સહીસલામતી

જ્યાંસુધી માણસને પોતાનુ વ્યક્તિત્વ ખીલવવાની તક ન મળે, મહત્વાકાંક્ષાઓને ઘડવાની, તેની પાછળ મથવાની અને તે સંતોષવાની તક ન મળે, ત્યાંસુધી કોઈપણ માણસ સંતોષી ન બની શકે; ન જ બનવું જોઈએ. આને માટે માણસને મૈત્રી અને બીજા લોકો તરફથી યોગ્ય પ્રશંસા મળવાની જરૂર રહે છે, કેમકે તેને લીધે તેના સ્વને સામાજિક સંમતિ તથા ટેકો મળી રહે છે. વળી માણસને એમ લાગે કે પોતે બીજા લોકોની મરજીને આધિન રહીને અથવા નસીબને આધારે રહેલો છે, તો તેને જીવનમાં પૂરતો સંતોષ મળતો નથી.

આપણા સામાજિક ક્રમમાં સંખ્યાબંધ સ્ત્રી-પુરુષોને માનવજીવન માટેની આ સૌથી આવશ્યક વસ્તુઓ પણ મળતી નથી, એ વાતની ખાત્રી જેને થઈ નથી, તે પરિસ્થિતિનો સહાનુભૂતિથી અભ્યાસ ન જ કરી શકે.

દાખલા તરીકે મજૂરો: એમના કામમાં એમને જરાએ સલામતી જણાતી નથી, કારણ તેઓ ભાડુતી નોકરો હોય છે, અને તેમના માલીકની મરજીમાં આવે, ત્યારે તેમને નોકરીમાંથી કાઢી મૂકવામાં આવે છે—અથવા તો તેમની લાયકાત છતાં બીજાં અસંબદ્ધ કારણો-સર તેમને નોકરી ગુમાવવી પડે છે. ઘણુંખરું એમનું કામ એવા પ્રકારનું હોય છે કે તેમાં ઇચ્છાશક્તિનો ઉપયોગ અને ચતુરાઈના વિકાસને સ્થાન હોતુ નથી, આથી કરીને એ લોકો પોતાના સ્વને ઉત્વન્ત અને રસમગ્ન રાખી શકતા નથી; અને મજૂરની સ્વ-લાગણીને સંતોષવા માટે, તેના કામમાંથી કાંઈ ન મળી રહે, તેના માલીકની પ્રશંસા પણ જગાએ ન મળે, તો વિરોધ અને વારંવાર બંડ જગાડવું, એ જ મજૂરના સ્વમાનને સાચવવાનો રસ્તો રહે. હડતાળ આટલી લોકપ્રિય થાય છે, તેનું કારણ એ છે કે તેના વડે માણસના દબાઈ ગએલા વ્યક્તિત્વને સત્તાની ભાવના પ્રાપ્ત થાય છે. તે વખતે માનવ યંત્ર, મનુષ્ય બને છે; પોતાના પગ ઉપર ઉભો રહી તે બોલી શકે છે, અથવા માર મારી શકે છે.

ગામડાંમાંથી આવી શહેરમાં વસેલો માણસ માત્ર મજૂરીના સાધનરૂપ ગણાય છે. તે મનુષ્ય છે, એ વાત ઉપર નહિ જેવું જ ધ્યાન અપાય છે; એને પણ આપણી માફક સ્વ છે, તે ભૂલી જવાય છે. ( અન્ત્યજોની પરિસ્થિતિ પણ આ જ પ્રકારની છે. ભા. ક. ) જે પ્રજા સમાનતા અને સમભાવની વાતો કરે છે, તેવી પ્રજાની વચમાં રહેતી, છતાં સર્વ દિશામાંથી તરછોડાતી એક જાતિ અથવા કોમને આવા તોછડા વર્તનથી કેવું લાગતું હશે? ગુન્હેગારો તરફ પણ આપણે એવો વર્તાવ રાખીએ છીએ કે જેથી તેમનું સ્વમાન અથવા

આત્મગૌરવ સમૂળગું નાશ પામી જાય છે, અને તેથી તે વધારે દઢ ગુન્હેગાર બને છે; પછી તેને એમ જ લાગે છે કે સત્તાશીલોની સામે થવામાંજ સ્વમાન રહેલું છે. નિશાળમાં તેમજ ઘરમાં બાળકો તરફના વર્તનમાં પણ આજ પ્રશ્ન રહેલો છે. સહાનુભૂતિદર્શક કલ્પના અને સત્ય વસ્તુના અભ્યાસ વડેજ આપણે સાચું દષ્ટિબિન્દુ પ્રાપ્ત કરી શકીએ.

## પ્રકરણ ૮ મું

### વેર ભાવ

વેરભાવ માટે મેં આખું પ્રકરણ લખ્યું છે, તેનું કારણ માત્ર તે માનવ સ્વભાવનું એક મહત્વનું અંગ છે, એટલું જ નહિ, પરન્તુ પ્રેરણાબુદ્ધિના સામાજિક જીવનમાં આવેગના વિકાસના એક ખાસ લક્ષણ તરીકે હું તેને વાપરવા માગું છું. પરિવર્તનવાદ (Transformation) નો અહિં દર્શાવેલો ક્રમ, ભય, પ્રેમ, દુઃખ અને બીજી ઉર્મિઓની માફક જ ચાલ્યો જાય છે.

બીજા આવેગોની માફક ભય, નાદી પ્રેરણાબુદ્ધિના પાશવ વલણ તરીકે જન્મથી હયાત હોય છે, અને કલ્પનાના વિકાસ સાથે સાથે તેમાં ફેરફાર અને ખીલવટ થતાં જાય છે. બે માસનાં બાળકો વિષે લખતાં પેરેઝ કહે છે કે "પોતાને ન ગમતી ચીજોને બાળક લાતો મારે છે; અને ગુસ્સાનો ખરેખરો ઉભરો પણ તેમને થઈ આવે છે, તેવે વખતે તેમનો ચહેરો લાલ થઈ જાય છે, અને શરીર આખું ધ્રુજે છે, અને કોઈવાર તેઓ આંસુ પણ પાડે છે." દૂધ ન મળતાં, ન્હવડાવવામાં આવે ત્યારે, કપડાં કાઢવામાં આવે ત્યારે, અથવા તેમનાં રમકડાં લઈ લેવામાં આવે ત્યારે તે બાળકો ક્રોધ દેખાડે છે. પેરેઝ કહે છે કે, "એક વર્ષની ઉમ્મરે બાળકો ગુસ્સે થાય ત્યારે, માણસોને, જનાવરોને, અથવા જડવસ્તુને મારે છે."

આના જેવી જાતની ઘટનાઓનું મેં નિરીક્ષણ કરેલું છે, અને જે કોઈ છોકરાંઓ વિષે કાંઈ પણ જાણે છે તેમણે તેવું નિરીક્ષણ કર્યું જ હશે. મોટી ઉમ્મરનાં માણસોની લાગણી જુદી હોય છે, પણ તે ઉર્મિના તત્ત્વમાં નહિ, પણ સંયોજનોને લીધે અને વિચારોની ગુંચવણભરી પદ્ધતિને લીધે.

આ સાદો, જનાવર જેવો ક્રોધ, જે જરાક પણ અણગમતા બનાવથી ભભૂકી ઉઠે છે, તે મોટપણમાં પણ અદૃશ્ય થતો નથી. ઘણાંખરાં માણસોનું જ્યારે માથું બારણા સાથે ભટકાય છે કે બીજી કોઈ ચીજ વાગી જાય છે, ત્યારે બારણું કે બીજી ચીજ (જેનાથી વાગ્યું હોય તે) તરફ તેને એકદમ ગુસ્સો ચઢી આવે છે. વેરભાવનાં બીજાં સ્વરૂપોમાં પણ આ જ પ્રકારની બુદ્ધિહીનતા ઘણીવાર જણાય છે. ઘણાખરા લોકોને, તેમાં ખાસ કરીને બહુ તીવ્ર લાગણીવાળા અને જેના મન ઉપર જલ્દીથી છાપ પડી જાય છે, એવાઓને અમુક સ્થળ સામે, જનાવરો સામે, માણસો અને શબ્દો સામે દુશ્મનાવટ હોય છે. કોઈ લોકો ધારે છે કે ભિન્ન જાતની પ્રજા તરફની મનુષ્યોની પાશવ કે પ્રેરણાબુદ્ધિ વડેની દુશ્મનાવટ કુદરતી છે. અને એક જ જાતની પ્રજામાં પણ અમુક માણસો એવા હોવાના જ કે જેમના તરફ બીજા માણસોને કાંઈ પણ કારણ વગર જનાવર જેવો તિરસ્કાર આવવાનો.

જેના ઉપર વેરભાવ ઉપજે તે વસ્તુ માત્ર માનસિક કે નૈતિક લક્ષણરૂપ હોય તો પણ આપણને બાહ્ય રીતિએ તે લાગી આવે છે, એટલે કે આપણે તેને વર્તન તરીકે જોઈ શકીએ છીએ, પણ તેને વિચાર કે મનોભાવ તરીકે સમજી શકતાં નથી. તે પ્રમાણે દ્વૈધીભાવ (duplicity) નો હેતુ આપણે સમજીએ કે ન સમજીએ તો પણ આપણને તે તરફ ધિક્કાર છૂટે છે. અને તે દ્વૈધીભાવમાં એક પ્રકારનું સરકી જાય એવું લીસાપણું, અને સહીસલામતીની ખામી, એ બંને એટલાં સુસ્પષ્ટ છે, કે આપણને કુદરતી રીતે જ કોઈ

હાથમાંથી છટકી જતું જનાવર સાંભરી આવે છે. તે જ પ્રમાણે અનિશ્ચિતપણું, ખુશામત, હદપારની આત્મનિન્દા અને બીજાં ઘણાં લક્ષણો આપણે કાંઈક શારીરિક રીતે અકારાં થઈ પડે છે, તેને આપણે માનસિક પરિસ્થિતિ તરીકે કલ્પી શકતાં નથી.

પણ સામાજિક, કલ્પનાશીલ માણસ, જેના મુખ્ય આનન્દનું મુખ્ય સ્થાન સંવ્યવહારિક વિચાર અને મનોભાવોના છે, તેના, ક્રોધ અને બીજા આવેગોનું મથક પણ તે સ્થાનમાં બદલાય છે. વેરભાવ આદ્ય ઉત્તેજનો વડે ઉશ્કેરાતો સાદો આવેગ મરી જાય છે, અને અસંખ્ય વિરોધભાવી મનોભાવોમાં, અને ઉચ્ચ પ્રકારના કલ્પનાશીલ વિચારોમાં સંયોજાય છે. એટલે કે આપણે સહાનુભૂતિ વડે, અથવા અંગત કલ્પના વડે બીજાનાં મનની સ્થિતિમાં ઉતરીએ છીએ, અથવા એમ કરીએ છીએ, એવું માનીએ છીએ; અને ત્યાં મળી આવતા વિચાર, આપણા માનીતા વિચારો સાથે ઘર્ષણમાં આવે કે તેને નુકસાનકર્તા જણાય, તો આપણને ક્રોધ ચડે છે.

સોરી બ્રાયન્ટના વિરોધભાવનાં ટૂંકા પણ પ્રશંસાપાત્ર પુસ્તકમાં આ બાબત બહુ ભારપૂર્વક દર્શાવવામાં આવી છે. જો કે તેણે દર્શાવેલો વિરોધભાવ અમુક સૂક્ષ્મ પ્રકારનો છે, તો પણ તેમાં એટલું તો સ્પષ્ટ જ છે કે કોઈ પણ પ્રકારના કાલ્પનિક વેરભાવનું એજ પ્રકારનું પૃથક્કરણ થઈ શકે. " 'બ' ને કેવી લાગણી થાય છે, તે જાણવા તરફ 'અ' નું મન ખેંચાય છે. 'અ' ની સમગ્ર માનસરચના સાથે જો આ નવી લાગણી ચોકખી રીતે, અથવા અસ્પષ્ટ રીતે એક થઈ જાય, અથવા તેના અમુક ભાગનું 'અ' ની ઇચ્છા–શક્તિ સાથે એકીકરણ થઈ જાય, તો સ્વનો સુખદ વિકાસ થાય છે. આને સહાનુભૂતિ કહે છે. પણ જો આ ન થયું તો, આ નવી લાગણી, "'અ' ની ઇચ્છાશક્તિથી વિરોધી હોય, તો રચના મુંઝાઈ જાય છે, અને તેમાં ખલેલ પડે છે. પછી પ્રતિક્રિયા શરૂ થાય છે. 'અ'ની સ્થિતિને 'બ'ની વિરોધી ગણી ધકેલી કાઢવામાં આવે છે." સોરી

બ્રાયન્ટ કહે છે કે, "વિરોધી ભાવમાં 'ભયંકર મઝા' ખૂબ રહેલી છે. આપણે સામા માણસ જેવાંજ, સ્વાર્થી, ક્રૂર, મિથ્યાભિમાની, મત્તાશીલ, છેતરપીંડી કરનાર, અને અપ્રમાણિક છીએ, એમજ આપણને લાગે છે. જેની તરફ આપણને વિરોધભાવ થાય છે, તેની તથા આપણી વચ્ચે એક પ્રકારની સદૃશતા (conformity) બધાય છે." આજ સબંધમાં થોરો કહે છે કે, "જે વસ્તુ તમને સખત આંચકો કે આઘાત આપે છે, તેના તરફ તમને કોઈ પ્રકારની સદૃશતા ન હોય તો તમને આંચકો લાગીજ ન શકે." બીજું જાણીતું વાક્ય છે કે, "જે ઘા સહન કરે છે, તે અમુક દરજ્જે ઘા કરનારનો મળતીઓ જ ગણાય."

વેરભાવનું કારણ કલ્પના અથવા સહાનુભૂતિ હોય છે, તે આપણે જોયું. જે આપણાથી તદ્દન જ જુદું છે, તેની તરફ આપણને આવી લાગણી થતી નથી, કારણ કે જે તદ્દન જુદું હોય. તે તદ્દન અકલ્પ્ય હોઈ, તેમાં આપણને કોઈ પણ જાતનો રસ પડતો નથી. બધીજ સામાજીક લાગણીઓ માફક આમાં પણ સામ્ય અને જુદાપણાનુ મિશ્રણ જરૂરી છે.

એ તો ચોક્કસ જ છે કે નિકટનુ સંયોજન ક પરસ્પર એકબીજાનો વધારે પરિચય, એ કાંઈ વેરભાવ અટકાવી શકતા નથી. વધારે અંગત પરિચયથી, સામા માણસ તરફનો આપણો મનોભાવ વધશે કે કેમ તેનો આપણા અને તેના વિચારો તથા લાગણીના સાચા સંબંધ ઉપર આધાર રહેલો છે. ઘણાં માણસો એવા હોય છે કે આપણાથી અમુક હદ સુધી દૂર હોય ત્યાં સુધી આપણને તેમની સાથે માફ ફાવે છે, પણ જો તેની સાથે એક ઘરમાં રહેવાનું થાય તો અતિશય વિરોધભાવ ઉત્પન્ન થઈ જાય છે. ઘણુ કરીને બધાંને એવો અનુભવ તો થયોજ હશે કે અમુક માણસ સાથે સાધારણ ઓળખાણ સારી રીતે નભતું હોય પણ પછી બહુ નિકટનો સંબંધ થતાં તે માણસ તરફ આપણને કાંઈ પણ દ્વેષીના

કારણ વગરજ ધિક્કાર ને ક્રોધની લાગણી થાય. ન્યાયબુદ્ધિ હંમેશ જાગૃત રાખીએ, તો આવા અર્થહીન વિરોધભાવોને આપણે જીતી શકીએ; પરન્તુ આપણી ન્યાયબુદ્ધિને બીજું એટલું બધું કામ હોય છે કે તેના ઉપર વધારે પડતો બોજો લાદવો યોગ્ય ન ગણાય. ન્યાય, કલ્પના અને બુદ્ધિને ખૂબ શ્રમ પડે તેવી, તથા પદ્ધતિસરની કસરતની જરૂર પડે છે, આવી કસરત સતત તો કોઈજ ચાલુ ન રાખી શકે. જે લોકો મહત્વના પ્રસંગોએ ન્યાયબુદ્ધિ બતાવી શકે છે, તે લોકોને અંગત વ્યવહારમાં પોતાના મનના તુક્કાઓ પ્રમાણે વર્તવાની છૂટ હોવી જોઈએ.

તેજ પ્રમાણે સંસ્કાર અને સુરૂચિ વેરભાવ ઓછો કરવામાં મદદરૂપ થતાં નથી; તેઓ વડે સહાનુભૂતિ વધારે સુદૃઢ બને છે, પણ સાથે સાથે વિરોધભાવના પ્રસંગો પણ વધતા જાય છે. મહાન પુરુષોનાં જીવનના અભ્યાસથી જણાય છે કે બહુ બુદ્ધિશાળી માણસોમાં, જો કે આપણે બહુ તીવ્ર સહાનુભૂતિની આશા રાખીએ, પણ તેથી તદ્દન ઉલટી જ પરિસ્થિતિ હયાતિમાં હોય છે. દાખલા તરીકે રૂસોની આત્મકથા જુઓ, તો જણાશે કે જે માણસનો સ્વભાવ આવો સુંદર હતો, જે સામાજીક આદર્શવાદ માટે બહુ ઉત્તેજીત હતો, તેજ માણસ કલ્પનાની અતિ તીવ્રતાને લઈ, દુઃખ અને ભૂલોનો ભોગ થઈ પડતો. જેમ સહાનુભૂતિ વધારે તીવ્ર, તેમ બેદરકારી અને નિષ્ફળતાથી વધારે વેદના થવાની; વળી જુદા જુદા વિચારો ને કાબુમાં રાખી એકંદર ડહાપણભર્યું દૃષ્ટિબિન્દુ રાખવું વધારે અઘરું.

સામાજીક સ્વલાગણી ઉપર કાલ્પનિક વિરોધભાવ રચાયલો છે. આપણી કોઈ પ્રિય વસ્તુ માટે સામો માણસ ખરાબ વિચાર ધરાવે છે, એવું આપણને લાગે, ત્યારે આપણને ગુસ્સો, વેરભાવ, અદેખાઇ, ક્રોધ વગેરે લાગણીઓ થાય છે. આપણી પ્રિય વસ્તુને નુકસાન તે આપણા સ્વતુંજ નુકસાન છે, એમ આપણને લાગે છે.

ધારો કે કોઈ માણસને એમ લાગે કે એણે મને જુઠું બોલતાં પકડી પાડ્યો છે, એણે ખરેખર મને પકડી પાડ્યો છે કે નહિ, તે બાબત ગૌણ છે, પણ મારામાં જો સ્વમાન હોય તો જ્યાંસુધી મને લાગે કે તેના મનમાં મારે માટે હજી હલકો અભિપ્રાય છે, ત્યાં સુધી હું એના તરફ વિરોધ દર્શાવું જ. જે માણસો આપણાં ચારિત્ર્ય વિષે, આપણાં મિત્રો વિષે, આપણાં બાળકો વિષે, આપણી કારીગીરી વિષે, કે આપણા માનીતા પંથ વિષે નિન્દા કરે, તે માણસો આપણને ગમતા નથી.

ધર્માદા અથવા દયાની સામેનો વિરોધ પણ વિરોધી સહાનુભૂતિનો સારો દાખલો છે. સ્વમાનની લાગણી ધરાવતા કોઈ માણસને ભીખ આપવામાં આવે અને તે વખતે તેને એમ જણાય કે તેનું પુરુષત્વ હલકું પડે છે તો તેને અપમાન લાગે છે. સામાજિક ધોરણ પ્રમાણેનું જે પ્રતિબિમ્બિત 'સ્વ' હોય તેને સ્વમાન કહે છે: અને અસાધારણ સંજોગો સિવાય, સામાજિક ધોરણો મુજબ માણસે દયા અથવા ભીખ ન સ્વીકારવાં જોઈએ; માણસને ભીખની જરૂર હોય કે ન હોય, છતાં તેને તેવી જરૂર છે એમ માની લેવું તે તેને અપમાનકારક લાગે છે—જેવી રીતે, કદરૂપી સ્ત્રીને તેની કુરૂપતા અને કપડાંની બાબતમાં તેની ખરાબ રુચી દર્શાવી, તેને ઘુમટો કાઢી ગખવા, અને કોઈ બીજા પાસે તેનાં કપડાં પસંદ કરાવવા સૂચવવું અપમાનકારક છે.

રોષ તે કાલ્પનિક વિરોધભાવનું વધારે ઉગ્ર સ્વરૂપ છે. રોષ તે અદેખાઈ કે માઠું લગાડવા જેવો માત્ર એક આવેગ જ નથી: તેમાં વધારે હેતુવાદત્વ સમાયલું છે. આપણે ઘણીવાર જોઈએ છીએ કે વિરોધભાવનાં સાદાં સ્વરૂપોને બુદ્ધિગમ્ય કારણો હોતાં નથી; કાયદાની કચેરીમાં તેને ન્યાય ન મળે, પણ રોષને તો સામાજિક પાયો હોય છે. લાયકાત નહિ, પણ માનીતા અળખામણા પ્રમાણે માણસને ચડતી ઉતરતી પાયરી મળે છે, ત્યારે આપણને રોષ ચડે છે.

વેરભાવને ત્રણ વિભાગમાં વ્હેંચી શકાયઃ—

૧. પ્રાથમિકઃ-નિન્દનો અથવા પાશવ.

૨. સામાજિક-સહાનુભૂતિદર્શક, કાલ્પનિક અથવા અગત (ન્યાયનાં ધોરણ સાથે સંબંધ વગરનો)

૩. બુદ્ધિગમ્ય અથવા નૈતિક (તેમા ન્યાયના ગણને તથા અન્તરાત્માની પરવાનગીને સંબંધ ખરો.)

વેરભાવનુ કાર્ય, સ્વાયત્ત શક્તિઓ જાગૃત કરવાનુ છે. લડતી વખતે કુતરો જેવો ઉશ્કેરાઈ જઈ ક્રોધાવેશમાં આવી જાય છે, તે પ્રકારનો અનિયંત્રિત ક્રોધ, સમાજની અસંસ્કૃત પરિસ્થિતિમા, અને યુદ્ધ પ્રસંગે ગણાય; અને વ્યવસ્થિત પરિસ્થિતિમાં, તે ખરેખર અને મુક્કેલીઓનુ મળ થઈ પડે.

કશાનો વિચાર કર્યા વગર આવતા આંધળા ક્રોધમાંથી વેરનો વિચાર કરી શકે એવો કલ્પનાશીલ ક્રોધ, ધીરે ધીરે સન્તાન્તિ પામે છે. આપણા ગુસ્માના આવેગનો ઉભરામા—આપણે ગુસ્સે થઇએ ત્યારે આપણને જે લાગણી થાય તેમાં—બહુ ફેર પડતો નથી. માત્ર તેની તીવ્રતામાં થોડાક ફેરફાર થાય છે. ક્રોધ તે જાણે એક પ્રકારનો તીવ્ર સુગન્ધિત સ્વાદ છે, તેને સાદામા સાદા ખોરાકમાં, તેમજ બહુ ભારે વાનગીમાં પણ લઈ શકાય છે, એકલો પણ લઈ શકાય અને બીજા જાતજાતના ચિત્રવિચિત્ર સ્વાદો સાથે પણ લઈ શકાય. પાશવક્રોધ, આત્મરક્ષા માટે હોય છે, એમ કહેવામાં આવે છે, પણ વિશિષ્ટ ક્રોધ માટે આવો કોઈ જાતનો બચાવ થઈ શકે એમ નથી. હુ માનુ છુ કે ક્રોધ, જો કે ઘણીવાર વધારે પડતો, અને અનિયંત્રિત થઈ જાય છે પણ પ્રજાઓની પ્રગતિ સાથે ઓછો થતો જાય છે, કારણ કે તેનાં લાખુંખરાં સ્વરૂપો ખોટાં મનાય છે, છતાં જીવનમાં તે જરૂરી ભાગ ભજવે છે.

વખાંખરાં માણસો આળસુ હોય છે, અને ક્રોધરૂપી ઉત્તેજનની તેમને જરૂર રહે છે. ઉચ્ચ તેમજ હલકી ભૂમિકાના જીવનમાં

ક્રોધનું આજ કાર્ય છે. માણસની આસપાસ સૌમ્ય અને ખુશામતીયું વાતાવરણ ઉભું કરો, અને જણાશે કે સૌએ તેવું ટના માણસો, કાંઈ પણ સારું કાર્ય નહિ કરી શકે, પરંતુ કોઈક પ્રકારના નિષ્ક્રિય વિલાસમાં પડી જશે. તેને માટે ક્રોધ જેવી અકસીર દવા બીજી એકે નથી. માણસ જીવનમાં ગમે તે કાર્ય કરવા નિયુક્ત થએલો હોય, પણ તેમાં પ્રગતિ કરવા માટે તો તેમાં વિઘ્નો અને બળવાન હુમલાઓ જરૂરી છે. અને બળવાન બનાવવા માટે હુમલાને કોઈ પ્રકારના લાગણીના ઉભરાના ટેકાની જરૂર પડે છે. આપણામાંથી ઘણાંખરાને લાગણીના ઉભરામાં જોઈતી તીવ્રતા, ક્રોધના તત્ત્વ વગર આવી શકતી નથી. સામાન્ય બુદ્ધિથી અને કાળજીભર્યા નિરીક્ષણથી જણાશે કે જે માણસમાં કાંઈ પણ દમ હોય છે, તેનામાં ક્રોધની લાગણી હોય છે જ, અને તેનો જરૂર પડે તે ઉપયોગ કરે છે. લોકો વધારે ઝીણવટથી નિરીક્ષણ કરવાની ટેવ રાખે તો આ વાત તેમને વધારે સ્પષ્ટતાથી સમજાય.

અત્યારે મને એક ઓળખીતો માણસ યાદ આવે છે જે માણસ લડાયક, આગ્રહી અને સફળતાપૂર્વક સત્યનો આગ્રહ રાખનાર છે. બધા લોકો જે કામ કરવાં જોઈએ એમ કહ્યા કરે છે, પણ અંગત વિરોધને લીધે લોકો જે કાર્ય કરતા નથી, તે કાર્યો તે માણસ કરી નાંખે છે. બીજા લોકો રાજ્યના સડાને વખોડી કાઢે છે, પણ તેને સુધારવાની તેમનામાં હિમ્મત નથી હોતી આ માણસ અમલદારોના સડા પકડી પાડે છે. અથવા તેમને ન્યાયની અદાલતમાં કે છાપા દ્વારા ઉઘાડા પાડે છે. આ સર્વમાં તેને કાંઈ લાભ કે માન મળતા નથી, બલ્કે નુકસાન થાય છે. એનામાં કુદરતી રીતે જ દુશ્મનાવટનો ખજાનો ભરેલો હોય છે, અને તેને આંધળી રીતે કે નુકસાન કરે તેવી રીતે વાપરવાને બદલે, તેને લોકહિતની દિશામાં તે વાળે છે, અને એ રીતે પોતાના કુદરતી વલણને નૈતિક અને ઉપયોગી અર્થમાં વાપરે છે. આવી જાતના જેમ વધારે માણસો હોય તેમ દેશને વધારે ફાયદો થવાનો.

કરતાં તેનું દુઃખ વધારે લાગે છે. તેને લીધે આપણે સામા માણસનું દૃષ્ટિબિન્દુ જોતાં શીખીએ છીએ. તેને કાંતો આપણે સ્વીકારી લેવું પડે અથવા તો બીજા વધારે જોરાવર દૃષ્ટિબિન્દુ આગળ તેને દબાવી દેવું પડે. એ રીતે આપણા નૈતિક ન્યાયમાં તે દાખલ થાય છે.

જે માણસમાં વિરોધ કરવાની શક્તિ જણાતી નથી, તેના ચારિત્ર્ય અને ધ્યેય માટે કોઈને માન ન ઉપજી શકે, એમ હું ધારું છું. આપણને લાગે છે કે જો તે માણસ અમુક બાબત માટે બહુ આગ્રહ રાખતો હોય, તો તે બાબત ઉપર કોઈ પ્રહાર કરે તો તેના મનમાં વિરોધી આવેગ થવોજ જોઈએ. આ માણસ તેવે વખતે અથવા તો પછીથી પણ વિરોધનાં કાંઈ ચિન્હ ન દર્શાવે તો, તે અને તેનું લાગતુંવળગતું સર્વ આપણા મનથી ધિક્કારને પાત્ર થઈ પડે છે. શિસ્તનો ભંગ કરનાર શિષ્યોને. શિક્ષક કોઈ પણ પ્રકારની શિક્ષા નહિ કરે એમ એ લોકોને લાગે તો શિસ્ત કોઈ પાળે જ નહિ.

જ્યારે બીજા લોકો આપણા કાર્ય તરફ રોષ કે વિરોધ દર્શાવે ત્યારેજ આપણને આપણું કાર્ય ખોટું છે, તેનું તીવ્રતાથી ભાન થાય છે. જે સ્વાર્થી લાગણીઓ, અવરોધ ઉત્પન્ન કરાવ્યા વગર આપણે કરી શકીએ છીએ, તે ધીરે ધીરે આપણને સ્વાભાવિક લાગતી જાય છે. આ બાબતના મારા અનુભવ ઉપરથી હું કહી શકું છું કે અપ્રતિરોધ (non-resistance) ને લીધે દુઃખ દેનારને કાંઈજ પસ્તાવાની લાગણી થતી નથી. માણસને હું મારૂં ત્યારે એ મારવા માટે બીજો ગાલ ધરે એવું હું માગતો નથી, કારણ એને લીધે ઘણીખરી વખત મને નુકસાન થાય છે. તે માણસના દબાઈ જવાથી હું થોડાજ વખતમાં ટેવાઈ જવાનો અને પછી પેલા અપ્રતિરોધી શહીદનો મને વિચાર પણ ભાગ્યેજ આવે. જમતી વખતે બકરાનું માંસ ખાતી વખતે બકરાની દયા ભાગ્યેજ આવે છે. (પ્રોફેસર રસીએ આ પુસ્તક લખ્યું, ત્યાર પછી ગાંધીજીએ

મોટા પાયા ઉપર દેશભરમાં સત્યાગ્રહ ચલાવ્યો. તે વખતે પ્રૉફેસર કુલી સ્વર્ગવાસી થઈ ગયા હતા, નહિ તો એમના ઉપલા કથનમાં કાંઈ ફેર પડત, એમ મારું માનવું છે. સત્યાગ્રહથી ગાંધીજીની મુરાદ બર આવી કે નહિ. અને ન આવી તો કેમ ન આવી, એ જુદી વાત છે. પણ ઉપર જણાવેલા વિચારોમાં સત્યાગ્રહને પ્રૉફેસર કુલીએ જે ઉપલકીઆ નજરે જોયો છે. તેમાં જરૂર ફેર પડ્યો હોત—બા. ક.)

તે જ પ્રમાણે અતિશય અને આક્ષેપક વિરોધ પણ મને મદદગાર નથી થતો, તેને લીધે હું વધારે ક્રોધાયમાન થઈ જાઉં છું. પણ એટલું તો ખરું જ કે દરેક માણસે પોતાના તથા પોતાને જેના તરફ સહાનુભૂતિ હોય, તેવા માણસોના હક્ક સાચવવા જોઈએ; અને તે હક્ક ઉપર કોઈ પ્રહાર કરે, તો ન્યાય્ય અને દૃઢ વિરોધ દેખાડવો જોઈએ. નૈતિક ધોરણનો ભંગ કરવાથી આપણને જેમને માટે માન છે, એ લોકોમાં વિરોધી વૃત્તિ પેદા થશે, એ વાતના અનુભવસિદ્ધ જ્ઞાનથી જ મુખ્યત્વે કરી એવાં ધોરણો ટકી રહે છે.

પણ અપ્રતિરોધ જેવા સિદ્ધાન્તોએ મહાત્માઓના માનસ ઉપર વારંવાર અસર કરેલી છે, અને તે સિદ્ધાન્તમાં સત્ય છુપાયલું છે—જો કે બાહ્યદૃષ્ટિએ તો તે તદ્દન અર્થહીન જણાય છે. એ સિદ્ધાન્તનો ખરો અર્થ શું છે તે જોઈએ. ન્યુ ટેસ્ટામેન્ટ અને અત્યારના જમાનામાં પણ ઘણા મોટા માણસો આ સિદ્ધાન્તનો ઉપદેશ કરે છે—તેનો અર્થ એવો લઈ શકાય કે લડાઈમાં કર્કશ હથીઆરો છોડી, સુંદર હથીઆરો ધારણ કરવાં જોઈએ; અને મારામારી કે ન્યાયની અદાલતમાં ફરીઆદ નોંધાવવાને બદલે નૈતિક રોષ અથવા પુણ્ય પ્રકોપ દેખાડવો તે વધારે સારું છે. એ તો ખરું જ છે કે સામા માણસમાં આપણને કાંઈ ખોટું દેખાતું હોય તો (જો તે માણસ જરાપણ સમજુ હોય તો) તેની સાથે તકરાર કરવા માટે તેના (હલકા નહિ) પણ ઉચ્ચ સ્વરૂપને ધ્યાનમાં રાખીને

તેમ કરવું જોઈએ. ધારો કે કોઈ માણસ કાંઈ ક્રૂર અથવા અપ્રમાણિક કાર્ય કરવાની તૈયારીમાં છે; તો તે વખતે તેને અટકાવવા માટે આપણી પાસે બે રસ્તા છેઃ કાં તો તેના તે વખતના નીચ સ્વરૂપની સામે થઈ, તેને જમીન ઉપર પટકી દેવો, અથવા પોલીસને બોલાવવો. અથવા તો તેની ઉચ્ચ ભાવનાને અસર થાય, એ રીતે તેને સમજાવવું જોઈએ કે આપણને ખાત્રી છે કે એના જેવો સ્વમાનવાળો અને પ્રતિષ્ઠિત માણસ આ રીતે પોતાની જાતને હલકી તો નહિ જ પાડી દે, પણ જો એ માણસ એવું કાંઈ કરશે તો તેને માટે બધાં નિરાશ થઈ, તેની તરફ માન રાખનારાં પણ તિરસ્કાર બતાવશે. બીજા શબ્દોમાં કહીએ તો, આપણે એના સામાજિક સ્વને બને તેટલી સભ્યતાથી, ધમકી આપીએ છીએ. પેલા કરતાં આ રીત ઘણીવાર બહુ જ વધારે અસરકારક થઈ પડેલી જણાય છે; કારણ તેથી પેલા માણસની નૈતિક અધોગતિ થવાને બદલે ઉન્નતિ થાય છે.

અપ્રતિરોધનો આ અર્થ હશે એમ લાગે છે, પણ તેનું નામ ખોટે રસ્તે દોરનારું છે. અપ્રતિરોધમાં એક પ્રકારની વિરોધદર્શકતા તો છે જ. તે માર્ગે આપણે વિરોધીની નબળામાં નબળી જગા ઉપર ઘા કરી શકીએ છીએ. એ તો એક યુક્તિ છે કે જે ભાગ ઉપર તેણે બખ્તર પહેર્યું નથી, ત્યાં આપણે ઘા કરી દઈએ છીએ. આ પ્રકારની વિરોધદર્શકતાની સફળતા તો પરિણામ જ બતાવી આપી શકે. જો આપણે આપણા વિરોધીના મનમાં પ્રવેશ કરવામાં, અને વિચારને કેરવવામાં સફળ ન થઈએ, તો તો આખી યુક્તિ નિષ્ફળ જ જાય છે. નુકસાન તો થઈ જ ચૂક્યું છે, નુકસાન કરનારો પોતાના માર્ગ ઉપર વધારે દૃઢ બન્યો છે, એના કરતાં તો એને જમીન ઉપર પટકી દીધો હોત તો વધારે સારું થાત.

ઈસુખ્રિસ્તે તમાચો મારનાર તરફ બીજો ગાલ ધરવાનું શીખવ્યું, આપણો ડગલો લઈ જનારને બંડી પણ આપી દેવાનું

પણ તેણે શીખવ્યું છે ખરું–પણ કેટલીક જગાએ–જ્યાં શૃંગારો ઘણાં હલકી કક્ષાએ ઉતરી પડતાં હોય ત્યાં–તેમને બીજી શિક્ષાઓ દયીના પણ દાખલા બાઇબલમાં મળી આવે છે. એક વાર તેણે ચાબુક પણ વાપરી હતી. હું તો એમ માનું છું કે માણસો જે જાતના વિરોધને લાયક હોય તે જાતનો વિરોધ તેમની સામે દર્શાવવો જોઇએ. મનુષ્યના આદર્શોમાં પ્રેમને અને માત્ર પ્રેમનેજ અતિ મહત્વ આપવું બહુ સરળ અને સાધારણ છે. આ વસ્તુ આપણને બહુ સુંદર અને ઇષ્ટ લાગે છે, પણ કારણ તો એટલુંજ કે આ જગતમાં સ્નેહભાવ અને શાન્તિ જોઈએ તે કરતાં ઘણાં ઓછા પ્રમાણમાં હોય છે. જ્યારે અતિશય તાપ લાગતો હોય, તરસથી ગળું સુકાઈ જતું હોય ત વખતે એમ લાગે છે કે ફક્ત છાંયો અને એક ઘુંટડો ઠંડું પાણી મળી જાય તો દુનિયામાં બીજું કાંઈ જ ન જોઈએ. પણ જ્યારે છાંયો અને પાણી મળી જાય છે, ત્યારે વળી થોડીજ વારમાં આપણે બીજા કશાનો વિચાર કરવા માંડી જઈએ છીએ. અખંડ શાન્તિ અને પ્રેમના આદર્શ વિષે પણ એમજ સમજવું. બહુ લાગણીવાળા જીવો, જે પ્રેમની સતત ઝંખના કરે છે, તેમને પણ એકલો પ્રેમ કાંઈ હંમેશ પૂરતો ન થઈ રહે. અવિચારી અને એકધારો સ્નેહભાવ આખરે આકરો થઈ પડે છે.

મનુષ્યના આદર્શો અને મનુષ્ય સ્વભાવ. એ બંનેનો વિકાસ સાથે સાથે જ થવો જોઈએ, અને એ બંનેનું શું પરિણામ આવશે તે આપણે પહેલેથી ન કહી શકીએ. પણ હાલ તુરત તો એમ લાગે છે કે પ્રમાણિક અને વ્યાજબી આદર્શવાદીએ અમુક લાગણીના ઉભરાઓને નાબુદ કરી દેવાને બદલે, સત્યના સ્વરૂપને ધ્યાનમાં રાખી, સર્વ લાગણીના ઉભરાઓને વ્યવસ્થિત તથા સંયમિત રાખવા જોઈએ. જો અવળી બાજુનો વિરોધ કરવાની શક્તિ ન હોય તો, ખરો, નિરોગી પ્રેમ હોઈ શકે કે કેમ તે શંકા પડતી વાત છે. કોઈ વસ્તુ ઉપરના પ્રહારો તરફ વિરોધ દર્શાવીએ નહિ તો તે વસ્તુ માટે આપણે સાચી લાગણી હોય ખરી ?

વાસ્તવિક રીતે વેરભાવનો ઉચ્ચ કાર્ય પ્રદેશ તે અસત્યને હેઠું પાડી દેવાનો છે; અને આ હેતુ પાર પાડવા માટે, આને, ન્યાયનાં આદર્શો ધ્યાનમાં રાખી બુદ્ધિપૂર્વક કાબુમાં રાખવો જોઈએ. માણસમાં દઢ સામાજિક કલ્પનાશીલતા હોય ત્યાં સુધી માણસને આવા કાબુની જરૂર જણાશે અને પોતાની શક્તિ મુજબ મનોબળ વાપરી, પોતાની ન્યાયબુદ્ધિ જેને અન્યાયી અથવા ખોટું કહેશે, તેની તરફ તે વિરોધ દર્શાવશે. કલ્પનાને લીધે આપણે જાતજાતના વિરોધી અભિપ્રાયો જોઈ શકીએ છીએ. આ અભિપ્રાયોને, બુદ્ધિ-જેનું કામ વ્યવસ્થા રાખવાનુ છે તે ઐક્યના કોઈ સિદ્ધાન્તને આધારે, સમદષ્ટિના ધોરણ મુજબ, ગોઠવી, કાબુમાં લાવવાનો પ્રયાસ કરે છે. અભિપ્રાયનુ ઐક્ય પ્રાપ્ત કરવા ખાતરની મનની કુદરતી જરૂરીઆતમાંથી નૈતિક સિદ્ધાન્તો ઉદ્ભવે છે. બધા વિશિષ્ટ આવેશો અને તેમાંના વેરભાવ, અન્તરાત્માની સમક્ષ આણવામાં આવે છે, અને તેનો ન્યાય મને નક્કી કરેલા ધોરણે અપાય છે. જો મન તેને સાચાં કે ક્ષમ્ય ગણે તો વિરોધ કરવામાં આવે છે, અને ઇચ્છાશક્તિ વડે જોરજુલમવી અમલમાં મૂકવામા આવે છે. આપણે તેને ન્યાયનિષ્ઠ ગણીએ છીએ, અને તેનો જશ જાતેજ લઈએ છીએ.

પણ જો આ વિશિષ્ટ આવેશો તથા વેરભાવો કોઈ ઐક્યના સિદ્ધાન્તને અનુસરતે બધબેસતા હોય, તો આપણા ઉદાત્ત વિચારો તેમને અપનાવવાની ના પાડે છે, અને તેને, બધી શક્તિ વાપરી, દાબી દેવાનો પ્રયાસ કરે છે. આ રીતે આપણે આકસ્મિક નુકસાનની વાત ભૂલી જઈએ છીએ, આપણે ખાલી દુશ્મનાવટને સંયમમાં રાખવાનો કે ટાળવાનો, પ્રયાસ કરીએ છીએ, પણ આપણાં કાર્યો ક્રોધ ઉપર ન્યાઈનેજ થાય છે. આ ક્રોધ બહુ બળવાન અને લાંબો વખત ચાલે એવો હોય છે. કારણ કે તે એકધારો અને શાન્ત વિચારોની સાથે રહેનારો હોય છે, પણ

આવેગભર્યા ગેરવ્યાજબી ગુસ્સાને, શાન્ત વિચારોમાંથી કાંઈ પોષણ મળતું નથી, તેથી તેનામા ટકી રહેવાનું બળ નહિ જેવું હોય છે.

દાખલા તરીકે કોઈ માણસ કોઈ સત્તાધારી પાસે કાંઈ વિનંતિ કરવાને ગયા, અને ત્યા તેને તુચ્છ નકારમા જવાબ મળ્યો. પેલા માણસના મનમા સૌથી પહેલો વિચાર તો અવિચારી ગુસ્સાભર્યો સામો જવાબ દેવાનોજ આવે. પછી તરતજ મન તે બાબત ઉપર વધારે ઊંડો વિચાર કરવા મંડી પડે છે એ માણસે કયા હેતુથી, કઈ લાગણીથી દોરાઈ આમ કર્યું હશે, તેનો તે વિચાર કરે છે, અને તેનો ક્રોધ વધારે અંગત સ્વરૂપ ધારણ કરે છે પહેલા જે માત્ર દુખ હતો, તે હવે મનમા અત્યન્ત ખૂંચે છે. પણ જો માણસ સાધારણ સમજુ હોય, અને ન્યાયને ધોરણે દરેક વસ્તુની તુલના કરનારો હોય તો, થોડી વારમા તે શાન્ત પડી જશે, અને કલ્પનાશીલતાનો ક્રમ વધારે વિશાળ પાયા ઉપર ચાલુ રાખી, પેલા માણસના દૃષ્ટિબિન્દુથી જોવાનો પ્રયત્ન કરે છે, અને પછી પેલા માણસના વર્તનમા કાંઈ વ્યાજબીપણું હતું કે કેમ તે શોધી કાઢે છે. કદાચ એ માણસ પાસે આવી વિજ્ઞપ્તિઓ સતત આવ્યાજ કરતી હશે, કદાચ એ એવી બેદરકારી અને લાગણી–હીનપણું ન બતાવે તો એના કામનો તાગજ ન આવે એમ હોઈ શકે. જો આ કારણો પૂરતા ન જણાય, અને એનું તોછડાપણું એની ઉદ્ધતાઈના પરિણામ રૂપજ લાગે તો પેલા માણસનો રોષ ચાલુજ રહેશે, અને જેટલી વાર એ યાદ આવે, એટલી વાર રોષ જાગૃત થવાનો, અને તક મળે તો બદલો લેવાની ઇચ્છા કાયમ થયા કરવાની

અથવા ધારો કે રેલ્વેની ટીકીટ ઑફીસ આગળ માણસોની હાર ઉભી છે–તમે પણ તેમા છો. ત્યા ઉભું રહેવું અગવડ અને કંટાળાભર્યું છે, પણ ક્રમ મુજબ તમારો વારો આવશે, એમ સમજી તમે શાન્તિથી ઉભા છો, તેવામા એક મોડો આવેલો માણસ

હારમાં વચ્ચેથી ઘૂસી જાય, તો તમને જરૂર ગુસ્સો ચઢશે. તે માણસના આગળ જવાથી તમને બે પાંચ સેકન્ડજ મોડું થવાનું, પણ એ તો ન્યાયનો પ્રશ્ન છે. અહિં વિચારની પરવાનગી લઈ ક્રોધ બહાર નિકળે છે.

વેરભાવના પરિવર્તનનું બુદ્ધિ અને કલ્પના વડે થતું સ્વરૂપ, જેના તરફ વેરભાવ દાખવવાનો હોય, તેના તરફ વધારે વિવેક બુદ્ધિ વાપરે છે. એક રીતે જોતાં ઉચ્ચ પ્રકારનો વેરભાવ હલકા પ્રકાર કરતાં ઓછો અંગત હોય છે. કારણ ઉચ્ચ પ્રકારનો વેરભાવ અમુક માણસ તરફ અંધતાથી રખાતો નથી, પણ તે માટે તે માણસનાં અમુક સ્વરૂપ અને અમુક અકાર્ય લાગતાં વલણોને જુદાં પાડી દેવામાં આવે છે. 'અ'ના ચ્હેરાના વિચાર માત્રથી કે બીજા કોઈ તેવા ચિન્હથી તે ભાવ પેદા થતો નથી; પણ તે માણસની અપ્રમાણિકતાનો વિચાર, તેની ઉદ્ધતાઈનો વિચાર, અથવા એવી જાતના બીજા કોઈપણ વિચારને લીધે વેરભાવ પેદા થાય છે; વળી સાથે સાથે એના અમુક ગુણ દર્શનથી આપણે તેને વખાણીએ પણ ખરાં. સામાન્ય રીતે દરેક માણસમાં, આપણે શોધીએ તો વખાણવા લાયક થોડું ઘણું તો નીકળેજ; તેથી જો આપણને એની તરફ દુશ્મનાવટજ ઉપજતી હોય તો તેનો અર્થ એટલો કે આપણે તેને અપૂર્ણ સ્વરૂપમાંજ ઓળખી શક્યાં છીએ.

અનિયંત્રિત ઉર્મિઓની માફક અનિયંત્રિત ક્રોધ પણ આવા અપૂર્ણ અને વિવેકબુદ્ધિહીન ખ્યાલો ઉત્પન્ન કરાવે છે, કારણ તે વ્યવસ્થિત વિચારોને દબાવી નાંખે છે, અને જે પોતાની સાથે મળતા આવે તેજ વિચારોને ટકવાની પરવાનગી આપે છે. પરંતુ વધારે શુદ્ધ મનોભાવ, વધારે ન્યાયી દૃષ્ટિ રખાવે છે, અને તેથી આપણા દુશ્મનો ઉપર પ્રેમ રાખવાનું, તથા આપણા મિત્રોના દોષ જોવાનું શક્ય બની શકે છે. ન્યાયી માબાપ કે શિક્ષક, બાળક કે વિદ્યાર્થીના અનાજ્ઞાંકિત વર્તન સામે વાંધો ઉઠાવશે, પણ તેથી

પોતાનો પ્રેમ ઓછો થવા નહિ દે. ગુન્હેગારો માટે પણ તેજ સિદ્ધાન્ત લાગુ પડવો જોઈએ; વળી જેની તરફ વેરભાવ રાખવો પડે, તેને માટે પણ તેજ પ્રમાણે થવું જોઈએ. અવળે માર્ગે ગએલા બચ્ચાં તરફ સમાજે સમ વર્તન રાખવું જોઈએ, જ્યાં તે વર્તન સમભાવી હોવું જોઈએ.

કલ્પનાને કેળવીને, તથા ખરી તંગદિલના લોકોને ઢીલા નાખીને, આવેશસૂચક વિચારોનાં ઉતાવળા નિર્ણયોને અવગણવા, એ આધુનિક જમાનાનું વિશિષ્ટ લક્ષણ છે. દાખલા તરીકે હિંસા કરનાર કે ચોરી કરનાર અથવા લોકો ધિક્કારપાત્ર અને નઠારાં કૃત્ય કરનાર છે. અત્યારના જમાનામાં ઘણા એવાં છે, કે ઉપલા કથન સાથે મળતા આવતા નથી. નઠારાં કૃત્ય સામેનો વિરોધ અલ્પ થવો જોઈએ, એમ કહેવાનો આશય નથી, પણ ખરાબપણાને યોગ્ય ઉપાય વડે દાબી દેવાની સાથે સાથે આપણે વધારે અને વધારે સ્પષ્ટતાથી જોઈ શકાશું કે ગુન્હેગાર લોકો પણ ઘણી રીતે આપણને મળતા આવે છે, અને જે હેતુથી ખોટાં કામ કરે છે, તેવા હેતુઓ માટે આપણે પણ કદાચ તેમ વર્તીએ.

ઘણી વાર બહુ ભારપૂર્વક કહેવાય છે, એમ માની લેવાય છે કે વેરભાવની લાગણી મનુષ્યના મનને સ્વભાવતઃજ અહિતકારી અને દુઃખ આપનારી છે, અને જાણે આપણી ઈચ્છા વિરુદ્ધ ચાલુ રહે છે—સ્પર્ધાના વાતાવરણને લીધે આપણા ઉપર તે જાણે જોરજુલમથી લાદવામાં આવેલી છે. આ વિચારમાં મને તો ખાસ વજુદ લાગતું નથી. હું તો માનું છું કે ક્રોધથી માનસિક અને સામાજિક નુકસાન છે. એમ કહેવામાં આવે છે તેનું કારણ તે વેરભાવ પોતાના અમુક લક્ષણને લીધે નહિ, પરન્તુ લોભની માફક તેમાં પણ કુદરતી શક્તિનો અખૂટ ભંડાર હોય છે, તેથી ક્રોધને યોગ્ય માર્ગે તરફ વાળવો અથવા કાબુમાં આણવો તે ઘણું મુશ્કેલ કામ છે. જો તેને બરાબર વ્યવસ્થિત ન રાખ્યો હોય તો જરૂર તેને લીધે માનસિક જીવનમાં ગેરવ્યવસ્થા અને દુઃખ દાખલ થશે.

વળી કાબેલ શક્તિવાળા અને તદુરસ્ત માણસને ક્રોધ બીલકુલ દુઃખદ લાગવાને બદલે વખો સુખદ લાગે છે. જ્યારે ગુસ્સાનો ઉભરો આવેલો હોય, તે વખતનો અનુભવ તેને બહુ આનન્દદાયી લાગે છે. તે ગુસ્સાના વાવાઝોડામાથી નીકળી જવાનુ તેને મન થતુ નથી, અને કુદરતી રીતેજ, ગુસ્સાને શાન્ત પાડી દેનારાં સૂચનોને તે પાછાં હઠાવી દે છે. આખરે, જ્યારે તેમાથી બધી મઝા ચૂસાઈ જાય છે, ત્યારે તે માણસ ઠંડો પડે છે. બાળકોના ક્રોધના ઉભરાનુ નિરીક્ષણ કરવાથી આ બાબત સ્પષ્ટ થશે. વળી જેમનો ક્રોધ અનિયત્રિત હોય, તેવા મોટી ઉમરનાં માણસોમા પણ આ બાબત જણાય છે.

લાબા કાળ સુધી ચાલે તેવો ધિક્કાર પણ ઘણા પ્રકારના માનસને સતોષના મળરૂપ થઈ પડે છે, (જો કે આવુ જમાનામાં આવું ઓછુ નજરે પડે છે, અને હુ ધારુ છુ કે વધારે ને વધારે ઓછુ થતુ જાય છે.) ઉપલુ કથન સમજવુ હોય તો હૅઝલિટનો જોમદાર અને નિખાલસ પણ કાંઈક અંશે મનને માટે અનારોગ્ય એવો Pleasures of Hating નો નિબધ વાચવો જોઈએ. ઘણુખરુ તો ક્રોધનો ઉભરો શમતાંજ પસ્તાવો અને દુઃખની લાગણી શરૂ થઈ જાય છે; અને મનની દઢીભૂત થએલી વ્યવસ્થા તથા એકતામાં આવી પડેલુ નાશકારક વિઘ્ન તરત સમજવા માટે છે. તેમ થતા પાપ કર્યાનુ ભાન થાય છે, ભગ્ન આદર્શનુ દુઃખ થાય છે. કોઈ પણ પ્રકારના અશુદ્ધ લાગણીના ઉભરાને વશ થયા પછી એવીજ લાગણી થાય છે.

કોઈ પણ આદી અથવા હિંસક લાગણીની પાછલી અસર દુઃખદ અને ખોટી લાગે, એ સભવિત છે, કારણ કે બુદ્ધિ અને અન્તરાત્મા જે ઐક્ય પેદા કરવાનો પ્રયત્ન કરે છે, તેનો તેવે વખતે નાશ થાય છે, અને માનસિક જીવન જેમ જેમ વધારે ને વધારે

ગુંચવણભર્યું થતું જાય છે, તેમ તેમ આની અસર વધુને વધુ જણાતી જાય છે. સંસ્કૃતિની પરિસ્થિતિને લીધે આપણે એટલો માનસિક બળનો મનન અને વિસ્તૃત વ્યય કર્યા જ કરવો પડે છે, કે આપણને હિંસક ઉભરો આવકારદાયક લાગે, એટલી આપણી પાસે વધારાપડતી આવેગોની શક્તિ બાકી રહેતી નથી. ઊર્મિઓને બુદ્ધિપૂર્વક અને ક્રમસરથી દોરવાની વધતી જતી જરૂર સાથે ટેવ અને સંયમના સિદ્ધાન્તો કુદરતી રીતે જન્મ પામે છે, અને તેમાંથી જે છટકી જાય છે, તે થકવી નાખે છે, અને પશ્ચાતાપ કરાવે છે. કોઈ પણ સ્થૂળ લાગણી, સંયમના બગાડ અને આત્મોન્નતિને ભોગે જ ભોગવાય છે.

ગેટે અને બિસ્માર્ક જેવા લોકો, જેમનામાં શક્તિઓ ઉભરાઈ જતી હોય, પણ સ્વાભાવિક વૃત્તિ આળસુ હોય તેવા લોકોને કામ કરવાના ઉત્તેજન તરીકે વેરભાવની વધારે જરૂર રહેતી હશે, એમ હું માનું છું. શાન્ત એકાન્ત સ્થળોમાં અસલી ટેવનું અંગત વેરઝેર ખૂબ પ્રમાણમાં જોવામાં આવે છે. જે વર્ગોમાં સંસ્કૃતિનું દબાણ ઓછું છે, ત્યાં તે વધારે જોસમાં દેખાય છે. પણ જે લોકો જમાના પ્રમાણે વર્તનાર છે, તેમને તીવ્ર અંગત વેર કે દુશ્મનાવટ દુઃખદ અને વિનાશક લાગે છે, અને તેવી સ્થિતિમાં ન રહી શકવાથી ઘણા ઉચ્ચ આત્માઓ નાશ પામે છે.

આ જમાનામાં પ્રધાન લક્ષણોવાળો માણસ, અંગત ધિક્કારની ગુંચમાં કદી પડતો નથી, પણ દરેક પ્રકારના માણસો તરફ તે સહનશીલતા કેળવે છે અને છતાં પણ પોતાના સાચા 'સ્વ'ની વિરુદ્ધની વૃત્તિઓ અને હેતુઓ તરફ તે ધીર અને દૃઢ વિરોધભાવ રાખે છે. પોતાના ચારિત્ર્ય સાથે જે જે વસ્તુઓનું તેણે એકીકરણ કર્યું છે અથવા જેને પોતાની માલીકીનું ગણ્યું છે, તે સર્વ તરફ તે તેજ મુજબ વર્તે છે. તે હમેશ વિવેકી રહે છે, અને માયાળુ અને સૌમ્ય મનોભાવો વડે પોતાનાં માહુસરૂપી યંત્રો ઉપર તેલ

લગાડેલું ગમે છે, અને નકામી લાગણીના ઉભરાઓમાં પોતાની શક્તિઓને વેડફી નાંખતો નથી, તેથી તે વધારે સ્પષ્ટતાથી વિચાર કરી શકે છે, અને આચારમાં મૂકી શકે છે–(ખાસ કરીને જ્યારે તેને વિરૂદ્ધતા દર્શાવવી જરૂરી થઈ પડે છે ત્યારે–) આ સ્વભાવનો માણસ નાટકી ઢબનો હોતો નથી. તે શબ્દની કરકસરથી પોતાની જાતને વ્યક્ત કરે છે, અને જો ધમકાવવાની જરૂર પડે તો તે માણસને માત્ર ટોકતા હાવભાવથી તેમ કરતાં આવડે છે, અને થોડાજ શબ્દોમાં, સભ્યતાપૂર્વક તે ધમકી આપી શકે છે. જો વધારે હિંસક યુક્તિની જરૂર પડે તો–ખાસ કરીને સામાન્ય શ્રેણીના માણસો ઉપર છાપ પાડવા માટે–તો સંભવ છે કે તે માણસ એ કામ પોતાના હાથ નીચેના કોઈ માણસને સોંપી દેશે. રસ્તા દુરસ્ત કરનાર મજૂરો ઉપર દેખરેખ રાખનાર માણસે, મોટે સાદે બોલવું પડે અને મજૂરોને વારંવાર ધમકાવવા પણ પડે; પરન્તુ તે રસ્તાના અધિકારનો મુખ્ય ઉપરી સાધારણ રીતે શાન્ત અને નમ્ર પ્રકૃતિનો હોય છે.

સમાજે નક્કી કરેલાં ન્યાયના તૈયાર ધોરણો વેરભાવને નિય-મમાં રાખવામાં બહુ મદદગાર થઈ પડે છે. માણસ જ્યારે પોતાના અને પારકાના ક્રોધના ઉભરાથી ગુંગળાઈ જઈ પીડાતો હોય, ત્યારે તે માણસ સમાજમાં કેવું વર્તન ન્યાયી અને સાચુ ગણાય, તે શોધવા મથે છે, કે જેથી પોતે તે રસ્તો ગ્રહણ કરી શકે.

વિરોધભાવ પોતે જ અમુક હદ સુધી તો વ્યવસ્થિત રચનાના એક ભાગરૂપ ગણાય છે. આ દૃષ્ટિએ નૈતિક ધોરણોનો કાર્યપ્રદેશ, ન્યાયની કચેરીના તે પ્રદેશના જેવો જ છે. બધા સારા નાગરિકો ઇચ્છે છે કે કાયદા નિર્ણિત અને જોરપૂર્વક અમલમાં મુકાય એવા હોવા જોઈએ, જેથી અનિશ્ચિતતા, બગાડ, ન્યાયરહિત પરિસ્થિતિથી થતો વિનાશ વગેરે અટકે. તે જ પ્રમાણે બુદ્ધિશાળી લોકો નીતિના નિર્ણિત ધોરણો હોય એવું માગે છે, તેનો અમલ લોકમત વડે

થવો જોઈએ, જેથી અનિયંત્રિત લાગણીઓ વડે મનને નકામો શ્રમ ન પડે. બહુ વિરોધી આવેગો વડે ઘેરાઈ ગએલા માણસને જ્યારે એમ આવેગો ખોટા અને અર્થહીન જણાય, એવો દૃષ્ટિકોણ મળી આવે છે, ત્યારે તેને ખૂબ નિરાંત થાય છે, કારણ તે પછી તે પોતાની બુદ્ધિની પરવાનગીથી નિર્ણિત માર્ગે જઈ શકે છે. આનાથી ઉતરતો બીજો ઉત્તમ માર્ગ એ છે કે વિરોધની લાગણીઓ બુદ્ધિ પાસે મંજૂર કરાવી લેવી, એટલે નિઃશંક રીતે તેમાં મહાલી શકાય. અસ્થિર સ્થિતિ સૌથી વધારે ખરાબ હોય છે.

વેરભાવ ઉપર સર્વ સામાન્ય નિયમને અનુસરીને રખાતા કાબુનું દૃષ્ટાન્ત અંગકસરતની રમતોમાંથી મળી આવે છે. જ્યારે રમત બરાબર રમાય ત્યારે તેમાં પ્રમાણિકતા કઈ ગણાય અને લુચ્ચાઈ કઈ, તે નક્કી કરેલું હોય છે—અને જો પ્રમાણિકતાનું ધોરણ ચાલુ રાખવામાં આવે તો—એમાં થએલા નુકસાનથી કોઈને જાતુકનો ક્રોધ રહેતો નથી. યુદ્ધમાં પણ તેવું જ હોય છે. સામા પક્ષના સૈનિકો ગોળીબાર કરી મારી નાંખવાનો પ્રયત્ન કરે છે, ત્યારે બીજા પક્ષના સૈનિકોને ક્રોધ ચડતો નથી. કારણ એક બીજાને બંદૂકથી મારવા એ તો યુદ્ધની રમતના નિયમની અંદર આવી જાય છે. પરન્તુ જો ખોટા વાવટા બતાવવામાં આવે અથવા નીતિના બીજાં ધોરણો ઉલ્લંઘવામાં આવે તો રોષની લાગણી ઉત્પન્ન થાય છે. આધુનિક ઔદ્યોગિક જીવનના અસંખ્ય ઝઘડાઓમાં પણ તે જ પ્રમાણે હોય છે. પ્રમાણિકતા કે અપ્રમાણિકતાનો પ્રશ્ન બાજુ ઉપર રાખતાં માત્ર સ્પર્ધા વડે વેરભાવની વૃત્તિ વધે છે કે કેમ તે વાત સ્પષ્ટ નથી. સ્પર્ધા અને હેતુઓ વચ્ચેની અથડામણ એ એને પ્રવૃત્તિથી જુદાં ન પાડી શકાય. ઉદ્યમી સ્થળ કરતાં નિરુદ્યમી સ્થળમાં કાંઈ ઓછો વેરભાવ જણાતો નથી. આપણાં ઔદ્યોગિક સંબંધોમાં, સ્પર્ધાના વિસ્તારની જ મુસ્કેલી નથી, પરન્તુ તેમાં શું સાચું અને ન્યાયી ગણાય, એ બાબત નક્કી કરેલા કાયદા, રિવાજ કે નિય-

–ઓની ઉણપ એ પણ છે. ઉદ્યોગનો વિકાસ થતો જાય છે, તેમાં ખૂબ ઝડપથી ફેરફાર થતા જાય છે, પરન્તુ તેથી કાયદાનાં ધોરણો તેની સાથે તેટલી ઝડપથી પગ ઉપાડી શકયાં નથી. તેથી શું ખરૂં અને શું ખોટું તે વિષે જુદા જુદા વર્ગના લોકોમાં મતભેદ રહ્યા કરે છે; અને આ અનિશ્ચિતતાને લીધે ક્રુદ્ધ કલ્પનાને છુટી લગામ મળી જાય છે.

એ તો સ્પષ્ટ થયું જ હશે કે હુ પ્રેમ, ક્રોધ અથવા બીજી કોઈ પણ લાગણીના પ્રકારને સ્વતંત્ર રીતે સારા કે નરસા, સામાજિક કે સમાજ વિરોધી, પ્રગતિમાન કે પાછાં પડનાર ગણતો નથી. હું માનું છું કે આ બાબતમાં ખરેખરી સારી, સામાજિક અથવા પ્રગતિમાન વસ્તુ, તે બુદ્ધિની મદદ વડે થતું સર્વ આવેગોનું વિકાસ પામતું સંવ્યવસ્થિત શિસ્ત એ જ છે. આની સાથે વળી સામાન્ય જીવનનું ઐક્ય હોવું જોઈએ–હું ંકમાં તેને અન્તરાત્મા કહે છે. આ સામાન્ય જીવનનો વિકાસ એવા પ્રકારનો છે કે આખરે તે વડે વેરભાવની લાગણી તદ્દન નાશ પામશે કે કેમ તે તો નક્કી ન કહી શકાય. સારા માણસો, ન્યાયી માણસો, સુધારકો અને પયગંબરો–બધા જ વધારે ભાગે તો વિરોધી ભાવથી ઉશ્કેરાય છે; અને ભવિષ્યમાં એમ નહિ થાય, એવાં કાંઈ ચિન્હો જણાતાં નથી. મનુષ્યના માનસની વિવિધતા અને પ્રયત્નો, એ, વસ્તુઓના સામાન્ય ક્રમનો આવશ્યક ભાગ છે એમ જણાય છે, અને તે ઓછો થાય એવું કાંઈ વલણ જણાતુ નથી. આ વિવિધતાને લીધે વિચાર અને હેતુઓનો ઝઘડો ઉભો થાય છે, અને જે લોકો તે બાબતને ગંભીર ગણે છે, તેમનામાં તેથી વેરભાવની લાગણી ઉત્પન્ન થાય છે. આ લાગણી ઓછી અસ્થિર, ઓછી હિંસક, ઓછી કડવી, ઓછી સંકુચિત અથવા ઓછી અંગત થવી જોઈએ, અને વધારે વ્યવસ્થિત, વધારે બુદ્ધિગમ્ય, વધારે ડહાપણભરી, અને શાન્ત છતાં

આગ્રહી બનવી જોઈએ. તે સમૂળગી અદૃશ્ય થવી જોઈએ કે કેમ તે સ્પષ્ટ સમજાતું નથી.

ક્રોધ માટે જે કહેવામાં આવ્યું છે, તેવા જ પ્રકારનું કોઈ પણ સ્પષ્ટ જણાઈ આવતી પ્રેરણાબુદ્ધિની ઊર્મિ માટે કહી શકાય. દાખલા તરીકે ભય. હવે તે બાબત આપણા છેક બચપણથી અત્યાર સુધીના અનુભવો સંભારીએ તો ચોકખું જણાય છે કે આવેગ જાતે થોડો જ બદલાતો હશે, પણ તેને ઉશ્કેરનારા વિચારો, પ્રસંગો તથા સૂચનો માનસિક અને સામાજિક વિકાસની સ્થિતિ ઉપર આધાર રાખે છે. તે લાગણી અદૃશ્ય થાય તેવો સંભવ નથી, પણ ઓછી અસ્થિર અને ઓછી હિંસક બને છે, અને બુદ્ધિના શિસ્ત નીચે વધારે ને વધારે તેને અનુસરતી બને છે.

બાળકોમાં ભયની લાગણી ઈન્દ્રિયને થતા નિકટના અનુભવો ઉપરથી ઘણું કરીને ઉશ્કેરાય છે–દાખલા તરીકે, અંધારું, એકાન્ત, ઘોંઘાટ વગેરે. તીવ્ર લાગણીવાળા લોકો આખી જીન્દગી સુધી આ પ્રકારના અર્થહીન ભયથી ડરતા રહે છે; અને આ જાતના ભય, હીસ્ટીરીઆ, ગાંડપણ અને બીજી માનસિક નબળાઈઓમાં મુખ્ય ભાગ ભજવે છે, એ વાત તો જાણીતી જ છે. પરન્તુ નીરોગી માનસવાળા લોકો, બાળપણ વીતતાં, આ સરળ ઘટનાઓથી ટેવાઈ જાય છે, અને તે તરફ તદ્દન બેદરકાર બની જાય છે; અને તેની આવેગસૂચક લાગણીઓ વધારે ઊંડા ને રસિક વિષયોમાં પલટાય છે. આ રસિક વિષયો આપણા શારીરિક નહિ. પરન્તુ સામાજિક 'સ્વ' સાથે જોડાયલા હોય છે–સામાના માનસમાં ખરા થવું, જેની આપણને ચિન્તા છે તેનું કલ્યાણ વગેરે વગેરે.

છતાં આ જુદા જુદા પ્રકારના ભય–એકલા પડી જવાનો ભય, માનવ કાર્ય પ્રવાહમાં પોતાનું સ્થાન ખોઈ બેસવાની દહેશત, સહાનુભૂતિ ખોવાની બ્હીક, ચારિત્ર્ય વિષે ભય, મફળના મળવા વિષે ભય–આ સર્વમાં બાલિશ ભય જેવા જ ગુણો હોય છે.

માણસ પોતાનો ચાલતો ધંધો છોડી દઈ, જગતમાં નવું સ્થાન મેળવવા જાય, ત્યારે અંધારામાં જતા બાળક જેવીજ તેને બ્હીક લાગે છે–બાળક માફક તેનો ભય પણ આવેગભર્યો, અને હેતુ-વિહીન હોય છે. બન્નેમા તફાવત એટલો જ કે મોટા માણસનો ભય ગુંચવણભર્યો, વિચારોવડે ઉત્તેજિત થએલો હોય છે, અને તે વડે મનની સામાજિક કલ્પનાશીલ ટેવ જણાઈ આવે છે.

સામાજિક ભયનો એક રોગી પ્રકાર હોય છે, તે રૂસોની આત્મકથામા, પોતે ચોરી કરી નોકરાણીની ઉપર આરોપ મૂકે છે, તે પ્રસંગ બહુ સ્પષ્ટતાથી વર્ણવવામાં આવ્યો છેઃ "તે નોકરાણી જ્યારે દાખલ થઈ ત્યારે મારું હૃદય બહુ વ્યથિત હતુ, પરન્તુ એટલા બધા લોકોની હાજરી મારા અનુતાપ કરતાં વધારે બળવાન હતી. મને સજાની બ્હીક લાગતી નહોતી, પણ શરમથી હું ડરતો હતો; શરમની મને ગુન્હા કરતાં વધારે બ્હીક લાગતી હતી, મોત કરતાં વધારે બ્હીક લાગતી હતી, જગતની કોઈ પણ વસ્તુ કરતાં શરમ-ની જ વધારે બ્હીક લાગતી હતી. મને જાણે પૃથ્વીના મધ્ય ભાગમાં સંતાઈ કે દટાઈ જવાની ઇચ્છા થતી હતી. અજીત શરમે બીજા સર્વ મનોભાવોને તુચ્છ બનાવી દીધા; માત્ર શરમે જ મને ઉદ્ધત બનાવ્યો, અને જેમ હું ગુન્હેગાર બન્યો, તેમ પકડાઈ જવાના ભયે મને વધારે નીડર બનાવ્યો. પકડાઇ જવા સિવાય મને બીજો કોઇ ભય ન લાગ્યો, હું જાહેરમાં, મ્હોડા મ્હોઢ, ચોર જુઠ્ઠો ઠરું!"

તે જ પ્રમાણે ક્રોધ માફક સામાજિક ભયમાં પણ સંકુચિત અર્થમાં અંગત, પરંતુ સામાજિક ન્યાય કે સત્ય આદર્શને લગતા ભયનો તફાવત પાડી શકીએ. દાખલા તરીકે સૈનિકોમાં તોપના ધડાકા કે બંદૂકની ગોળીના સણસણાટથી ડરી જવું તે હલકામાં હલકો અથવા પાશવ પ્રકાર ગણાય છે. યુદ્ધમાંથી ન્હાસતાં, પક-ડાઈ જવાની ભીતિ તે સામાજિક ભય ગણાય, છતા તે ઉચ્ચતમ

પ્રકારનો ભય નથી. કારણ કે બ્હીક રહે છે તે ખોટા કામની નહિં પરન્તુ શરમની. આ ખ્યાલ પ્રમાણુમાં સાદો અને બુદ્ધિથી સમજાય તેવો નથી. ભયની અસરને લીધે લોકો ઘણીવાર ખોટું છે એમ જાણ્યા છતા અમુક કાર્ય કરે છે. પરન્તુ ધારો કે સૈનિકનો ઉચ્ચતમ આદર્શ—પોતાની ટુકડીમા તથા દેશમા હમેશ સફળતા મેળવવી એ છે, તે આદર્શ ન મેળવવાની બ્હીકે તે બીજા સર્વ તુચ્છ ભયોને જીતી લે—સર્વ સ્વાર્થી ભયોને જીતી લે તો તેનુ વર્તન નૈતિક ગણાય.

---

## પ્રકરણ ૯ મું

---

### સ્પર્ધા

પ્રથમ તો ત્રણ પ્રકારની સ્પર્ધાઓનો ભેદભાવ સમજી લેવો જરૂરી છેઃ—સદ્દપતા, હરીફાઈ અને વીરપૂજા.

સદ્દપતા ( conformity ) એટલે અમુક જનસમૂહે નક્કી કરેલાં ધોરણને ટકાવી રાખવાનો પ્રયાસ; તે ચાલતા આવેલા કાર્યોની સરણીનુ સ્વેચ્છાથી થતું અનુકરણ છે. હરીફાઈ તથા બીજા સ્પર્ધાના લડાયક સ્વરૂપો કરતાં તે જૂદું પડે છે, કારણ કે તે સરખામણીમાં શાન્ત પ્રકારનું હોય છે; જે છે તે ચાલુ રાખવું એ તેનું ધ્યેય છે—નહિ કે હોય તે કરતાં ચઢીઆતા થવું. સદ્દપતા ઘણુંખરૂ માત્ર બાહ્ય અને શિષ્ટાચાર સંબંધી જ હોય છે. બીજી બાજુએથી જોઈએ તો તે અનૈચ્છિક અનુકરણ કરતાં જુદું પડી આવે છે; કારણ કે તે યંત્રવત કે જાણીજોઈને થતું નથી. આપણે બધા ગુજરાતી ભાષા બોલીએ, તેમાં કાંઈ સદ્દપતા નથી, કારણ, ખરૂં પૂછો તો એ બાબતમાં આપણને બીજી પસંદગી કરવાપણું હોતું નથી, પણ આપણે અમુક પ્રકારના ઉચ્ચારો વગેરેમાં સદ્દપતા રાખી શકીએ.

સાધારણ રીતે લોકો સદ્દપતા રાખે છે, કારણકે અસદ્દપતામાં દુઃખ અને અગવડ રહેલાં છે. સામાન્ય રીતે બધા જ લોકો અમુક જ ઢબનાં કપડાં પહેરે છે. બધાથી જુદી ઢબનાં કપડાં પહેરવાં, તેમને દુઃખરૂપ લાગે છે, કારણકે બધાથી જુદાં પડી આવવાથી લોકોની નિન્દાપ્રિય ચિકિત્સાવૃત્તિ ઉશ્કેરાશે, એવો તેમને ભય રહે છે. પોતાની તરફ કોઈ નિન્દ્ય દૃષ્ટિ કરે, તે એ લોકોને ગમતુ નથી.

જે જે બાબતોમાં લોકોને ખાસ અંગત હેતુઓ હોતા નથી. તે સર્વ બાબતોમાં લોકસમૂહ એક બીજાને મળતા આવે છે—તે ઉપલા દાખલા ઉપરથી સમજાશે. સમાજ આપણને તેમ કરવાના ખાસ હેતુ વગર તેમ કરવાની ફરજ પાડે છે—કોઈપણ પ્રકારની વિચિત્રતાને ધિક્કારવાનો કુદરતી આવેગ થાય છે—અને તેનુ કારણ જડતુ નથી. અમુક લોકોના ઉચ્ચ આદર્શોના વિનાશ સંબંધી વાત કરતાં જ્યોર્જ ઈલીઅટ કહે છે કે, “આ જગતમાં, લોકોમાં થતા ક્રમશઃ ફેરફાર જેવું માર્મિક બીજુ કાંઈ જ નથી. શરૂઆતમાં તેઓ અજાણતાં તેને શ્વાસદ્વારા અંદર લે છે; કોઈ જુઠાણાવડે અથવા મુર્ખાઈભર્યા નિર્ણયો દ્વારા, મેં અને તમે પણ આપણા શ્વાસ વડે તેમને ચેપ લગાડયો હોય; અથવા સ્ત્રીની એક નજર માત્રમાંથી તેવો ચેપ આવે.” “એકાન્તવાસ, ભયંકર અને હૃદયને દુઃખરૂપ છે.” આને આધારે તે તિરસ્કારપાત્ર ગણાય છે, અને તેથી કોઈકવાર આરામ માટે, અથવા સહાનુભૂતિ અને સંવ્યવહારના સરળ પ્રવાહ માટે જરૂરી, તેવા એકાન્તવાસમાં ભગાણ પાડવામાં આવે છે. આપણાં કરતાં, દેખાઈ આવે તેવાં ખરાબ અથવા જણાઈ આવે તેવાં ખરાબ કપડાં પહેરેલા માણસ સાથે, અથવા સર્વ કરતાં જુદા હોવા માટે જાણીતા થએલા માણસ સાથે આરામથી ફરવું હરવું કે વાતો કરવી તે બહુ અઘરું છે. બીજીબાજુ જુઓ તો નજીવી બાબતોમાં મળતાપણુ માણસને એકદમ જ એકબીજા પ્રત્યે સમભાવી બનાવી દે છે—અને તેથી જેને આપણે આપણાં સ્વજનો ગણ્યાં તેમનામા અને આપણામાં તેવું મળતાપણુ હોય, એમ આપણે બધા ઈચ્છીએ છીએ.

એમ જણાય છે કે અસહ્યતાને દબાવી દેવી તે માનવસ્વભાવનો મૂળથી જ એક આવેગ છે, અને સહનશીલતા માટે કાંઈક નૈતિક પ્રયત્ન કરવો જરૂરી છે. આપણને સર્વને આપણી હંમેશની વિચારશ્રેણી પ્રિય લાગે છે, અને જે કોઈ વસ્તુ તે શ્રેણીને જંગલી રીતે તોડી પાડે છે, તે આપણને કંટાળારૂપ લાગે છે, અને તેની તરફ આપણને રોષ ઉપજે છે. તેથી વિચિત્રતાને દાબી દેવી, તે આપણી પ્રાથમિકવૃત્તિ જેવું છે, અને જ્યારે વિચિત્રતા સહન કરવી જ પડે છે, અથવા આપણી બુદ્ધિને તે ગમ્ય લાગે છે, અથવા આપણા વિરોધ વડે તે વાગી જાય છે, ત્યારેજ આપણે તેને સહન કરતાં શીખીએ છીએ. નવીનતા ચરૂ કરનાર માણસનું વલણ પણ બીજા બધા લોકોની માફક જ પારકાની નવીનતા દબાવી દેવા તરફ જ હોય છે. જ્યાં સામાજિક સરણી વધારે દૃઢ થઈ ગઈ હોય છે, ત્યાં નવીનતા તરફ વધારે તિરસ્કાર બતાવવામાં આવે છે. અવ્યવસ્થા કે ફેરફારના સમયમાં, લોકો અભિપ્રાયની ભિન્નતાથી ટેવાએલા હોઈ પ્રમાણમાં વધારે સહનશીલ હોય છે. પશ્ચિમના દેશોમાં હાલ ફેરફારનો સમય ચાલે છે, તેથી ત્યાં ઉપલી સ્થિતિ નજરે પડે છે. રોમન માજીસ્ટ્રેટના કાયદાના નિર્ણયો ઉપર ક્યાં બળોનો કાબુ હોય છે, તે બાબત ચર્ચતાં, સર હેન્રી મેઇન કહે છે કે, "તેને છેક બાળપણથી એવા પ્રકારનું શિક્ષણ આપી, આંકડામાં આંકડાં બંધનોમાં જકડી લેવામાં આવતો." તે જ પ્રમાણે દરેક ધંધામાં, વેપારમાં અને હાથના હુન્નરમાં, દરેક ધર્મનાં મંદિરમાં, દરેક મંડળમાં, તેનું પોતાનું નક્કી કરેલું ધોરણ હોય છે; અને તે ધોરણ તરફ સદ્ભાવ રાખવાની દરેકે દરેક સભ્યને ફરજ પાડવા તરફ તેનું વલણ હોય છે. આ ધોરણો સ્થાપવા માટે કાંઈ ખાસ હેતુ હોવો જોઈએ એવી કશી જ આવશ્યકતા નથી, અથવા તે ધોરણોને અમલમાં મૂકવા માટે કોઈપણ પ્રકારની યંત્રરૂપી પદ્ધતિની પણ જરૂર પડતી નથી. તે ધોરણો સ્વતઃ ઉભાં થઈ આવે છે, અને સમૂહનાં બધાં માનવીઓની અસ્ખલિત ગતિ વડે તે અમલમાં મૂકાઈ જાય છે.

દરેક નવા વિચારવાળા વર્તનને પોતાનો રસ્તો કરી લેવા માટે લડવું પડે છે. જેવું કોઈ માણસ અણધાર્યું આચરણ કરે છે, કે તરતજ સમાજ બૂમો પાડી ઉઠે છે, "ચીલા ઉપર ચઢી જાવ," "ચીલા ઉપર ચઢી જાવ," "ચીલા ઉપર ચઢી જાવ!" અને જ્યાં સુધી પેલો માણસ તેમ ન કરે ત્યાંસુધી તેને હડસેલા મારે છે, તેના સામુ ટીકી ટીકીને જોયા કરે છે, તેને ચીલે ચડાવવા ખુશામત કરે છે અને મશ્કરી કરે છે. તે માણસ કયાં તો પાછો ચીલે ચઢે, અથવા તો તે પોતાની સ્થિતિ સદ્દર બનાવે, અને અમુક દરજ્જે ચાલુ ધોરણમાં ફેરફાર કરી સદ્દપતાનો નવો પાયો રચે છે.

મી. લોવેલે અમદ્દપતાના બચાવમાં ખૂબ સુંદર લખાણ લખ્યાં છે, પરન્તુ તે જાતે સામાજિક વ્યવહારમાં ખૂબ રૂઢીચુસ્ત હતા. બધા લોકોમાં અપવાદરૂપ બનવું, અથવા અપવાદરૂપને વખાણવું—તે બન્નેમાં શક્તિનો વ્યય સારી પેઠે કરવો પડે છે—અને આવો વ્યય ઘણી દિશાઓમાં કરવો કોઈને ન પાલવે. ઘણા લોકો પોતાના વિચારો ઉદાર રાખવા માટે અતિશય શ્રમ લે છે; અને એવાં ઘણાં મંડળો, દેશો અને યુગો હોય છે કે જેમાં વિચારની ઉદારતા સારા પ્રમાણમાં જોવામાં આવે છે; છતા પણ સદ્દપતા તે નિયમ અને અસદ્દપતા તે અપવાદ જ છે. મદ્દપતા તે એક પ્રકારનો સહકાર છેઃ તેનો એક કાર્ય-પ્રદેશ તે શક્તિઓની કરકસર—એ છે. વ્યક્તિ ઉપર, મદ્દપતા અને અનુભવ, જે ધોરણો લાદે છે, તે ધોરણો, ઘણીવાર ઉંડા વિચારનાં, વિશાળ અને અમસ્ય પરિણામરૂપ હોય છે, અને તેમનામાં જે કાંઈ અપૂર્ણ-તાઓ હોય છે, તે જીવન માટે આવશ્યક પાયારૂપ છેઃ એ ધોરણો વગર કોઈપણ ચલાવી શકે એ વાત માન્યામાં આવે એવી નથી. જો હું બીજા લોકોનાં કપડાં, રીતભાત, ગૃહવ્યવસ્થા વગેરેનું અનુકરણ કરૂં તો બીજાં કામો માટે હું મારા મનની એટલી શક્તિઓ બચાવી શકું. શ્રેષ્ઠ વાત એ છે કે દરેક માણસ પોતે જે બાબતમાં સૌથી

લાયક હોય ત્યાં મર્જીના વાપરે, અને બાકીની બાબતોમાં બીજા લોકોના નેતૃત્વ નીચે રહીને ચાલે.

પ્રતિભાશાળી પુરુષો ઉપર મદ્યતા બોજારૂપ છે, એમ કહેવાય છે, તે સાચું છે; પરન્તુ એ પણ સાચું અને મહત્વનું છે કે મદ્યતાની એકંદર માનવસ્વભાવ ઉપર ઉત્કર્ષમય અસર થાય છે. તેના વડે આપણને ભૂતકાળના ચૂંટી કાઢેલા અને પદ્ધતિસર પરિણામો મળી રહે છે. કોઈવાર તેને લીધે નીચી ભૂમિકાએ જવું પડે છે, પણ ઘણુંખરું તો તે ઉચ્ચ ભૂમિકા ઉપર જ લઈ જાય છે. આપણા વ્યક્તિત્વને આગળ ધપાવવાના હેતુસર મદ્યતાની નિન્દા કરવી તે ઠીક છે, પરન્તુ એવી જાતના શબ્દોમાં ઝાઝું તથ્ય હોતું નથી. જુવાનીઆઓ ઈમર્સનના સ્વાશ્રય સંબંધીના લખાણો વાંચે તે યોગ્ય છે, કારણકે તેનાથી, તેમને પોતાના આદર્શો માટે લડવાની હિમ્મત આવશે; પરન્તુ ગેટેનું નીચલું વાક્ય પણ સહાનુભૂતિ ઉપજાવે તેવું છે: "બીજા લોકોથી જુદા પડી જવામાં આપણે સ્પષ્ટ રીતે પાગલ જણાઈએ છીએ, અને લોકોના સમૂહમાં વિશ્વવ્યાપી રીતરિવાજથી રહેવામાં ડહાપણ જણાય છે."

અમદ્યતાના બે પ્રકાર છે:—પહેલો તે બંડખોર આવેગ અથવા "વિરોધી સૂચન;" તે માન્ય કરેલાં ધોરણોની વિરોધીભાવના વડે અવગણના કરે છે, તેમાં બીજાં કોઈ ધોરણો હોવા જ જોઈએ એવી આવશ્યકતા નથી. બીજો પ્રકાર તે વર્તમાન અને સાધારણ ધોરણોમાંથી દૂરનાં અને અસાધારણ ધોરણો તરફની વિનમ્રતા છે. જીવનક્રમ તેની આસપાસનાઓ કરતાં જુદો હોવાનાં બે કારણો છે. એક તો આન્તરિક વિરોધીપણું અને બીજું જે લોકોની રીતભાત તેને મનગમતી લાગે છે, તેવા લોકોના વિચાર અને આચાર ઉપર પોતાની કલ્પનાને ચોટાડવી.

પરન્તુ અમદ્યતાનાં અંગત વલણ તરીકેનું મુખ્ય તત્ત્વ, સૂચન અથવા વિરોધની ભાવનામાં સમાયલું છે. કુદરતી શક્તિવાળા

લોકો જેનું સૂચન થયું હોય, તે જાણી જોઈને ન કરવામાં આનન્દ માને છે. આત્મપ્રગટીકરણમાં એક પ્રકારનો આનન્દ રહેલો છે. પોતાની જ વસ્તુ કરવામાં કાંઈ અજબ મીઠાશ છે, અને જો બીજા લોકો તેનો વિરોધ કરે તો તેને ચોક્કસ ખાત્રી થાય છે કે તે તેની પોતાની જ વસ્તુ છે. બહાદૂર માણસોને લોકનિન્દા તો પૌષ્ટિક દવા જેવી છે, તો તે સામી દિશામાંથી વેગભર્યો આવતા તીક્ષ્ણ પવનની સામે થઈ પર્વત ઉપર ચઢવા જેવું છે. આપણને તેવે સમયે આપણે મુર્ખ લાગીએ છીએ, અને આપણી જાતની વિશિષ્ટ ઉપયોગિતા સમજાય છે. તેથી કાંઈક આળસુ અને પોતાનો બચાવ કરવાની સ્વલાગણી, આપણને વિચિત્રતા તરફ જતાં અટકાવે છે, પરન્તુ તે જ લાગણી જ્યારે વધારે સ્ફુર્તિમાન સ્થિતિમાં હોય છે, ત્યારે આપણને વિચિત્રતા તરફ દોરી જાય છે; કોઈક વાર અતિશય ફંડી બહાદૂરીથી સહન કરી લઈએ છીએ, અને કોઈવાર તેવી જ ઠંડીમાં સવડીની મોડ છોડી શકતાં નથી. આનો આધાર આપણા લોહીના ભ્રમણની સ્થિતિ ઉપર છે. તંદુરસ્ત બાળકોમાં આ સહેલાઈથી જોઈ શકાય છેઃ દરેક બાળક પોતે પોતાની ગણી લીધી હોય, તે જ પદ્ધતિથી કામ કરવાનું પસંદ કરે છે અને વિરોધની સામે થઈને પણ પોતાની પદ્ધતિનું પ્રગટીકરણ કરવામા તે ગર્વે છે. આજ વસ્તુ પ્રજાઓ તથા વ્યક્તિ વચ્ચેની કેટલીક ઘણી મોટી ભિન્નતાઓના કારણરૂપ છે. જ્યારે એ લાગણીને બુદ્ધિ અને હેતુઓ વડે કાબુમાં આણવામાં આવે છે, ત્યારે તે સ્વાશ્રયના અને આત્મ–શિસ્તના રૂપમાં પરિણમે છે. આ શક્તિ વડે જ વ્યક્તિઓ તથા પ્રજાઓ ચઢીઆતા બળવાળી બને છે. તે દરેક પ્રકારના કાર્યોમાં સાહસ તથા સહનશીલતાના મૂળ રૂપ છે; અને અંગત હકોના રક્ષણરૂપ છે. આ વલણ વડે જ એંગ્લોસેક્સન લોકો જગતમાં દરેક જગાએ વિજય મેળવી પોતાનો પાયો નાંખતા ફરે છે. એ લોકો આસપાસ ધક્કા માર્યાં જ કરે છે, કારણ કે તેમને બધી જગા પોતાને જ

જોઈએ છીએ. બીજા લોકો—જેમના ઉપર તેમનો કોઈ જાતનો કાબુ નથી—તેઓ લોકો એંગ્લોમેકનનાને કંટાળા રૂપ લાગે છે.

કોલંબસની માફક અજાણ્યા જગતમાં એકલા પશ્ચિમ દિશા તરફ વહાણ હંકારી જવા જેવું મહાન સાહસભર્યું કાર્ય કરવાની કોને ઇચ્છા નથી થતી? ઇમર્સન કહે છે કે, "તમારા કાર્યને વળગી રહો, અને જો તમે તમારા યુગનું એકધારીપણું તોડી શકો, કારણ કે નવીન અને વધારાનું કરી શકો, તો તમારી જાતને ધન્યવાદ આપો."

વર્ણ્ય (conflict) એ તો ક્રિયાવાન આત્મા માટે એક આવશ્યકતા છે, અને જો તેની ગેરહાજરી સાથેનો કોઈ સામાજિક ક્રમ યોજાતો હોય તો તે ક્રમ માનવસ્વભાવને અરુચિકર ગણાઈ નાશ પામી જાય. "માણસ બનવું એટલે અસહ્યતાવાળા થવું."

હું ધારું છું કે જે લોકો જુદાં જુદાં સાહસો ખેડે છે—દાખલા તરીકે નવીન અને ન માની શકાય એવી રીતે સખાવતો કરે છે, ત્યારે તેમની સાહસની ભાવના નોર્થ પોલના શોધકના કરતાં બહુ જુદી નથી હોતી. જો કોઈ 'સા.' છે, તેના કર્તાના હેતુઓ સામાન્ય માનવ સ્વભાવ કરતાં એકદમ જુદા હોવા જોઈએ, એમ માની લેવું સાચું તેમજ યોગ્ય નથી, અને એ લોકોમાંના ઘણા ખરા તો તેવા—સર્વથી જુદા—ગણાવા માગતા પણ નહિ હોય એમ હું માનું છું. સુધારા અને સખાવતના કાર્યો, મન ઉપર બે રીતે અસર કરે છે એક તો જાણે કાંઈ સારું પરિણામ લાવવાની ઇચ્છા, જગત જેની તરફ બેદરકાર જણાય છે, એવા કોઈ આપણા માનીતા હેતુને અમલમાં મૂકવાની ઇચ્છા, કચરાઈ ગએલાને મદદગાર બનવું, માનવ જ્ઞાનની વૃદ્ધિ કરવી વગેરે. પણ તે સર્વની પાછળ આત્મ—શોધપણાની અસ્પષ્ટ ઇચ્છા, અથવા સર્જનની ઇચ્છા, અથવા મહત્વના અનુભવની ઇચ્છા હોય છે, અને એને લીધે માણસને એમ લાગે છે કે પોતે ખરેખર જીવન જીવે છે. અને જે લોકોની કલ્પના વધારે

ઉચ્ચ પ્રકારની હોય છે, તેઓ આ નવીનતા અને સાહસનો માર્ગ શુદ્ધ કે સાહસને ઘસાઈ ગએલે રસ્તે નથી મેળવતા, પરન્તુ કોઈ નવીન અને અનિશ્ચિત પ્રકારની સામાજિક ચળવળમાંથી મેળવે છે.

આથી કેટલીક વાર સામાજિક સંસ્થાઓમાં–ધર્માદાનાં મંડળોમાં અતિ સાહસિક લોકો ભળી આવે છે. હું કાંઈ વાત અદ્ધર નથી કહેતો, પરન્તુ આ પ્રકારનાં ઘણાં માણસો અત્યારે મારા મનમાં મોજુદ છે.

અસદૃપતાનો બીજો પ્રકાર તે દૂરની સદૃપતારૂપ કહી શકાય. સમાજની અસર સામેનો બળવો અપૂર્ણ છે અને દેખાઈ આવે એવો છે, અને જે માણસ સરઘસના લોકો કરતાં જુદાં પગલાં ભરે છે, તે ખરૂં જોતાં બીજા કોઈ સંગીતને તાલ દેતો ચાલે છે. માબાપ અને મિત્રોએ નક્કી કરેલો ધંધો કરવાની કોઈ છોકરો ના પાડે, અને કાંઈ વિચિત્ર અને અવનવે માર્ગે કામ કરવાનો આગ્રહ રાખે તો એનો અર્થ એ જ કે એનું સાચું જીવન એની આસપાસનાંઓમાં નથી પણ પુસ્તકો દ્વારા વાંચેલા મહાન પુરુષોની સાથે છે–અથવા કોઈ થોડી ક્ષણ જોએલા નેતા સાથે છે.

સક્રિય કામ કરતી સામાજિક અસર-તરીકે વાતાવરણ મનાય છે તેવી નિર્ણિત અને દેખાઈ આવે એવી વસ્તુ નથી. આપણા વિચારમાં જે પ્રતિકૃતિઓ વારંવાર હાજર થાય છે તેમાં જ ખરૂં જોતાં આપણું વાતાવરણ સમાએલું છે, અને શક્તિમાન અને પ્રગતિમાન માનસમાં એ પ્રતિકૃતિઓ ઇન્દ્રિયગમ્ય વસ્તુઓ કરતાં કાંઈ જુદા જ પ્રકારની હોય છે. જે મંડળમાં આપણે ભળ્યા છીએ, જેના ધોરણો પ્રમાણે આપણે અનુસરીએ છીએ, તે આપણી પસંદગીના યોગ ઉપર આધાર રાખે છે–આપણી આસપાસની સર્વ અંગત અસરોમાંથી આપણે પસંદ કરીએ છીએ; અને આપણી પસંદગી જો આપણા મિત્રમંડળ કરતાં જુદી પડી આવે તેવી હોય તો આપણામાં તેટલે દરજ્જે અસદૃપતા જણાય છે.

જે અસદૃપતા સર્જક છે, ને અંવીની પસંદગી દૂરનાં કાંઈક સંબંધોમાંથી થએલી હોવી જોઈએ; વિરોધ જાતે વન્ધ્ય હોઈ, તેનો અર્થ વ્યક્તિગત વિચિત્રતા સિવાય બીજો કાંઈ થતો નથી. ત્યારે સદૃપતા અને અસદૃપતાની વચ્ચે ભાગ પાડતી કોઈ સ્પષ્ટ રેખા નથી હોતી. આપણે પહોંચી શકીએ, તેવી અસરોને ભેગી કરી તેમાંથી પસંદગી કરવાની ખાસ અને અવનવી રીતો ઉપર જ તે ભિન્નતા રહેલી છે. નવી શોધ અને અનુકરણ વચ્ચેના તફાવત જેવો જ આ પ્રશ્ન છે. પ્રોફેસર બૉલ્ડવીન કહે છે તેમ માનવ વિચાર તથા આચારનાં આ બે સ્વરૂપો વચ્ચે ખાસ જણાઈ આવે, એવો કાંઈ ભેદ નથી. એવું કોઈ અનુકરણ નથી, જે તદ્દન યાંત્રિક અને નવીનતા વગરનું હોય–માણસ ગમે તેવું અનુકરણ કરે, પરન્તુ તેમાં પોતાની થોડી ઘણી પણ વિશિષ્ટતા મૂક્યા વગર તો ન જ રહી શકે. તે જ મુજબ એવી કોઈ નવી શોધ ન હોઈ શકે કે જેમાં નિરીક્ષણ કે અનુભવથી સૂચિત કોઈ પણ તત્ત્વ ન આવ્યું હોય. મન તો એટલું જ કામ કરે છે કે પોતાના વલણ અને બંધારણ મુજબ સૂચિત સાધનોની પુનરરચના કરી તેને ફરી પ્રગટ કરે છે, અને તે સાધારણ સાધનમાંથી ઉપજાવેલું સારૂ કે નવીન પરિણામ આપણને લાગે કે ન લાગે, તે મુજબ, આપણે તેને અનુકરણ કે નવી શોધ સર્જનવાળું, કે સામાન્ય વગેરે કહીએ છીએ.

ન્યાયી દૃષ્ટિએ તો સદૃપતા તથા અસદૃપતા બન્નેને માનવ કૃત્યોનાં પરસ્પર પૂર્તિ કરતાં સ્વરૂપો તરીકે જ લેખવાં જોઈએ. મનની શાન્ત અવસ્થામાં માણસો સામાજિક મેળ અને સહાનુભૂતિના સરળ પ્રવાહમાં આનંદ માણે છે; આને લીધે અસદૃપતા અગવડભરી બને છે. પણ જ્યારે મનુષ્યોની શક્તિઓ ભરપૂર હોય છે, અને પ્રેરણાબુદ્ધિ દ્વારા તે બહાર નીકળવા માંગણી કરે છે, ત્યારે તેને આત્મપ્રગટીકરણની લાગણી વડે જ શાન્ત પાડી શકાય. તેઓ" સર્જક–અસહિષ્ણુતા" થી ઉશ્કેરાયલા હોય છે. સામાજિક વ્યવ-

હારમાં ક્રિયાવાન જીવો, બીજા લોકોની ઇચ્છાને તાબે ન થતાં, તેને વ્યક્ત કરે છે; અને વિરોધની આ ભાવના અસદૃષતાની મુખ્ય ઉત્તેજક છે. આ ભાવનામાં તદ્દન નવીન સર્જકતા માટેની શક્તિ હોતી નથી; અને સૂચન તથા સાધનો માટે, તેને બીજા લોકોનાં મનમાં સંશોધન કરવા જવું પડે છે. ત્યારે સદૃષતાની સ્વતંત્રતા ખરૂં જોતાં આસપાસના દેખીતા વાતાવરણ પૂરતી જ હોય છે, અને કદી સામાજિક ક્રમ સામે બંડ રૂપ હોતી નથી.

એ તો સ્વાભાવિક છે કે અસદૃષતા વધારે શક્તિમાન સ્થિતિવાળાં માનસની ખાસીઅત હોય. બહુ શક્તિશાળી પુરુષો જરૂર કોઈ મહત્વની બાબતમાં અસદૃષતા ધરાવતા હોવાનાજ. યૌવન અસદૃષતામાં રાચે છે, પણ ઘડપણમાં માણસો વળી પાછા સર્વસામાન્ય દૃષ્ટિબિન્દુ ગ્રહણ કરી લે છે. ઇમર્સને કહ્યું છે કે, "માણસ સૌથી નિર્બળ અવસ્થામાં બહુ રૂઢીચુસ્ત હોય છે, અથવા અતિ વૈભવશાળી અવસ્થામાં રૂઢીચુસ્ત હોય છે. ભારે જમણ પછી કે આરામ લેતાં પહેલાં, માંદગીમાં કે વૃદ્ધાવસ્થામાં માણસ રૂઢીચુસ્ત રહે છે. પ્રાતઃકાળે, અથવા જ્યારે તેમની બુદ્ધિ કે અન્તરાત્મા જાગૃત થયો હોય ત્યારે, જ્યારે સુંદર સંગીત સાંભળે, કે કવિતા વાંચે ત્યારે તે ખૂબ આગળ પડતા વિચારવાળો બની જાય છે."

વ્યક્તિનું પોતાના જીવનમાં સદૃષતા કે અસદૃષતા સંબંધીના પ્રશ્ન તરફનું બુદ્ધિગમ્ય વલણ નીચે મુજબનું હોઈ શકેઃ–ઉપયોગી જણાતી બાબતોમાં તમારા વ્યક્તિત્વનું પ્રતિપાદન કરો; બીનજરૂરી જણાતી બાબતોમાં સદૃષતા રાખો. દરેક બાબતમાં ખૂબ જણાઇ આવે એવી રીતે બધાથી જુદાં પડી આવવું કોઈ પણ ડાહ્યા માણસ માટે તદ્દન અશક્ય છે. સહાનુભૂતિના દ્વાર બંધ કરી, તેમ કરવાનો પ્રયત્ન કરતાં માણસ પોતાની જાતને નુકસાન કરી બેસે. જે બાબતમાં આપણું ધાર્યું કરવું જરૂરી છે, તેની બાબતો માટે આપણે આપણું બળ સંઘરી રાખવું જોઈએ.

દરેક જીવન્ત અને પ્રગતિમાન વસ્તુની માફક સમાજને પણ સ્થિરતા અને ફેરફાર બન્નેની જરૂર છે—સામ્ય અને જુદાપણું એ બન્નેની જરૂર છે. સદૃપતા તે સ્થિરતા અને સામ્યનું સ્વરૂપ છે; અસદૃપતા તે ફેરફાર અને જુદાપણાનું સ્વરૂપ છે. અસદૃપતા કશું તદ્દન નવું તો દાખલ ન જ કરી શકે, પરન્તુ તે વર્તમાન સાધનોની પુનર્વ્યવસ્થા કરી માનવ જીવનને બદલી તેમાં નવીનતા આણી શકે, અને આણે છે પણ ખરી.

હરિફાઇનો અર્થ, હું, વિજયની ઇચ્છાથી ઉત્તેજિત થતો હરિફાઈભર્યો પ્રયત્ન—એ ગણું છું, બીજા લોકો—ખાસ કરીને આપણે માટે—શું ધારે છે એ વિચાર આમાં મુખ્ય હોઈ, તેટલે દરજ્જે સ્પર્ધા સદૃપતાને મળતી આવે છે. સ્પર્ધા વધારે લક્ષ્યક હોઈ તેટલે દરજ્જે સદૃપતાથી જુદી પડે છે. સદૃપતા સરઘસની સાથે ચાલવા મથે છે. હરીફાઈ સૌને મોખરે નીકળવા પ્રયત્ન કરે છે. સદૃપતામાં લોકોથી જુદાં પડવાનાં દુઃખ અને અગવડ છે. હરિફાઈમાં લોકોની પ્રસંશા મેળવવાની ઉત્કંઠા છે. સામાજિક સ્વને મન વિજયનો, સાધારણ રીતે, સામાના મન ઉપર ધારી છાપ પાડવી, એવો અર્થ થાય છે—દાખલા તરીકે સત્તા, ધન, કૌશલ્ય, સંસ્કાર, પરોપકાર વગેરેને લીધે પ્રખ્યાત થવું.

બીજી તરફ જુવો તો હરિફાઈ, બીજા પ્રકારની સ્પર્ધાઓ કરતાં સરળ, અપરિપક્વ અને સીધી હોઈ જુદી પડી આવે છે. તેમાં કાંઈ ઘણી ઝીણવટ ભરી માનસિક ક્રિયાની જરૂર પડતી નથી, તેમાં મોટા પાયા ઉપર અથવા સુધરેલા આદર્શોની આવશ્યકતા હોતી નથી. પાણીદાર ઘોડો પોતાની પાછળ બીજા ઘોડાનાં પગલાં સાંભળે તો તરત તે પોતાના કાન ઉભા કરે છે, પગલાં ઝડપથી ઉપાડે છે, અને આગળ રહેવાનો બનતો પ્રયત્ન કરે છે. માનવ હરિફાઈમાં પણ આવુંજ પ્રેરણાબુદ્ધિનું તત્વ રહેલું જણાય છે.

આપણી આસપાસના જીવન અને જુદા જુદા પ્રયાસો જોઈ આપણને એકદમ કામ કરવાનો આવેગ થઈ આવે છે. બહુ ઉત્કંઠિત માણસ જ્યારે કોઈ પણ સુસ્પષ્ટ કાર્યની વાત સાંભળે છે, ત્યારે તેવું જ કાંઈક કરી નાંખવાનો આવેગ તેને થઈ આવે છે. લોકોનું દોડાદોડી કરતું ઉશ્કેરાયેલું ટોળું જોઈ, તેમની દોડાદોડી કે ઉશ્કેરણીનું કારણ જાણ્યા વગર જ તે તેમાં ભળી જાય છે. મહત્વકાંક્ષાનું મૂળ ઘણીવાર નીચે પ્રમાણેનું હોય છેઃ—માણસ બીજા માણસોમાં ભળે છે, તેની સ્વલાગણી અસ્પષ્ટ રીતે જાગૃત થાય છે, અને તેમની સાથે કોઈ રીતે સબંધ બાધવાની તેને ઇચ્છા થાય છે. તેને કદાચ સમજાશે કે, એ લોકો જે કામ કરે છે, તેમાં પોતે ચઢીઆતો થઈ શકે એમ નથી. તેથી તે કલ્પનાનો આશ્રય શોધે છે, અને પોતે કઈ ચીજ સરસ રીતે કરી શકે, તે શોધે છે, અને તે કરવાનો નિશ્ચય કરે છે. આ રીતે તે છુપી મહત્વકાંક્ષા સંઘરે છે.

ત્યારે હરિફાઈનો હેતુ એ થયો કે જગતમાં શરત ચાલી રહી છે, તેમાં ભાગ લેવાની ઉત્કંઠા. તેને શોધક નહિ પરન્તુ અનુકરણ કરનારી કહી શકાય. કોઈ વસ્તુ સારી ગણાય છે, તે ખાતર તેને મેળવવાનો તેનો હેતુ હોતો નથી, પણ બધા લોકો જેની પાછળ પડયા છે, તે પ્રાપ્ત કરવું, તેજ હેતુ હોય છે. તેમાં આદર્શોની અલ્પતા સાથે અંગત માનની ઈચ્છા પણ હોય છે. તેમા નવીનતા તરફ નહિ જેવું જ વલણ હોય છે—જો કે દુશ્મનાવટની ભાવના તો રહેલી જ હોય છે. વિજયનાં ચાલુ જમાનામાં ગણાતા આદર્શોને માન્ય રાખીને, તથા તેની પાછળ મંડીને, હરિફાઈ પોતાના રંગ, રૂપ તથા સ્વભાવ વર્તમાન સમાજજીવનમાંથી મેળવે છે, અને હરિફાઈના વિશિષ્ટ ગુણનો આધાર તે આદર્શના ઉપર રહેલો છે. દાખલા તરીકે એવી કોઈ વસ્તુ નથી કે જે મેળવવાનુ મન હરિફાઈને લીધે ન થાય. ચાર્લ્સ બુથે લંડનના ગરીબનો બહુ ઝીણવટથી અભ્યાસ કર્યો છે, અને તે કહે છે કે, "ગરીબ લોકોમા માણસો એક પ્રકારના વક્ર અભિમાનથી દારૂ પીધે જ જાય છે."

પ્રોફેસર વિલીઅમ જેમ્સ સૂચવે છે કે 'હરિફાઈ વડે જગતનું નવ દશાંશ કામ થાય છે.' એ તો ખરું જ છે કે સામાન્ય કોટીના પણ મહેનતુ માણસોમાં હરિફાઈ જેવું ઉત્તેજક બીજુ કાંઈ નથી. બુદ્ધિશાળી નેતૃત્વ અને ઉચ્ચ તથા આગ્રહી આદર્શવાદ ભાગ્યેજ મળી આવે છે. શક્તિશાળી પુરૂષોમાં વધારે ભાગે લોકો મહત્વાકાંક્ષી હોય છે, છતાં તે મહત્વાકાંક્ષાને અમુક વિષય તરફ દોરવા માટે જોઈતાં ઝીણવટભર્યાં લક્ષણો તેમનામાં હોતાં નથી. પોતાનો સમય, દેશ, બાળપણનુ વાતાવરણ અને શિક્ષણ, તેમને જે કાંઈ પૂરૂ પાડે છે તેમાંથી તેઓ પોતાનો કાર્યપ્રદેશ શોધી લે છે—તેમાંથી જે સફળતાની મોટી વધારે તક આપે એવું જણાય તે પસંદ કરી લે છે. જો વકિલાતનો ધંધો પસંદ કર્યો, તો તેમાં ધન તથા આબરૂ મેળવવાનો તેઓ પ્રયાસ કરે છે, અને ઉપયોગમાં આવે તેવાં નૈતિક અને બીજાં ધોરણો સ્વીકારી લે છે; અને તેજ પ્રમાણે વેપાર, રાજકારણ, જુદા જુદા હુન્નરો વગેરેમાં બને છે.

ત્યારે નૈતિક દૃષ્ટિએ હરિફાઈમાં કશું જ નવાઈભર્યું નથી; કયા સંબંધમાં તે વપરાય છે, તે ઉપર જ તેના સારા કે ખોટાપણાનો આધાર રહેશે છે. કઈ રમતમાં માણસ ઉતર્યો છે, તેના ઉપર બધો આધાર છે.

પણ બહોળી દૃષ્ટિએ જોઈએ, તો કહી શકાય કે વધારે ભાગે માણસોને હરિફાઈથી સારૂ ઉત્તેજન પૂરૂ પડે છે, અને એકંદર જોતાં તે પ્રગતિનું મુખ્ય બળ છે, ને મહત્વાકાંક્ષાનું મહાન બળ ઉપયોગમાં લઈ લે છે, અને તે વડે સમાજે વખાણેલા એવા હેતુઓ પાર પાડવામાં મદદ કરે છે. ઘણીખરી વસ્તુઓ જેને આપણે ખરાબ ગણીએ છે, તેમાં ખરૂં જોતાં સારાપણાનો અભાવ હોય છે એટલુંજ; તે વસ્તુઓ ઉંધે રસ્તે દોરાયલી મહત્વાકાંક્ષામાંથી નીપજેલી હોતી નથી, પરન્તુ મન્દતા અથવા ઈન્દ્રિય વિષયક લાલસામાંથી ઉપજે છે.

સમાજનું કાર્ય બરાબર ચલાવવા માટે હરિફાઈમાં શિસ્ત અને વ્યવસ્થા બંને આણવાં જોઈએ. આનો અર્થ એ થયો કે માણસોએ અમુક વિશિષ્ટ મંડળોઓમાં ભળવું જોઈએ, દરેક મંડળોએ પોતાના આદર્શો પાછળ મંડયા રહેવું જોઈએ, અને તેમાં સફળતા મળે તો હરિફાઈનો હેતુ સિદ્ધ થાય છે. શાળા તથા કૉલેજોમાં અંગબળની રમતગમતમાં સફળતા કેવી રીતે મળે છે, તે વિષે વિચાર કરો: સૌથી પહેલાં તો રમતગમત વિષે સર્વસામાન્ય શોખ ફેલાયલો હોય છે, તેને લીધે તેમાં વિજય મેળવવો તે બધા વિદ્યાર્થીઓની એક મહેચ્છા હોય છે. અમુક અમુક રમતોમાં વિદ્યાર્થીઓ અનુભવસિદ્ધ પારંગત ગણાય છે—કોઈ ક્રિકેટમાં, કોઈ ટેનીસમાં, કોઈ ફૂટબોલમાં કે કોઈ હૉકીમાં, કોઈ દોડવામાં કે કોઈ કુદવામાં. એ દરેક ન્હાના મંડળમાં ચાલતા આવેલા રિવાજ મુજબ પરિપૂર્ણતાના ધોરણ વડે, નિયમિત શિક્ષણ અને વિશારદોની પ્રશંસા તથા ટીકા વડે, હરિફાઈ, પ્રગતિ, દક્ષ અને પદ્ધતિસરની બનાવવામાં આવેલી હોય છે; કોઈકવાર થતી જાહેર હરિફાઈ વડે આપણી કલ્પનાને ઉત્તેજન મળે છે, અને આપણી સિદ્ધિ જાહેરમાં બતાવવાની તક મળે છે. લશ્કરમાં અને નૌકાસૈન્યમાં પણ હોંશીયારી ખીલવવા માટે એજ પ્રકારની પદ્ધતિ વપરાય છે, અને ધંધાદારી મંડળોમાં—એટલે વકીલો, દાકતરો, ખગોળવેત્તાઓ, ઈતિહાસકારો, ચિત્રકારો, નવલકથાકારો અને કવિઓમાં પણ એ જ પદ્ધતિ શું નથી જોવામાં આવતી? ઉપલાં દરેક ક્ષેત્રમાં ખાસ આગળ પડી આવતા ઉમેદવારોનું ચુનંદુ મંડળ હોય છે. એ લોકો એક બીજાના કામનું નિરીક્ષણ કરે છે; બીજાઓથી આગળ વધી જવા દરેક જણ આતુર હોય છે. પોતાના સહગામીઓના અભિપ્રાયની કલ્પના કરી, વિશારદોની ટીકા વડે સિદ્ધિની આંકણી કરતા રહે છે; અને ઉચ્ચ પ્રકારના ઉદાહરણો લઈ સરખામણી કરે છે. વળી શિક્ષણનો એક થોડો ઘણો પણ પદ્ધતિસરનો ક્રમ હોય છે, તે બધાંને શીખવો પડે છે, અને ચાલતા આવેલા રિવાજ તરફ બધાં વારંવાર માર્ગદર્શન માટે જોતા રહે છે.

સામાન્ય વાસ્તવિકતા એવી છે કે માનવશક્તિઓને સૌથી અસરકારક રીતે ઉપયોગમાં લેવી હોય તો વ્યવસ્થિત હરિફાઈ હોવી જોઈએ, અને તેમાં સમાજનો કાબુ હોયતો તે વ્યવસ્થિત સહકારથી ચાલે.

આ દષ્ટિબિન્દુથી જોતાં આદર્શ સમાજ પદ્ધતિ કેવા પ્રકારની હોવી જોઈએ? દરેક વ્યવસાયમાં વ્યક્તિનું કામ વ્યવસાયની એક બીજાનાં સંબંધમાં કામ, એક વર્ગનું બીજા વર્ગના સંબંધીનુ કામ, અને એક પ્રજાનું બીજી પ્રજા સંબંધીનું કામ-આ દરેકમાં બીજાને હંફાવી આગળ આવવાનો હેતુ હોવો જોઈએ. આ ઈચ્છા સામાન્ય સામાજિક આદર્શોના સહકાર વડે કાબુમાં રહે છે.

જે બાબતમાં અંગત અથવા સમૂહના મનોરથો માટે સ્થાન નથી હોતું, તેમાં મને ઝાઝી શ્રદ્ધા નથી. 'સ્વ'લાગણી તથા સામાજિક લાગણી બન્નેનું ઐક્ય થવું જોઈએ, અને બન્ને જોડાજોડ રહેવાં જોઈએ

પણ સ્વાર્થી સ્પર્ધા એ માનવજાતિનો પ્રધાનહેતુ છે, તેમાંથી જુદી પડી આવે, એવી સ્પર્ધા સેવાના કામમાં લઈ શકાય કે? જો તે શક્ય હોય, અને જો આપણે સર્વસામાન્ય કલ્યાણ અને પ્રગતિને માટે આદર્શો સ્થાપી શકીએ, તો માનવ સ્વભાવમાંથી ઉત્તમ તત્વ કાઢી લેવાનો પ્રશ્ન, એક રીતે એની મેળેજ ઉકલી જશે.

જો આપણે યોગ્ય પરિસ્થિતિ ઉભી કરી શકીએ, તો ઉચ્ચ સ્પર્ધાને સર્વસામાન્ય બનાવવામાં કાંઈ વાંધો ન આવે. કૉલેજના વિદ્યાર્થીઓ, સૈનિકો અને ઘણા પ્રકારના ધંધાદારીઓ, પારંગતતા પ્રાપ્ત કરવામાં કાંઈપણ આર્થિક બદલાની આશા વગર, માત્ર પોતાની મંડળીના આદર્શ ખાતર અને પ્રશંસાની આશાથી પોતાની વધુમાં વધુ શક્તિઓ રોકી શકે છે, તે ઉપરથી જણાય છે કે બીજી પરિસ્થિતિમાં લોકો તેમ નથી કરતા, તેનું કારણ માનવસ્વભાવની

કોઈ ત્રુટીમાં રહેલુ નથી, પણ તેમાં જોઈએ તેવો રસ લોકોને પડતો નથી એ જ કારણ છે.

ત્યારે યોગ્ય પરિસ્થિતિ કઈ? સામાન્ય રીતે કહીએ તો સેવાના આદર્શથી દોરાતી—જેમાં વ્યક્તિ નિમગ્ન થઈ જઈ શકે તેવી ભાવના અને ચાલતા આવેલા રિવાજોના સમૂહમાં તેનો સમાવેશ થએલો ગણાય.

આથી સામાજિક 'સ્વ' નિર્દિષ્ટ ધ્યેય પ્રાપ્ત કરવા માટે શાસ્ત્રીય પ્રયાસને ઉત્તેજન આપવા તરફ પ્રેરાય છે. વ્યક્તિ તે તરફ સદ્‌ભાવના બતાવશે અને પોતાના આદર્શોને આગળ ધપાવવાની તેને મહત્વાકાંક્ષા થશે. આને જ લીધે કૉલેજના કસરતબાજને, વફાદાર સૈનિકને, વિજ્ઞાનશાસ્ત્રીને અને સમાજવાદીને ઉત્તેજન મળે છે.

આને લીધે જો સંસ્થામાં ઐક્યની ભાવના પ્રચલિત હોય તો મીલના મજૂરોને ઉત્તેજન મળશે. પરન્તુ ખરૂ જોતાં તેવું ઐક્ય ઔદ્યોગિક અને વેપારી જગતમાં ભાગ્યે જ જણાય છે. આનાં કારણો ઘણા છે; તેમાં નીચે જણાવેલાં કારણોનો પણ સમાવેશ થાય છે—

૧. મૂડીવાદી ઉદ્યોગમાં તથા વેપારમાં, ચાલતી આવેલી પ્રથા તથા આદર્શ સેવાનો નહિ, પરન્તુ અંગત લાભનો છે. એ પરિસ્થિતિ સ્વાર્થીપણાને આદર્શરૂપ બનાવે છે, અને મેવામાંની સ્પર્ધાનો તે સીધી જ રીતે વિરોધ કરે છે. સેવાનો ખ્યાલ લાભના ખ્યાલને હેઠો પાડી દે, એટલો વધારી દેવામાં ન આવે ત્યાં સુધી એ ધંધાઓમાં સામાજિક ભાવના અને ઉચ્ચ કાર્યદક્ષતાની ખામી ચાલુ રહેવાની. સેવાના ખ્યાલની વૃદ્ધિની આશા આપણે મેવા મંડળોના વિકાસ ઉપર રાખી શકીએ. એ વડે મજૂર તેમજ માલીક બન્ને, સત્તા, જવાબદારી તથા ગૌરવની લાગણી વડે, ભેગાં મળી, ઉત્કર્ષ સાધી શકે.

૨. ઘણી વેપારી અને ઔદ્યોગિક પ્રવૃત્તિઓ એટલી અસ્થિર પ્રકારની છે, કે તેમાં મંડળીઓ કે પ્રથાઓ સ્થાપવી પણ મુશ્કેલ છે.

ઉચ્ચ પ્રકારનાં સંયોજનોના ઘણા દાખલાઓમાં આ એક ભયંકર વિઘ્ન છે.

૩. એવી માન્યતા છે કે આપણી હાલની આર્થિક રચના એક હથ્થુ અથવા થોડાના જ હાથમાં સત્તાવાળી છે, અને એમ પણ મનાય છે કે તેને લીધે કામદાર વર્ગને તેમાં પોતાનું કશું છે, એવી લાગણી થતી નથી, અને તેથી તેની સાથે તેઓ એકીકરણ કરી શકતા નથી, અથવા તેની તરફ ગૌરવ અથવા સેવાની વૃત્તિ પણ તેમને થતી નથી.

વર્તમાન પરિસ્થિતિને કેટલાક ટીકાકારો "પગારદાર ગુલામી" એવું નામ આપે છે; અને ગુલામીનો અર્થ એવો લો કે—જે કામ, કોઈ રીતે તમારૂં પોતાનું નથી તે કરવાની તમને ફરજ પાડવામાં આવે તે—તો આપણું ઔદ્યોગિક કામ વધારે ભાગે એ જ પ્રકારનું કહી શકાય. ફરજની લાગણીથી તે કામ કરવામાં આવે છે, તેમાં ખરૂં સહભાગીપણું હોતું નથી, તેથી તેનું સ્વરૂપ ગમે તેવું હોય, પણ ભાવના ગુલામી જ છે. "પણ", આપણને કહેવામાં આવે છે કે, "મજૂરને તે કામ ન ગમે તો તે છોડી દઈ શકે છે." ખરી વાત; બીજા શબ્દોમાં કહીએ તો પરિસ્થિતિ એવી છે, કે પોતાની જાતનું આત્મપ્રગટીકરણ કરવા માટે, પોતાનું સ્વાતંત્ર્ય અને પુરૂષત્વ પુરવાર કરવા માટે, માણસે પોતાના ધંધાનો તિરસ્કાર કરવો પડે અથવા હડતાળ પાડવી પડે. 'સ્વ' પોતાના કામથી અલગ છે એટલું જ નહિ, પણ તેનું વિરોધી છે. હડતાલનો વખત મજૂરો માટે, ધિક્કારભરી સત્તાની સામે ભવ્ય આત્મ પ્રગટીકરણનો છે. આથી વધારે મનુષ્યસ્વભાવનો દુરૂપયોગ કયો હોઈ શકે?

૪. સંકુચિત અર્થશાસ્ત્રના પ્રચારને લીધે મનુષ્યસ્વભાવ તરફ અને ખરૂં પૂછો તો સામાજિક 'સ્વ' તરફ પણ બેપરવા રાખવામાં આવે છે. એવો સિદ્ધાન્ત બંધાયો છે કે આર્થિક રચનામાં માત્ર

પૈસા સંબંધીના લાભ સિવાય બીજી કોઈ પણ વાત ધ્યાનમાં લેવાની જરૂર નથી; આને લીધે ખરાબ પરિસ્થિતિ બંધાઈને દૃઢ થાય છે.

આપણા હેતુઓથી સરણો સુધારવાની જરૂર છે, એ વાત તો સ્પષ્ટ જ છે—આમ કરવા માટે સાર્વલૌકિક વ્યવસાયવાળાં મંડળો ઉભાં કરવાં પડશે, અને તેમાં પ્રથાઓ, ધોરણો અને સેવાના આદર્શો ઘડવા પડશે.

વીરપૂજા એટલે કોઈ વખાણપાત્ર ચારિત્ર્યને જોઈ, હરિફાઈ કે વિરોધની ભાવનાથી નહિ, પણ વફાદાર ઉત્સાહની લાગણીથી તેનું અનુકરણ કરવા માટેની સ્પર્ધા. તે હરિફાઈ કરતાં ઉચ્ચ કોટીની છે, કારણ તેમાં ઉચ્ચ પ્રકારની માનસિક ક્રિયાની જરૂર પડે છે. જો કે હરિફાઈ અને વીરપૂજા વચ્ચે ચોક્કસ ભાગ તો ન જ પાડી શકાય. હરિફાઈ જડ અને સાદી હોય છે, તે બધા જ માણસો અને અમુક જનાવરોમાં પણ જોવામાં આવે છે; વીરપૂજા આદર્શવાદીઓમાં તથા કલ્પનાશીલ લોકોમાં હોય છે. માણસના ઉત્સાહ તથા પ્રયત્નો વીરપૂજા વડે જાગૃત થાય છે, તેનું કારણ એ છે કે માણસના અભિલાષો તથા તેના વિચારો સાથે તેને કાંઈક સંબંધ હોય છે. વીરપૂજામાં પસંદગીને વધારે સ્થાન રહે છે—ટુંકમાં હરિફાઈ કરતાં દરેક રીતે તે વધારે ઉચ્ચ રીતે વ્યવસ્થિત હોય છે.

દરેક ક્રિયાવાન, આશાવાદી જીવનમાં અને ખાસ કરીને યૌવનકાળમાં, વીરપૂજા બહુ મહત્વનું સ્થાન ભોગવે છે. વખાણપાત્ર આદર્શનાં દર્શન વડે આપણે આપણાં ઘડાતા ચારિત્ર્યને પોષીએ છીએ. તેમના ચ્હેરાના હાવભાવ, અવાજ વગેરે દ્વારા આપણને તેમણી તરફ ખૂબ સહાનુભૂતિ થાય છે. આ રીતે આપણાં વલણોને ઉત્તેજન મળે છે અને તે સુવ્યવસ્થિત બને છે. આગળ જણાવ્યું તે મુજબ સહાનુભૂતિ એ વિકાસની ક્રિયાજ હશે, એમ જણાય છે; અને આ બાબત ખાસ કરીને, વીરપૂજા જેવી સહાનુભૂતિની બાબતમાં ખરી લાગે છે. બધી આત્મકથાઓ ઉપરથી જણાઈ આવે

છે કે ચારિત્ર્યનો પ્રથમ વિકાસ પ્રશંસાઓ તથા પ્રોત્સાહનોમાંથી થાય છે; તે સર્વ અલબત્ત આપ્યાં જાય છે, પરંતુ તેમના એક વખતનાં અસ્તિત્વને લીધે ચારિત્ર્ય વધુ મૂલ્યવાન બને છે. પ્રશંસા તથા પ્રોત્સાહન બાળપણથી શરૂ થાય છે, શાળામાં વિકાસ પામે છે, અને ઉગતી જુવાનીમાં હદપાર વિકસે છે અને જોકે પુખ્ત ઉમ્મરે તે એકદમ મંદ પડી જાય છે, છતાં વધવાની શકિત છેક નાશ પામે ત્યા સુધી તે તદ્દન બંધ થતાં નથી.

હું ધારૂં છું કે સંભારશો તો બધાને પોતાના તે બાબતના અનુભવો યાદ આવશે. આપણું મન જ્યારે પૂજ્ય માટે વીરનરો શોધી કાઢતું કે ઉપજાવતુ ત્યારેજ આપણા મનની પ્રગતિ થતી. ઘણીવાર એક સાથે ઘણા પૂજ્ય વીરો ઉભા થતા અને તે દરેકમાંથી આપણા વિકાસની અમુક જરૂર પૂરી પડી રહેતી. આખી નિશાળમાં જે છોકરો સૌથી વધારે કદાવર અને મજબુત હોય, તેની તરફ ન્હાના નિશાળીઆની વીરપૂજા ઉપજે છે. આગળ જતાં કોઈ રાષ્ટ્રનેતા કે સાહિત્યકાર તેને આકર્ષશે. ગમે તે પ્રકારનું વલણ હોય તો પણ તે પ્રકારનો પૂજ્ય વીર તો હોવાનો જ. વિજ્ઞાન સુદ્ધાં ઘણીવાર વીરપુજામાંથી શરૂવાત કરે છે. ડાર્વિન કહે છે કે, "હમ્બોલ્ટની Personal Narrative વાંચીને મને ખૂબ ઉત્સાહ આવ્યો, અને કુદરતના વિજ્ઞાની ઉમદા રચનામાં મારો ગમે તેવો અલ્પ પણ ફાળો આપવાની મને ઈચ્છા થઈ." આપણે બહુ સરળતાથી, ઉગતી અવસ્થાનો એ પ્રકારનો આદર્શવાદ વીસરી જઈએ છીએ; પરન્તુ 'યુવાની વિચારો બહુ દીર્ઘ હોય છે,' એમ કહેવાય છે તે સાચું છે; અને તેજ અરસામાં, અને તેજ રીતે ચારિત્ર્યનો વિકાસ અતિ વેગથી થાય છે. આ વિષે ગેટે કહે છે કે, "ગુરૂનું સાનિધ્ય માણસને ઉર્ધ્વગામી બનાવી, તેને ટકાવી રાખે છે"

યૌવન તે વીરપૂજાનો સમય છે—તે જ મુજબ વીરપૂજાને લીધે, બીજા કશા કરતા પણ યૌવનની ભાવના વધારે મતે જ થાય છે. વખાણવું. પોતાની જાતનો વિકાસ કરવો, ચીલાને ભૂલી જવો, નવીનતા અને જીવન તથા આશાની લાગણી અનુભવવી, એ સર્વ જીવનમાં ગમે તે સમયે યૌવનની નિશાનીરૂપ છે. "આપણાથી જે ઉપલી કક્ષાએ છે, તેની સાથે વાત કર્યાથી આપણે કદી ઘરડા નથી થતાં, પણ ન્હાના થઈએ છીએ." અને વીરપૂજાનો આ અર્થ છે. જેને કોઈ આદર્શ વીર જ નથી, તેને કોઈ જાતની અભિલાષા જ નથી હોતી. તેવો માણસ ભૂતકાળમાં વસે છે, ચીલામાં ચાલ્યો જાય છે, વિષયલોલુપ બને છે અને સંકુચિત 'સ્વ'વાળો થઈ જાય છે.

વીરપૂજા જેમ વધુ કલ્પનાશીલ બને છે, તેમ તેમ તે અજાણતાં આદર્શમય વ્યક્તિઓ તરફના ભક્તિભાવમાં ભળી જાય છે—અને તેને ધર્મ કહે છે. વણીનાર કહેવાય છે કે, લીંકન, ગાંધીજી, નેપોલીઅન કે ગેરીબાલ્ડી જેવા નેતાઓ તરફ લોકોને જે લાગણી હોય છે, તે ધાર્મિક પુસ્તકોમા આવતા આદર્શમય પુરુષો માટેની ભક્તિ, જેવી જ જાતની છે. વીરપૂજા એ એક પ્રકારનો ધર્મ છે, અને ધર્મ એક પ્રકારની વીરપૂજા છે. ગત પ્રકરણમાં જે વિષે વાત થઈ ગઈ, તેમ માનવ વિચાર અને મનોભાવના, તે બન્ને વ્યક્ત સ્વરૂપો છે. જે વ્યક્તિત્વ તરફ આપણી લાગણી ખેંચાય, તે વ્યક્તિત્વ આદર્શમય છે કે નહિ, એ કાંઈ મહત્વની બાબત નથી. ખરી રીતે બધા જ લોકો આદર્શમય હોય છે, અને જે લોકોને આપણે વખાણીએ કે માન આપીએ, તે તો ખાસ કરીને આદર્શમય હોય છે. ત્યારે એમ કહી શકાય કે માણસનું શરીર આપણી એક પણ ઈન્દ્રિયને ગમ્ય હોય કે ન હોય, પણ તે માણસનો ખ્યાલ કલ્પનાશીલ હોય છે—તેમાં ઘણાં તત્વોનું અર્થબોધન હોય છે, તેનો આધાર માત્ર આપણી ઓળખાણના આ એક માણસ ઉપર નહિ પણ આપણા સમગ્ર માનવ અધિકાર ઉપર રહેલો છે.

વળી જેમ આપણી પ્રશંસકવૃત્તિ તથા આદરભાવ વધારે જાગૃત થતાં જાય તેમ તે માણસ વિષેનો આપણો ખ્યાલ વધારે ને વધારે કલ્પનાશીલ અને આદર્શમય બનતો જાય. ખરી વાત એ છે કે આપણે કદી માણસને જોતાં જ નથી, આપણે તો ફક્ત મનમાં વ્યક્તિગત ભાવનાને ઘડનાર તથા કલ્પનાશીલતાને ઉત્તેજક બનાવનાર થોડાં આંખથી દેખાય તેવા લક્ષણો જોઈએ છીએ. ધર્મનાં આદર્શમય પુરુષો માનસશાસ્ત્રની દૃષ્ટિએ મૂળમાંથી જ જૂદા હોય છે. તે આપણામા ઘડાયલી વ્યક્તિગત ભાવનાઓ છે, આ ભાવનાઓ આપણા મનને મળી આવેલાં સાધનોમાંથી ઉભી કરવામાં આવે છે. તેને વડે પૂજ્યભાવ, નમ્રતા, વિશ્વાસ અને આત્મવિકાસ સાધતો ઉત્સાહ એ સર્વ મળી રહે છે. તે વ્યક્તિગત ભાવનાઓ વિચાર અને ઉર્મિમાં હાજર હોઈ, જીવન ઉપર અસર કરે છે, તેથી તેટલે દરજ્જે તે ખરી ગણાય. તેમની સાથે કોઈ પ્રકારનુ જોઈ શકાય તેવું, અથવા સ્પર્શ કરી શકાય તેવું, બીજા લોકોના જેવું શરીર નથી, એ બાબત ખરેખર મહત્વની છે, પરન્તુ તે માનસશાસ્ત્રી કે સમાજશાસ્ત્રીને મન નહિ, પણ શરીર વિદ્યાશાસ્ત્રીને રસ પડે તેવી બાબત છે. ઈશ્વરની ભાવના ખાસ કરીને શરીરવિદ્યાના દૃષ્ટિબિન્દુથી જ વધારે ગૂઢ લાગે છે, એમ કહીએ તો તેમા કદાચ કાંઈ વધારો પડતુ નહિ ગણાય; માનસિક કે સામાજિક દૃષ્ટિથી જોતાં, તે, બીજી વ્યક્તિગત ભાવનાઓ જેવી જ ભાવના છે. બીજી ભાવનાઓ કરતાં તેમાં તે ભાવના વધારે સ્પષ્ટતાથી પુરવાર થઈ શકતી નથી, અને બીજી ભાવનાઓ કરતાં કોઈ રીતે તે ઓછી કે વધારે અકળ નથી.

આ બાબત ઉપર જે કોઈ ઉંડો વિચાર કરે, તેને મારા ધારવા મુજબ, તરત સમજાઇ જશે કે વ્યક્તિ વિષેના આપણા ખ્યાલો—ન્હાના બાળકના પોતાની આસપાસ વિષેના સરળતમ ખ્યાલો સુધીના સર્વ–એક જ પ્રકારના છે. તે સર્વ આપણી કલ્પનાશીલતાના અર્થબોધનો છે; અને તેમની એક એવી હારમાળા બને

છે કે જેમાં માનવ અને દૈવી વચ્ચે કોઈ પ્રકારનો ખાલી ગાળો રહેતો નથી, કોઈ પ્રકારનો ભંગ પડતો નથી. બધું જ માનવ છે, અને તમે ચાહો તો બધાને દૈવી પણ કહી શકો.

જો કોઈ લોકો એમ કહેનારા નીકળે કે આપણે દેખી શકીએ અથવા સ્પર્શ કરી શકીએ, તે સિવાય બીજું કાંઈ જ વાસ્તવિક રીતે છે જ નહિ, તો તેનો અર્થ એટલો જ કે એ લોકોએ સમાજ કે વ્યક્તિઓનો અભ્યાસ જતો કર્યો છે; કારણ કે તે વસ્તુઓ તો ખાસ કરીને અસ્પૃશ્ય અને અદૃષ્ય છે. વ્યક્તિગત ભાવનાના ઘડતરમાં, દૈહિક હાજરી ઉપયોગી મદદરૂપ થઈ પડે છે, પરન્તુ તે કાંઈ આવશ્યક નથી. મેં કદી શેક્સપીઅરને જોયો નથી, તે કેવો દેખાતો હશે, તે વિષે પણ મને કાંઈ ખાસ ખ્યાલ નથી. એની વાસ્તવિકતા, મારા મનમાં એની હાજરી, એના લેખિત શબ્દો, તથા તેનાં પુસ્તકોના કલ્પનાશીલ અર્થબોધન કે અનુમાન વડે–મારા મન ઉપર પડેલી છાપમાં જ સમાવેશ પામે છે, તે જ પ્રમાણે સરળ અને સ્વાભાવિક રીતે જ માણસનું મન વ્યક્તિગત દેવની ભાવના બાંધે છે; તે ભાવના સમગ્ર જીવનના સ્વયં સ્ફુરિત અર્થબોધન વડે ઘડાય છે. બન્ને ભાવનાઓ સરખે જ અંશે, સાચી અને સરખે જ અંશે ઇંદ્રિયો વડે પુરવાર કરી શકવી અશક્ય છે.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### નેતૃત્વ અથવા વ્યક્તિગત પ્રભુત્વ.

પણ આપણે આપણા પૂજ્ય વીરો કઈ રીતે પસંદ કરીએ છીએ? કોઈ લોકોમાં નેતૃત્વ શક્તિ હોય છે, અને કોઈનામાં તેવી શક્તિ નથી હોતી, તેનું કારણ શું? વ્યક્તિગત પ્રભુત્વનું બુદ્ધિગમ્ય કારણ આપણે શોધી કાઢી શકીએ કે નહિ? ઉપલા સર્વ સવાલોના સંપૂર્ણ જવાબોની આશા તો ભાગ્યે જ રાખી શકાય; એ સવાલો

વળી જેમ આપણી પ્રશંસકવૃત્તિ તથા આદરભાવ વધારે જાગૃત થતાં જાય તેમ તે માણસ વિષેનો આપણો ખ્યાલ વધારે ને વધારે કલ્પનાશીલ અને આદર્શમય બનતો જાય. ખરી વાત એ છે કે આપણે કદી માણસને જોતાં જ નથી; આપણે તો ફક્ત મનમાં વ્યક્તિગત ભાવનાને ઘડનાર તથા કલ્પનાશીલતાને ઉત્તેજક બનાવનાર થોડાં આંખથી દેખાય તેવાં લક્ષણો જોઈએ છીએ. ધર્મનાં આદર્શમય પુરૂષો માનસશાસ્ત્રની દષ્ટિએ મૂળમાંથી જ જુદા હોય છે. તે આપણામાં ઘડાયલી વ્યક્તિગત ભાવનાઓ છે; આ ભાવનાઓ આપણા મનને મળી આવેલાં સાધનોમાંથી ઉભી કરવામાં આવે છે. તેને વડે પૂજ્યભાવ, નમ્રતા, વિશ્વાસ અને આત્મવિકાસ સાધતો ઉત્સાહ એ સર્વ મળી રહે છે. તે વ્યક્તિગત ભાવનાઓ વિચાર અને ઉર્મિમાં હાજર હોઈ, જીવન ઉપર અસર કરે છે, તેથી તેટલે દરજ્જે તે ખરી ગણાય. તેમની સાથે કોઈ પ્રકારનું જોઈ શકાય તેવું, અથવા સ્પર્શ કરી શકાય તેવું, બીજા લોકોના જેવું શરીર નથી, એ બાબત ખરેખર મહત્વની છે, પરન્તુ તે માનસશાસ્ત્રી કે સમાજશાસ્ત્રીને મન નહિ, પણ શરીર વિદ્યાશાસ્ત્રીને રસ પડે તેવી બાબત છે. ઈશ્વરની ભાવના ખાસ કરીને શરીરવિદ્યાના દષ્ટિબિન્દુથી જ વધારે ગૂઢ લાગે છે, એમ કહીએ તો તેમાં કદાચ કાંઈ વધારા પડતું નહિ ગણાય; માનસિક કે સામાજિક દૃષ્ટિથી જોતાં, તે, બીજી વ્યક્તિગત ભાવનાઓ જેવી જ ભાવના છે. બીજી ભાવનાઓ કરતાં તેમાં તે ભાવના વધારે સ્પષ્ટતાથી પુરવાર થઈ શકતી નથી, અને બીજી ભાવનાઓ કરતાં કોઈ રીતે તે ઓછી કે વધારે અકળ નથી.

આ બાબત ઉપર જે કોઈ ઉંડો વિચાર કરે, તેને મારા ધારવા મુજબ, તરત સમજાઇ જશે કે વ્યક્તિ વિષેના આપણા ખ્યાલો—હાના બાળકના પોતાની આસપાસ વિષેના સરળતમ ખ્યાલો સુધીના સર્વ—એક જ પ્રકારના છે. તે સર્વ આપણી કલ્પનાશીલતાના અર્થબોધનો છે; અને તેમની એક એવી હારમાળા બને

-છે કે જેમાં માનવ અને દૈવી વચ્ચે કોઈ પ્રકારનો ખાલી ગાળો રહેતો નથી, કોઈ પ્રકારનો ભંગ પડતો નથી. બધું જ માનવ છે, અને તમે ચાહો તો બધાને દૈવી પણ કહી શકો.

જો કોઈ લોકો એમ કહેનારા નીકળે કે આપણે દેખી શકીએ અથવા સ્પર્શ કરી શકીએ, તે સિવાય બીજું કાંઈ જ વાસ્તવિક રીતે છે જ નહિ, તો તેનો અર્થ એટલો જ કે એ લોકોએ સમાજ કે વ્યક્તિઓનો અભ્યાસ જતો કર્યો છે; કારણ કે તે વસ્તુઓ તો ખાસ કરીને અસ્પૃશ્ય અને અદૃશ્ય છે. વ્યક્તિગત ભાવનાના ઘડતરમાં, દૈહિક હાજરી ઉપયોગી મદદરૂપ થઈ પડે છે, પરન્તુ તે કાંઈ આવશ્યક નથી. મેં કદી શેકસપીઅરને જોયો નથી, તે કેવો દેખાતો હશે, તે વિષે પણ મને કાંઈ ખાસ ખ્યાલ નથી. એની વાસ્તવિક્તા, મારા મનમાં એની હાજરી, એના લેખિત શબ્દો, તથા તેનાં પુસ્તકોના કલ્પનાશીલ અર્થબોધન કે અનુમાન વડે-મારા મન ઉપર પડેલી છાપમાં જ સમાવેશ પામે છે, તેજ પ્રમાણે સરળ અને સ્વાભાવિક રીતે જ માણસનું મન વ્યક્તિગત દેવની ભાવના બાંધે છે; તે ભાવના સમગ્ર જીવનના સ્વયં સ્ફુરિત અર્થબોધન વડે ઘડાય છે. બન્ને ભાવનાઓ સરખે જ અંશે, સાચી અને સરખે જ અંશે ઇંદ્રિયો વડે પુરવાર કરી શકવી અશક્ય છે.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### નેતૃત્વ અથવા વ્યક્તિગત પ્રભુત્વ.

પણ આપણે આપણા પૂજ્ય વીરો કઈ રીતે પસંદ કરીએ છીએ? કોઈ લોકોમાં નેતૃત્વ શક્તિ હોય છે, અને કોઈનામાં તેવી શક્તિ નથી હોતી, તેનુ કારણ શું? વ્યક્તિગત પ્રભુત્વનું બુદ્ધિગમ્ય કારણ આપણે શોધી કાઢી શકીએ કે નહિ? ઉપલા સર્વ સવાલોના સંપૂર્ણ જવાબોની આશા તો ભાગ્યે જ રાખી શકાય; એ સવાલો

જીવન અને વૃત્તિઓના ખરા આત્માની બારીકાઈથી તપાસ કરે એવા છે. આપણે તેમના બને તેટલા પ્રત્યુત્તરો આપવાના પ્રયાસ કરીશું. તે વડે આપણે વિચારની એક રસિક શ્રેણીના પ્રવેશ કરી શકીશુ.

પ્રભુત્વની માન્યતામાં, બીજા લોકોના માનસમાંથી આવતાં સૂચનો સંબંધી આપણા મનની આકર્ણીનો પ્રશ્ન જોડાયલો છે. લાગણી વિચાર તથા કાર્યને જાગૃત કરવા માટેની વ્યક્તિગત છાપ ઉપર નેતૃત્વ આધાર રાખે છે; અને એ રીતે તે જીવનના કારણરૂપ બને છે. કેટલાક માણસો એવા હોય છે કે તેમને વિષે વિચાર કર્યા વગર આપણે રહી જ નથી શકતા. તેવા લોકો પોતાની આસપાસના લોકોની રૂઢ માન્યતામાં ચર્ચાસ્પદ શંકાને સ્થાન આપે છે, અને તેથી તેમના સમકાલીન લોકોમાં, તેમ જ ભવિષ્યની પ્રજામાં પણ તેવા લોકોના અસ્તિત્વને લીધે ખાસ તફાવત પડી જાય છે. આ રીતે તફાવત પડવાનું પ્રથમ કારણ એ છે કે એવા લોકોમાં, માણસ જે વ્યક્તિગત છાપ પાડે છે, અને મન તે ગ્રહણ કરે છે, તેમાં કાંઈક-પ્રકૃતિવીર્ય કે ઉત્પાદકતા હોય છે. આ વસ્તુ સામાન્ય લોકોમાં હોતી નથી. અમુક સૂચનો ઉત્પાદક શાથી બને છે, તે જો આપણે શોધી શકીએ તો નેતૃત્વની બાબતમાં આપણે ઘણો પ્રકાશ પાડી શકીએ, અને તેની દ્વારા સામાજિક પ્રભુત્વના પ્રશ્ન ઉપર ઘણું અજવાળું પડી શકે.

આપણે બધાં વિશાળ, બળવાન પરન્તુ ઘડાયા વગરની, દિશા સૂચનની જેને આવશ્યકતા છે, તેવી અસ્પષ્ટ અને વિવિધ માનસિક વૃત્તિઓના જથ્થાને માથે લઈને જન્મ્યાં હોઈએ છીએ. એમ મનાય છે કે આ પ્રેરણાબુદ્ધિની સામગ્રી પ્રજાના પુરાતન સામાજિક વિકાસના પરિણામ રૂપ છે. ઉત્ક્રાન્તિવાદે પુરવાર કર્યું છે કે માણસ જેવા જગતમાં જન્મશે, તેને ઘણુંખરૂ તો તે અનુકૂળ થઈને જ રહી શકશે. તેમજ તે જગતનાં કાર્યમાં તે ભાગ લેવા પણ તૈયાર રહેશે.

જુદા જુદા પ્રકારની ઉર્મિઓ તથા વલણ ઉપરાંત, આપણામાં વિચાર કરવાની પ્રેરણાબુદ્ધિ, તથા ઉર્મિથી તદ્દન નિરાળો પડી આવતો જેનો કાર્ય પ્રદેશ છે, તેવી બુદ્ધિ હોય છે.

વ્યક્તિ અસ્તિત્વને ગમે તે પગથીએ પણ, બાહ્ય જગતનાં સૂત્રનો મહિત, આ તત્વો–થોડે ઘણે અંશે પણ સંપૂર્ણપણે ગોઠવાયેલાં હોય છે અને તેનો અર્થ વ્યક્તિ અથવા માણસ.

સમગ્ર ભૂતકાળનો આત્મા કોઈથી ન જણાય એવી ઓતાડી જગાએ માણસની અંદર પૂરાઈ રહેલો હોય છે. માણસને પોતાને મન, તેમજ બીજા સર્વને મન પણ તે અકળ છે. તે ભૂતકાળની સાથે વળી માણસની શક્તિનો હિસ્સો, તેની લાગણીઓ તેની વૃત્તિઓ તથા તેનું માનવજીવન, પણ ત્યાં જ વસેલા છે. તેના અસ્તિત્વ વડે, જીવવાની લાગણી તથા કામ કરવાની અસ્પષ્ટ આવશ્યકતા ઉત્પન્ન થાય છે. પરન્તુ સામાન્ય માર્ગે બાહ્ય ઉત્તેજન વગર તથા તેના કુદરતી વલણ વગર, આ આવશ્યકતા પૂર્ણ થતી નથી. માણસની અંદર નાશકારક શક્તિરૂપી દારૂગોળો ભરેલો હોય છે, પણ તેને ખરો તણખો પહોંચે નહિ ત્યાંસુધી તે શક્તિમાંથી ધડાકો થતો નથી. એ તણખો તે ઘણુંખરૂં કોઈ પ્રકારનું વ્યક્તિગત સૂચન કે જીવનને મુક્ત કરવું અને અસ્થિરતા તથા ચંચળતાને શક્તિમાં ફેરવી નાંખતુ કોઈ જીવન્ત લક્ષણ હોય છે.

આ જીવન અર્પતા બળ સંબંધી આપણે કોઈ ચોક્કસ સિદ્ધાંત ન ખોળી શકીએ, એ વાત તો સ્પષ્ટ જ છે. નેતૃત્વ માટે કેમેસ્ટ્રીની કોઈ ફોર્મ્યુલા તો ન જ હોઈ શકે. માનવ વૃત્તિઓના ઉંડાણ વિષે આપણે થોડું જ જાણીએ છીએ, કવિઓ કદાચ એ બાબત વિષે સૌથી વધારે જાણતા હશે, પરન્તુ તેમનું જ્ઞાન વ્યવહારૂ ઉપયોગમાં થોડું જ કામ લાગી શકે તેવું હોય છે.

વળી તે પ્રશ્ન જાતિ, વય, પ્રજા, અનુવૃત્તિનાં લક્ષણો અને ભૂતકાળના વ્યક્તિગત વિકાસ પ્રમાણે બદલાતો રહે છે. છતાં

ઉત્ક્રાન્તિવાદના સામાન્ય ખ્યાલ ઉપરથી આપણે એટલી આશા રાખીએ કે જે વસ્તુ જીવનને જાગ્રત કરે છે, અને તે રીતે તેને પ્રભુત્વ અર્પે છે, તે પ્રજાજીવનમાં ભૂતકાળમાં કાંઇક મહત્વની અથવા ઉપયોગી હશે, તેમાં પ્રેરણાબુદ્ધિ–પોતાનું કાર્ય કરવાનું હોવાથી ટકી રહી છે તે સંબંધી કાંઇક હશે. સામાન્ય રીતે કહીએ તો આ બાબત ખરી જણાય છે.

જે માણસ કોઈ પ્રભુત્વ નીચે આવે છે, તે માણસમાં શક્તિઓ હોય છે, પણ અત્યાર પહેલાં તે શક્તિઓને કોઈએ દિશા સૂચન કરેલું હોતું નથી. ખરૂં જોતાં પ્રભુત્વ કોઈ ઉપર બળજબરીથી ઠોકી બેસાડવામાં આવતું નથી, પણ તેની માંગણી માણસની અંદરથી જોસભેર થાય છે. મન શક્તિશાળી હોઈ તેને કામની જરૂર પડે છે, અને કામ માટે કોઈ માર્ગદર્શક જોઈએ, જેથી કાર્ય સરળ રીતે થઈ શકે. જીવનના જે દષ્ટિ કોણો, એમ કબૂલ કરતા નથી કે જીવનની મુખ્ય જરૂરીઆત–કાંઇ કરવાની આવશ્યકતા–એ છે, તે સર્વ દષ્ટિકોણો ભૂલ ભરેલા છે. દરેક નીરોગી માનસ શક્તિશાળી હોય છે, અને તે શક્તિ બ્હાર કાઢવાનો માર્ગ તેને મળવોજ જોઇએ. માનવ મનમાં તેના વિકાસ-કાળ દરમીઆન, જીવનનું અતિશયપણું સર્વ વર્તમાન તથા જાણીતી વસ્તુઓથી પર, એવું સ્વરૂપ–કોઈ અજાણ્યા ધ્યેયને કાજે ધારણ કરે છે.

ભલેને વર્તમાન અને જાણીતી વસ્તુઓ ગમે તેવી હોય, પરન્તુ તે જાણીતી અને વર્તમાન છે, માટે જ તે નાલાયક બને છે. આપણાંમાં એક અસ્પષ્ટ પણ આગળ ધપતો આવેગ હોય છે, તે અવ્યવસ્થિત સામગ્રી રૂપ છે, તેને દરેક પ્રકારની પ્રગતિનું બીજ કહી શકાય. આપણે આગળ જોયું તે મુજબ તેજ, જુવાન, કલ્પનાશીલ તથા આશાવાદી લોકોને વીરપૂજા માટે ઉત્કંઠિત બનાવે છે. જ્યાં સુધી આપણાં મન તથા હૃદય ખુલ્લાં અને પ્રગતિ

માટે શક્તિમાન છે, ત્યાં સુધી અમુક માણસો માટે આપણને આકર્ષણ રહેવાનુ જ; તેમને માટે આપણે માન તથા આશાવાદથી વાતો કરવાનાં. કદાચ તેમનામાંથી તે આકર્ષણ ચાલ્યુ જાય, અને તેમને તદ્દન સામાન્ય કોટીના બનાવી મૂકે, તો પણ તે આકર્ષણો પોતાનું બીજું કોઈ પણ સ્થાન ખોળી લેશે.

જુવાનીમાં મન ઉત્કંઠિત, સંશોધક તથા આગળ જોનારૂ હોય છે. આદર્શવાદીને હરહંમેશ, બીજા લોકોના ચઢીઆતાપણાની જરૂર રહે છે, અને તે એ સદાએ શોધતોજ રહે છે. ઈમર્સન કહે છે કે " જે આપણા ઉપર પ્રેમ રાખે છે, તે આપણને વ્હાલાં લાગે છે, પણ જે આપણને નાલાયક ગણી પાછાં કાઢે છે, તે આપણને વધારે પ્રિય લાગે છે, કારણ એ લોકો આપણામાં નવજીવન રેડે છે. આપણને કલ્પના પણ નહોતી, તેનુ સ્વર્ગ તેઓ આપણી સમક્ષ રચે છે, અને એ રીતે આત્માના ઉંડાણમાંથી નવીન શક્તિઓ પૂરી પાડે છે, અને આપણને અવનવાં કાર્યો તરફ પ્રેરે છે." જો આપણે કોઈના પ્રશંસક ન હોઈએ, તો તે આપણી અધોગતિની નિશાની છે.

ઘણા ખરા લોકોને ભૂતકાળમાં જોએલા કોઈ ચહેરાઓ ખૂબ સ્પષ્ટતાથી યાદ રહી જાય છે–કદાચ તે ચહેરાની એકજ નજર તેમણે જોઈ હોય, ફરી કદી તેને બીજી વાર જોયોજ ન હોય છતાં કેટલીક વાર આવી જાતની છાપ પડી ગયા પછી તે વધતી જાય છે, અને જીવનનુ એક મુખ્ય અંગ બની રહે છે. આનો અર્થ કદાચ નીચે મુજબનો હોઈ શકેઃ—જ્યારે આપણે તે ભેદી અસરો તળે આવ્યાં, ત્યારે આપણુ વય ખાસ કરીને જલદી છાપ પડી જાય, એ પ્રકારની હતી, તે ઉંમરે આપણામાં એક પ્રકારની અસ્થિર શક્તિ હોય છે, તે કાર્ય દ્વારા ઉપયોગી બનવા વાંછે છે. વળી અનુસ્મૃતિથી ઉતરેલા લાગણીના ઉભરાઓનુ ઓતાડી જગાઓમાંથી દબાણ આવે છે. કોઇ અવ્યક્ત રીતે તે શક્તિઓ ઉપર ટકોરા

પડે છે, એક પ્રેરણાબુદ્ધિ મુક્ત થાય છે, એક દષ્ટિપાતે દોરાઈ આવેલું વ્યક્તિગત સૂચન સંજ્ઞારૂપે સમજાય છે, તે છુપાયલી વૃત્તિઓને ખોલી નાખતી કુંચી છે.

વ્યક્તિઓ માફક પ્રજાઓને પણ નીચલું સત્ય લાગુ પડે છેઃ- તેમનામાં જેમ વધારે શક્તિ તથા પુરોગામીપણું હોય છે, તેમ તેમને આદર્શો તથા નેતૃત્વની વધારે જરૂર પડે છે. એંગ્લોસૅક્સન જેવી બળવાન પ્રજાને આગળ નજર કરવા, માન આપવા કાંઈક જોઈએજ, કારણ શ્રદ્ધા વગર—તો તે આડે રસ્તે ચઢી જવાના. ગ્રીક લોકો જે પ્રકારનો શાન્ત અને પદ્ધતિસર આનન્દ ભોગવતા, એમ મનાય છે, તેવાથી એંગ્લોસૅક્સનોને કદી સંતોષ નહિ થવાનો. એમ કહેવામાં આવે છે, કે ઉત્તર યુરોપના લોકો દક્ષિણ યુરોપવાસીઓ કરતાં પ્રમાણમાં ઓછા વીરપૂજક હોય છે, આ વાત સાચી છે: કારણ ઉત્તર યુરોપીઅનો અંધ ઉત્સાહ અને લોકપ્રિય વ્યક્તિઓ પાછળ ઘેલા બની જતા નથી, અથવા ઓછા ઘેલા બને છે. પણ હું ધારું છું કે આનો અર્થ તો એટલોજ થયો કે ઉત્તર યુરોપીઅનોમાં સર્જનશક્તિ વધારે હોવાથી, તેઓ જુદાં જુદાં વ્યક્તિગત મૂળોમાંથી આદર્શ ઉભા કરી લે છે; અને એક વાર ઉભા કર્યા પછી તેમને વળગી રહેવામાં વધારે દૃઢ હોય છે, તેઓ માણસની પરીક્ષા કરવામાં વધારે સૌમ્ય અને સ્વતંત્ર હોય છે, અને તે કાળના પૂજ્યવીર તરફની પ્રશંસામાં અતિશયોક્તિની ભાવના ઓછી રાખનારા હોય છે.

પણ આને લીધે તેમનો આદર્શવાદ વધુ બળવાન બને છે, અને અંદરખાનેથી વ્યક્તિગત સુચના ઉપર જ તેની વ્યાખ્યા માટે આધાર રાખનાર હોય છે. પ્રોફેસર વિલીઅમ જેમ્સ કહે છે કે, "આપણે ઈતિહાસનું ક્ષેત્ર તપાસીએ, કે દરેક નવી જાગૃતિના સમયમાં મુખ્ય વસ્તુ કઈ છે, માનવ મનના વિકાસમાં મુખ્ય વસ્તુ કઈ છે, તો આપણને જણાશે કે તે દરેક યુગમાં માનવ જાતિને

એક જ વાત કહેવામાં આવે છે. તમે જે શક્તિ ધરાવો છો, તેની સાથે વાસ્તવિકતાની પ્રકૃતિ મળતી આવે છે." આ જ સિદ્ધાન્ત હું માનું છું કે વ્યક્તિગત નેતૃત્વને પણ લાગુ પડે છે.

આપણે કાર્ય કરવા જન્મ્યા છીએ, અને જે કાંઈ આપણને કાર્ય માટે સૂચન કરે છે, કે તે તરફ દોરી જાય છે, તે આપણા ઉપર શરૂઆતથી જ સત્તા ચલાવે છે. તરતના જન્મેલા બાળકનું ધ્યાન, હલનચલન, અવાજ, સ્પર્શ અથવા રંગ રાગ જે કાંઈ ઈન્દ્રિયોને કસરત આપે છે, તેના ઉપર ચોંટે છે. માણસ અને જનાવરો તેને ખાસ રમ પડે છે, તેનું કારણ એ કે તે બન્ને બીજી ચીજો કરતાં તેની ઈન્દ્રિયોને વધારે ઉત્તેજન પૂરું પાડે છે. માણસ અને જનાવર હાલે છે, બોલે છે, હસે છે, કાલાવાલા કરે છે, લાડ કરે છે, ખાવાનું આણી આપે છે વગેરે. આ સર્વને લીધે બાળકના મનમાં મોટર, ઈન્જીન, પવનચક્કી, સૂર્યનાં કિરણો, અને રંગરંગીન કપડાં જેટલુંજ માન માણસ તથા જનાવર માટે ઉત્પન્ન થાય છે.

આગળ જતાં, જ્યારે તે પોતાના કાર્યો ઉપર જરા કાબુ રાખતાં શીખે છે, ત્યારે જે કાંઈ તેનાં કાર્યને ઉત્તેજન આપી, તેમને અમુક માર્ગે દોરી શકે છે, તેને બાળક આવકાર આપે છે. જે રમકડાં ચાલી શકે એવાં, અથવા જેનાથી એ કાંઈ કરી શકે એવાં હોય છે, તેજ તેને ગમે છે—દાખલા તરીકે ગાડું, ઈન્જીન, ગોઠવવાના કકડા વગેરે જે માણસો તેના શોખમાં સહભાગી બને છે, ને માણસોનું પ્રભુત્વ બાળક ઉપર વધતું જાય છે, અને બીજાં બાળકો—ખાસ કરી તેના કરતાં ઉમ્મરે મોટાં બાળકો—જેમની પાસે વિવિધ પ્રકારની નવીનતાઓ તેને મળી આવે છે, તેવાં બાળકો તેને બહુ ગમે છે. મોટી ઉમ્મરના લોકોમાં બાળક પોતે સમજી શકે, એવું જે કોઈ કરી આપે છે, તેના તરફ બાળકને માનવૃત્તિ થાય છે, તેથી બાળક સુથાર, માળી, કે આયાની તરફ આદરભાવ રાખે છે.

ઘણાંએ જોયું હશે કે એ ઉમ્મરે બાળક કાર્ય વિષે વિચાર કરતાં શીખે છે, અને કયું કાર્ય હેતવાળું અને અસરકારક છે, અને

કયુ માન હલનચલનવાળુજ છે, તે એ સમજે છે પોતે જાતે સતત જુદુ જુદુ કાંઈ કર્યા કરતા હોઈ, પોતાનાથી જે વધારે સારી રીતે કામ કરે છે, તેને તે વખાણતો થાય છે, અથવા જે માણસ નવીન વસ્તુ સુચવી શકે, તેની તરફ પણ તેને પ્રશસાવૃત્તિ ઉપજે છે

ટેમન સામે બેસી લખ્યા કરતો, તેનો પિતા તેને તદ્દન જડ તથા અનાકર્ષક લાગે એ સભવિત છે, પણ જે માણસ કચરો કાઢતો હોય કે ઉંડા ખાડો ખોદતો હોય, તે બાળકને મન પૂજ્ય વીર જેવો લાગે છે આગળ જતા બાળકો મગરૂરવાળા તરફ, ચાંચીઆ કે ચોર લુટારા તરફ જે વિકૃત પ્રશસાવૃત્તિ બનાવે છે, તેની સમજુતી પણ તેજ રીતે મળી રહે છે. બાળકને દેખી શકાય એવી સત્તા કે શક્તિ ગમે છે કસરતબાજ કે પોલીસમેન જેટલોજ કદાચ વિદ્વાન પણ પ્રશસાપાત્ર હોઈ શકે, પણ દસ વર્ષના છોકરાને તેવો ભાસ કદી નહિ થવાનો

ત્યારે સત્તાનો ખ્યાલ, તથા જે વ્યક્તિઓ તે ખ્યાલ તરીકે આપણી સમક્ષ ખડી છે, જે આપણા ઉપર પ્રભુત્વ ભોગવે છે, તેનો કાર્યપ્રદેશ આપણા પોતાનાજ બદલાતા વર્તનમા રહેલો છે અમુક ઉમ્મરે બધાજ કલ્પનાશીલ છોકરાઓ, કોઈ લડાયક સૈનિકને આદર્શરૂપ પુરુષ લેખવાના વળી કોઈવાર કોઈ પ્રખ્યાત વક્તા અથવા કોઈ નેતા સૈનિકના આદર્શને નીચે દબાવી, ઉપર ચઢે છે, કારણ બાળકને તેનુ જીવન પણ સૈનિક જેટલુજ અદ્ભુત લાગે છે, અને શાન્તિના સમયમા સૈનિક ગાદ્દક લઢી તો ન શકાય, તો આવા વક્તા કે નેતા થવાનુ બની શકે, એમ બાળકને લાગે છે

આગળ જતા આ સરળ ખ્યાલોની જગા બીજા વિચારો લઈ લે, એ સભવિત છે. માણસની શક્તિઓ કઈ દિશા તરફ વહે છે, તે ઉપર તેનો આધાર છે જે કોઈ ધધો અથવા કામ ઉત્સાહથી

કરવામાં આવે છે, તેમાં પૂજ્ય વીરો હોવાના જ. વેપાર તથા ઉદ્યોગનુ જગત વીરપૂજાથી ભરપૂર હોય છે, અને જે માણસોએ ખૂબ પૈસા રળ્યા છે તેઓ બીજા સર્વની પ્રશંસા પામે છે, અને તેમાં કાંઈ ખોટું પણ નથી કારણ તે ધનને લીધે, સફળતાને લીધે, કેટલી બધી અંગત સત્તા મળી રહે છે! વળી જેની બુદ્ધિનો ઉચ્ચ પ્રકારનો વિકાસ થયો હોય છે, તેઓનો સત્તા વિષેનો ખ્યાલ પણ વધારે ઉચ્ચ હોય છે, અને તેથી તેમને મન, કળાકાર, કવિ, વિજ્ઞાનશાસ્ત્રી, તથા સખાવતો કરનાર–એ સર્વ કાર્યની સફળતાના આદર્શ રૂપ લાગે છે.

એક વાત યાદ રાખવી જોઈએ કે સામાન્ય પ્રભુત્વની બાબતમાં, સરળ, અને આંખે કલ્પી શકાય એવા પ્રકારની સત્તામાં વધારે કાયમી ફાયદો રહેલો હોય છે. ડાર્વિનની શક્તિને થોડાજ વખાણી શકે, આ થોડાઓમાં પણ જેમના મનની ઉચ્ચ શક્તિઓ પૂર્ણપણે ખીલી છે તેજ. ડાર્વિન જેવાના એકાન્ત પ્રિય ચારિત્ર્યમાં દેખી શકાય તેવું અસરકારક કશું નથી હોતું. પરન્તુ ગ્રાન્ટ કે નૅલ્સન કે નૅપોલીઅનને તો આપણે જોઈ શકીએ; તેમના લશ્કરને ગોઠવતા, કે વહાણના તૂતક ઉપર ઉભેલા તેમને આપણે કલ્પી શકીએ છીએ, તેમની તોપો તથા દારૂગોળાના અવાજો પણ આપણે તેવીજ રીતે સાંભળી શકીએ છીએ. આ જાતના પ્રભુત્વને નમી જવામાં એક જાતનું સમૂહ–ઘેન હોય છે. આપણો દેહ ભલેને ગમે તેટલો એકલો હોય, પરન્તુ આપણી કલ્પના ટોળામાં હોય છે; અને હું તો જ્યારે પણ કોઈ પ્રસંગે કોઈ માણસે બીજા માણસો સમક્ષ કાંઈ મહાન કાર્ય કર્યું હોય, તેનો વિચાર કરૂં છું, ત્યારે બુદ્ધિને અગમ્ય એવા ઉત્સાહથી હું ઉભરાઈ જાઉં છું.

નજરથી કલ્પી શકાય, તેવી નાટકી શક્તિ દક્ષિણ યુરોપ-વાસીઓને વધારે સચોટતાથી અસર કરે છે, એ વાત નિ:સંશય છે. પણ બધાજ લોકોમાં તે હોય છે તો ખરીજ, અને અતિશય

બુદ્ધિશાળી લોકો પણ તેમના મનની ઉર્મિભરી અવસ્થા વખતે તેને વશ બને છે. તેથી કરીને જનસમૂહમાં આ વીર નરો, ખાસ કરીને યુદ્ધક્ષેત્ર ખેડતા સૈનિકો, ઉર્મિઓને ઉત્તેજન આપનારાજ રહેવાના. આવા પ્રકારની પ્રશંસા તથા વીરપૂજા, જૂના વખતમાં, સંસ્કૃતિ અવસ્થાની, છેક શરૂઆતમાં સામાજિક મંડળીઓને એકત્રિત કરનારી હશે. આપણા જમાનામાં પણ આવું, આપણે ધારીએ તે કરતાં વધારે હોય છે. મહાન યુદ્ધના પ્રસંગમાં લોકો કેવા પ્રકારનો રસ લેતા હતા, તેમને કેવી લાગણીઓ થતી હતી, તે યાદ કરવાથી એ વાત કદાચ સમજી શકાશે.

બીજાં બધાથી જુદાં પડી આવે, એવાં નેતામાં કયાં ખાસ માનસિક લક્ષણો હોય છે, એમ પૂછીએ તો જવાબ એક જ મળે કે, નેતામાં કોઈ પણ રીતે મનુષ્યત્વ ખૂબ હોવું જોઈએ, અથવા ખૂબ છે, એવું જણાવું તો જોઇએ જ, લોકોનું જે તરફ વલણ હોય, તેની મૂર્તિરૂપ થઈ તેણે ઉભા રહેવું જોઇએ, અને એ રીતે તેણે સર્વના વિચારનું મધ્યબિંદુ બનવું જોઇએ

એ વાત તો ચોકખી જ છે કે નતા જે પ્રકારનો હોય, તે પ્રકારમાં તે ઉત્તમ તો હોવો જ જોઇએ. જો તે લોકોની કલ્પનાના વર્તુલમાં સૌથી ચઢીઆતો ન હોય તો તેને અગ્રપદ કોઈ નહિ આપે. ઉતરતી કોટીની કે જરા પણ હલકા પ્રકારની કોઈ પણ વસ્તુ આદર્શમય નજ હોઈ શકે. આપણુ પ્રશંસાપાત્ર ભલે સીઝર હોય કે નેપોલીઅન હોય કે લૂંટારો રોબીનહૂડ હોય પણ તેનામાં પોતાના પ્રકારનાં ઉત્તમ લક્ષણો હોવાં જોઇએ. નેતા ભલેને ગમે તેવો ખરાબ હોય, પણ તેનું નેતૃત્વ, કાંઇક બળવાન, આગ્રહી, ચઢીઆતા તત્વને આભારી હોવાનું, એ વાત નિશ્ચિત સમજવી.

ખૂબ પુરૂષત્વવાળા હોવામાં, નેતા બનવામાં એક તરફથી તરી આવે તેવા વ્યક્તિત્વની જરૂર છે, અને બીજી બાજુ મહાનુભૂતિની વિશાળતાની જરૂર છે. આ બન્ને ભિન્ન લક્ષણો નથી, પરન્તુ વ્યક્તિગત શક્તિનાં બે જુદાં જુદાં સ્વરૂપો છે.

માણસમાં જો સર્વની ઉપર તરી આવે તેવું વ્યક્તિત્વ ન હોય તો તે કશી બાબતમાં આગળ પડતો જણાઈ ન શકે; આજ કારણને લઈને નેતૃત્વમાં સ્વાશ્રય ઘણો આવશ્યક છે. જ્યાં સુધી માણસ સર્વથી ભિન્ન, અને ઘણું કરીને સર્વથી વિરૂદ્ધ એવી પોતાની ખાસ વૃત્તિ ઉપર વિશ્વાસ રાખી તેના ઉપર હેત ન રાખે, ત્યાં સુધી તે માણસ ખાસ મૂલ્યવાન, એવું કાંઈ પણ ખીલવી શકવાનો જ નહિ. બીજા લોકોએ નક્કી કરેલા, અને તેના ઉપર લાદેલા હકુમત તથા હેતુઓમાંથી તેણે મુક્તિ મેળવવી જોઈએ, અને પોતાના મનના અનાવિર્ભૂત પ્રદેશમાંથી કાંઈક નવું જ ખોળી કાઢવું જોઈએ.

બીજી તરફ વળી ખાસ પ્રકારની વૃત્તિ દેખાડવામાં સફળતા મેળવવા માટે, તથા તેનો પ્રચાર કરવા માટે, માનવજીવનના પ્રવાહના સંસર્ગમાં આવી, તેની તરફ સહાનુભૂતિ રાખવી જરૂરી છે. બીજા લોકોના મનમાં, સંવ્યવહાર વડે, વિચારોની આપ લે વડે જ નેતૃત્વ પ્રાપ્ત થાય છે, અને જો તે વિચારો સામા માણસોને મનપસંદ આવે, તેવી રીતે મૂકવામાં ન આવે, તો તે વિચારો કોઈ ગ્રહણ કરશે નહિ. નવીનતા જ્યારે પારકા જેવી ન લાગે, પણ આપણી જ જાતે જાણે અવનવો વેશ પહેર્યો છે, એમ લાગે, ત્યારે આપણે તેને આવકાર આપીએ છીએ.

ઘણીવાર જોવામાં આવે છે કે, વ્યક્તિગત પ્રભુત્વ કાંઈ હંમેશ જેમાં શક્તિ દેખાઈ આવે એવા સ્પર્શ ગોચર કાર્ય ઉપર આધાર રાખતું નથી, પરન્તુ ઘણીવાર તે કાર્યના પહેલાં શક્તિની ખાત્રી, અને વિજયની આશા રહેલાં હોય છે, અને લોકોનાં મન કાંઈ પણ દેખીતા કારણ વગર કાબુમાં રહે છે. આ દેખીતા કારણ રહિત વ્યક્તિત્વની શક્તિમાં કાંઈક અજબ આકર્ષણ રહેલું છે, અને ઘણા દીર્ઘદૃષ્ટિવાળા લેખકો તેના ઉપર બહુ ભાર મૂકે છે. દાખલા તરીકે ઈમર્સન કહે છે કે, ઉચ્ચતમ પ્રકારની મોટાઈ કોઈ

પણ કાર્ય વગર પણ જણાઈ આવે છે. કાર્યદક્ષતાવાળા ઘણા ખરા લોકોમાં આવી પ્રભુત્વશક્તિ કોઈ સ્વરૂપમાં તો હોય છે જ. નેપોલીઅન, ક્રોમવેલ અને બિસ્માર્ક વગેરેમાં તે ખૂબ મોટા પ્રમાણમાં હોય છે. તે શક્તિ કાંઈ એક અમુક વર્ગમાંજ હોતી નથી, પરન્તુ અસંખ્ય જુદા જુદા પ્રકારે તે જોવામાં આવે છે; અને વિચારશાળી, તેમજ કાર્ય કરનારા બન્ને પ્રકારના માણસોમાં તે હોઈ શકે. દાન્તે, મિલ્ટન કે ગેટે જેવા પુરૂષો, બીજા લોકોનાં મન ઉપર રાજ્ય ભોગવી શકે છે, અને સામા માણસોના મનમાં માનની લાગણી ઉત્પન્ન કરાવે છે. નિત્યના જીવનમાં જેમનો રોજ ભેટો થાય છે, તેવા લોકોમાંના આ નજરે ચઢી આવે એવાં દૃષ્ટાન્તો છે. દૃઢ ચારિત્રવાળા ઘણાખરા લોકોમાં કેટલીક વાર કાંઈક તો નજરે ચઢી આવે તેવું જણાઈ જ આવે છે. ખરૂં જોતાં કોઈપણ માણસ એટલો બધો મહત્વહીન નહિજ હોય કે જે કોઈક વાર, કોઈને પણ માનનીય ન લાગ્યો હોય!

આ બાબતને જો કે ઘણી ગૂઢ ગણવામાં આવે છે, પરન્તુ ખરૂં જોતાં તો તે આવેગસૂચક અંગત અભિપ્રાયની બાબત છે અને ગયા પ્રકરણમાં ચર્ચાયલી દેખી શકાય તથા સાંભળી શકાય તેવી વ્યક્તિત્વની સંજ્ઞાઓના અર્થબોધનને નમી જવાની ભાવના તેમાં રહેલી છે. સામો માણસ પોતાની શક્તિ વડે આપણને ચકિત કરી નાંખે, અને પછી તે દ્વારા આપણા ઉપર પ્રભુત્વ ભોગવે; આમ કરવાના બે માર્ગ છે. કાંતો તે કામ કરી બતાવે, અથવા પોતાના વ્યક્તિત્વનાં એવાં લક્ષણો આપણને બતાવે, કે જેથી આપણી કલ્પનાશીલતાને ખાત્રી થાય કે તે માણસ ધારે તો તે કાર્ય કરી શકે એવો છે, અને કરશેજ. સામાન્ય સામાજિક વ્યવહારમાં આ બીજી રીતે, એટલે આપણી કલ્પનાશીલતાને ખાત્રી કરાવી લોકો આપણી સાથે કામ લે છે.

ઘણાં ઉદાહરણોમાં, માણસ દૃઢનિશ્ચયી, નીડર, ઉદાર, સત્તાશીલ કે તેથી ઉલટો છે તે સર્વ આપણે કેવી રીતે જાણી

શકીએ છીએ, તે સમજવું પણ સરળ નથી. અલબત્ત તેની આબરૂ અને તેનો ભૂત ઇતિહાસ આપણને મદદરૂપ તો થાય છે જ, પણ આપણે તો તે સર્વ વગર પણ અભિપ્રાય બાંધી લઈએ છીએ.

નૅપોલીઅન જેવો કાર્યદક્ષ પુરૂષ, જે આણીની પજે બીજા લોકોનાં મન ઉપર સત્તા જમાવી શકે, તેવા માણસમાં નેતૃત્વનાં સામાન્ય લક્ષણો, અને ખાસ કરીને કાર્યની ત્વરા, ખાસ ખીલેલાં હોવાં જોઇએ. તેનું વ્યક્તિગત મહત્વ, સ્પર્શી શકાય તેવા નિશ્ચયનું તથા આત્મ-વિશ્વાસનું સ્વરૂપ ધારણ કરતું હોવું જોઇએ; વળી સામા માણસના મનની સ્થિતિ સમજી લઈ, તે નક્કી કરે છે કે પોતાનાં સત્તાદર્શક સૂચનો કઈ રીતે તે માણસમાં રોપવાં. જ્યારે પરિસ્થિતિ વિચિત્ર બની જાય છે, ત્યારે આપણને સર્વને અસ્પષ્ટ ગુંચવણ થાય છે; તેવે સમયે તે માણસ આપણામાં સ્પષ્ટ રીતે સમજાય, એવા વિચારો મૂકે છે. તે માણસમાં કાંઈક એવી નિશ્ચિતતા છે કે આપણને ખાત્રી રહે છે કે તે આપણને રખડતાં મૂકશે નહિ, પણ કાંઈ માર્ગ દેખાડશે, શંકાને સ્થાને કાર્ય સૂઝાડશે, અને આપણી શક્તિઓને બહાર નીકળવાનો માર્ગ દર્શાવશે.

વળી તેવા માણસનો અજીત આત્મ-વિશ્વાસ, સૂચન દ્વારા આપણામાં પ્રવેશ પામે છે, અને તેના નેતૃત્વની પરવાનગી રૂપે આપણાં મન ઉપર અમર કરવા માંડે છે. આ ઉપરાંત તેનામાં જો કોઈનામાં દુશ્મનાવટ ન જગાડવાની શક્તિ તથા આવડત હોય, તે આપણામાંનો જ એક છે, એવી લાગણી જો તે આપણામાં ઉપજાવી શકે, એમ બતાવી શકે કે તેનાં સૂચનો આપણા વિચાર તથા આચારને મળતાંજ છે, ટુંકમાં આપણને એવી લાગણી પેદા કરાવે કે એના હાથમાં છીએ, ત્યાં સુધી આપણે તદન સલામત છીએ, તો આપણે તેને વશ થયા વગર ન જ રહી શકીએ.

મોંટામોંટના સંબંધમાં, જે માણસ પરિસ્થિતિ ઉપર સ્વામિત્વ ભોગવી શકે, તેવો જણાય, તે લોકોનો સ્વાભાવિક નેતા રહેવાનો.

તે સર્વ લોકોને સમાવી લે છે, અને તે સર્વથી આગળ વધે છે, અને તે રીતે આગળ ઉપર શું કરવું, તે એ લોકોને કહી શકવા શક્તિમાન રહે છે. બુદ્ધિપૂર્વક જોતાં જણાય છે કે તેનાં સૂચનમાં, બીજાના વિચારોમાંના શ્રેષ્ટ તત્વોનો સમાવેશ થાય છે, અને તેમાં અનિવાર્ય પૂર્ણાહુતિ સમાઈ જાય છે. એની માન્યતા સર્વ વિદ્યમાન બળોમાં સૌથી વધુ બળવાન હોય છે. અને તેથી કરીને બીજા લોકોની માન્યતાઓને તે પોતા તરફ ખેંચે છે. છતાં, જ્યારે તે પોતાની જાતની સત્તા નીચે બીજાઓને આણે છે, ત્યારે પણ તે સમજે છે કે બીજાઓ પણ પરિસ્થિતિના વિભાગ રૂપ છે, અને તેથી કોઈપણ પ્રકારનો વિરોધ ન થાય માટે તેમને અનુકૂળ થઈને વર્તન કરે છે. અથવા કદાચ એ તદ્દન ઉંધો માર્ગ લઇને નિર્બળ મનનાઓને હલકા પાડી શરમિન્દા બનાવી દે; સઢીઆતાપણું જમાવવાના ઘણા માર્ગો છે, પરન્તુ એક અથવા બીજી રીતે સર્વોત્કૃષ્ટ માણસ તે હંમેશ પાર પાડે છે.

ન છુટકે જેને વશ થઈ જવાય, એવા વ્યક્તિગત પ્રભુત્વના દાખલા તરીકે બિસ્માર્કનું ઉદાહરણ લો. તેના જેટલીજ સત્તાવાળા બીજા માણસો પાસે ન હતો, તેવો એક ફાયદો બિસ્માર્કને હતો; તે એનુ પ્રભાવશાળી વજનદાર શરીર તથા કાઠાની ભવ્યતા. આના કરતાં પણ વધુ જે વસ્તુઓએ તેને યુરોપના સર્વ મુત્સદ્દીઓમા શ્રેષ્ટ બનાવ્યો–તે તો એનાં માનસિક તથા નૈતિક લક્ષણો. તે જર્મન ચાન્સેલર કૉંગ્રેસના બીજા સર્વ મુત્સદ્દીઓ ઉપર કેવા પ્રકારનું પ્રભુત્વ ભોગવતો, તેનો ખ્યાલ કોઈને ભાગ્યેજ આવી શકે. સર્વનો તિરસ્કાર કરતું તેનું ભારે અભિમાન, પોતાની શ્રેષ્ઠતાની ખાત્રીને લઇને સર્વ તરફનો સંપૂર્ણ તિરસ્કાર, તેની બેસવાની રીતમાં, બોલવામાં, દરેક હાવ ભાવમાં જણાઈ આવતો; પરન્તુ જે માણસને પોતાને વિષે સંપૂર્ણ ખાત્રી હોય તેનામાંજ હોઈ શકે તેવી નિખાલસતા, હસમુખો સ્વભાવ, અને સામાના મનમાં પેસી તેને સમજી જવાની દીર્ઘદૃષ્ટિ તેનામાં હતી; આને લઇને સર્વને તે

પોતાનામાંના એક જેવો જ લાગતો; સર્વને લાગતું કે તેની સત્તા-શીલતામાં તેઓ પણ સહભાગી હતા. આ ઉપરાંત તેનામાં આરપાર નીકળી જાય, તેવી બુદ્ધિ હતી, પોતાની જાતને વ્યક્ત કરવાની રીત અદ્વિતીય અને તરત ધ્યાન ખેંચે તેવી હતી. પોતાના હેતુઓ વિષેની તેની સ્પષ્ટતા હંમેશ સંપૂર્ણ રહેતી. આ સર્વને લીધે તે અદ્ભુત છાપ પાડી શકતો.

જે લોકોને મનાવવાની જરૂર જણાતી તેમને તે મનાવતો, અને બાકીનાને દબડાવતો, બેપરવાઈ બતાવતો અથવા મશ્કરી કરતો. એવી કોઈ પણ બાબત ન હતી, કે જે તેનો હરિફ કહે અથવા કરે, તો બિસ્માર્ક ધારે તો તેને કાંઈક કહીને અથવા કાંઈક કરીને નિષ્ફળતાના રૂપમાં ન દર્શાવી શકે.

જનરલ ગ્રાન્ટની અંગત હાજરીમાં રાજકુમાર બિસ્માર્ક જેવી ભવ્યતાનો અંશ પણ ન હતો; અને બારીકાઈથી ન જોનારને તો ગ્રાન્ટ દેખાવે ક્ષુદ્ર પણ લાગતો. એમ કહેવાય છે કે અમેરિકન આન્તર વિગ્રહ શરૂ થયા પછી ગ્રાન્ટે જ્યારે પહેલીવાર પોતાની ટુકડીનું ઉપરીપણું હાથમાં લીધું, ત્યારે જે અમલદારની જગાએ તે આવવાનો હતો, તેણે શરૂઆતમાં ગ્રાન્ટ તરફ કાંઈ ધ્યાન જ ન આપ્યું, અને ગ્રાન્ટે પોતાના કાગળીઆં બતાવ્યાં, ત્યાં સુધી તે ગ્રાન્ટ છે, એ વાત માનવાની પણ તેણે સાફ ના પાડી. ગ્રાન્ટનો પહેલાંનો એક ઓળખીતો તેને વિષે કહે છે કે, "તેનામાં ધંધાદારી માણસ જેટલું આગળ ધપવાનું જોમ ન હતું. તે ખરો સજ્જન હતો, અને એટલો નમ્ર અને દયાળુ હતો કે બધા તેને ચાહતા, પણ જગતમાં તે શું કરી શકશે, તે અમને કોઈને સમજાતું નહિ."

છતાં તેજ ગ્રાન્ટે ઉચ્ચ કોટીના લોકો ઉપર પ્રભુત્વ મેળવ્યું, અને કહેવાય છે કે કોઈ સેનાપતિના હાથ નીચેનાઓએ આથી વધુ રાજીખુશીથી પોતાના ઉપરીના હુકમ માન્યા નહિ હોય, અથવા

કોઈ ઉપરીએ આટલો સર્વસામાન્ય વિશ્વાસ પેદા કરાવ્યો નહિ હોય. આ રીતે તેણે દૃઢ નિશ્ચયતા, આત્મ-વિશ્વાસ અને સમય-સૂચકતાનાં સર્વ આવશ્યક લક્ષણો દર્શાવ્યાં. તે કદી શંકાશીલ તો જણાતોજ નહિ, તેમજ કદી ગભરાટમાં પડી અસ્થિર મનનો બની જતો નહિ, અને જો કે પોતાના વિશ્વાસપાત્ર અમલદારો સમક્ષ પોતાની યુક્તિઓ વિષે તે વાત કરતો, પરન્તુ હું ધારું છુ કે તેણે એક જ વાર યુદ્ધ-સભા ( Council of war ) બોલાવી હતી, અને પછી તે સભાએ કરેલા ઠરાવને તેણે ના પસંદ કરી પાછો વાળ્યો હતો.

પોતાના અભિપ્રાય વિષે તેને સંપૂર્ણ શ્રદ્ધા રહેતી, અને સર્વ જવાબદારી પોતાને શિરે લેવાની નૈતિક હિંમત તેનામાં હતી. વળી પોતાના અભિપ્રાય મુજબ સ્વતંત્રપણે વર્તવાની પૂરેપૂરી પરવાનગી માગવાની તેમાં હિંમત હતી; પોતાના કામમાં કોઈની ડખલગીરી તેને પસંદ નહોતી; વળી પોતાની શક્તિ વિષેની તેની આંકણી પણ આબાદ હતી. તે માનતો કે યુદ્ધના કાર્યમાં જવાબદારીની ધુંસરી તથા સત્તા એકહથ્થુ હોવી જોઇએ. વળી ગ્રાન્ટ બહુ સમયસૂચક તથા દીર્ઘદૃષ્ટિવાળો હતો. પરિસ્થિતિ તે તરત સમજી જતો; તે પોતાના દુસ્મનોના ચારિત્ર્ય તથા ધ્યેયને અલગ પાડી દેતો, અને પોતાના અમલદારોમાં જે કાંઈ યોગ્યતા કે લાયકાત હોય, તેની કદર કરતો.

અમેરિકન લોકો બડાઇખોર સ્વભાવવાળા ગણાય છે, પરન્તુ જનરલ ગ્રાન્ટમાં બાહ્ય આડંબરનો સમૂળગો ત્યાગ બહુ દેખીતો હતો; અને તેતો એ સદ્‌ગુણ સૌ અમેરિકનો વખાણે છે. એજ લક્ષણ અમેરિકાના ઘણા મહાન પુરુષોમાં જોવામાં આવે છે. અમેરિકન લોકો આદર્શમય પુરુષ તેને જ કહે છે કે જે, સર્વ કાંઈ કરવા શક્તિમાન હોય છે, પરન્તુ તે બાબતનો ઢંઢેરો પીટવો તેમને પસંદ નથી પડતો. તે દેશ સ્વાશ્રયી તથા પ્રજાસત્તાક હોઈ ત્યાંના

લોકોના જીવનમા સાચુ આડમગને મહત્વનુ સ્થાન મળતુ નથી. તે દેશ વિષે સત્ય શોધી કાઢવુ એટલુ સરળ છે કે દભ તરત ખુલ્લો પડી આવી, હાસ્યપદ બને છે

વ્યક્તિગત પ્રભુત્વનુ નિરીક્ષણ કરવાની સૌથી સરસ તક જાહેર ભાષણો દ્વારા મળી રહે છે જ્યારે માણસ ભરી સભામા બોલવા ઊભો થાય છે, ત્યારે સર્વની નજર તેના તરફ ઠરે છે, સર્વની કલ્પનાઓ, તે માણસના વ્યક્તિત્વ તથા ઉદ્દેશોને ખોળવા મથે છે જો તે માણસ પ્રમાણિક અને સ્થિરતાવાળો જણાય, તેનામા પોતાના આત્મા સાથેની સાચી સગાઈ જણાય, તો આપણે તેની તરફ, તેનુ ભાષણ શરૂ થતા પહેલાજ, સારુ વલણ રાખીએ છીએ, અને આપણે માની લઇએ છીએ, કે તે જે બોલશે તે આપણને અનુકૂળ, આવે તેવુ અને ખરૂજ બોલશે એથી ઉલટુજ, કોઈ બીજો વળી એવો હોય છે કે દેખાવ ઉપરથી જ, અહંકારી, અપ્રમાણિક, ઉશ્કેરાઈ ગએલો, લાગણીહીન અને સકુચિત જણાય, અને આપણને લાગે કે તેનુ બોલેલુ આપણને મુદ્દલ માફક આવવાનુ જ નહિ પહેલા પ્રકારનો—આપણને પસદ પડેલો—વક્તા ભાષણ શરૂ કરે કે તરત, બતાવી આપે છે કે તે પરિસ્થિતિને સમજી શકે છે, આપણને જાણે તે પરિચિત લાગે છે, કારણ કે તે આપણી જાતનો છે, તેના વિચાર આપણા જેવા જણાય છે, તેથી આપણને તે ખોટે માર્ગે દોરી જાય, એવો સભવ નથી આપણે નક્કી રીતે આપણા જૂના ને કમાયના મિત્રમડળમા બેઠા હોઇએ એવુ લાગે છે જો વક્તૃત્વ કળા સપૂર્ણ હોય, તો આવી ભાવના ઉત્પન્ન થયા વગર રહેજ નહિ પરતુ આપણા ચારિત્ર્ય તથા મનોવૃત્તિ માટેનો આ આદરભાવ તે તો આપણા ઉપર સત્તા જમાવનાના પાયારૂપ છે તે આપણા જેવોજ છે, પરન્તુ આપણા કરતા અધિક છે આપણે જ્યા કિંકર્તવ્યમૂઢ બનીએ, ત્યા તે તદ્દન દૃઢ નિશ્ચયી હોય છે, આપણે જ્યા અસ્પષ્ટ હોઈએ, ત્યા તે સાફ સ્પષ્ટ હોય છે

આપણે જે વખતે લાગણીહીન હોઇએ, તેવે વખતે તે લાગણીથી ભરપૂર હોય છે. તે કાંઈક નિશ્ચિત અને પ્રગતિમાન વસ્તુ આપણી સમક્ષ ધરે છે, અને પોતાની માન્યતામાંથી તેને વેગ આપે છે. માણસમાં સમયસૂચકતા તથા પોતાના મત વિષે દૃઢ ખાત્રી સિવાય બીજું કાંઈજ ન હોય, તો પણ તે એક જોરદાર વક્તા બની શકે, પરન્તુ સમયસૂચકતા કે પોતાના મત વિષે દૃઢ ખાત્રી વગર કશુંજ ન વળે. તમે જે વિષે જાણો છો, તથા જે વિષે તમને તદ્દન ખાત્રી છે તે વિષેજ ભાષણમાં બોલવું, વળી જે વિષે બોલો તે બાબત તમને અંગત અનુભવ હોવો જોઈએ અને દરેકે દરેક શબ્દનો જવાબ વાળી શકો, તેવી શક્તિવાળા તમે હોવા જોઈએ.

મન તથા ચારિત્ર્યનાં આ લક્ષણોની સરખામણીમાં બોલવાની છટા, લાલિત્ય, તાર્કિક ક્રમ વગેરે માત્ર વક્તૃત્વની સપાટીને શોભાવનારાં છે; તે સર્વ જો કે પોતાના ગૌણ સ્થાનમાં યોગ્ય છે, પરન્તુ તેમના વગર ખુશીથી ચાલી શકે. બિસ્માર્ક મુશ્કેલીથી બોલતો, અને એને બોલતાં બહુ મહેનત પડતી હોય, એમ જણાતું, પરન્તુ તેથી કાંઈ એ મહાન વક્તા ન હતો, એમ તો ન જ કહી શકાય. ક્રોમ્વેલનું ઉદ્દત વક્તૃત્વ, વક્તૃત્વ–કળાના થોડા પાઠોના અભ્યાસથી ભાગ્યેજ સુધરી શકત.

બર્કમાં સમયસૂચકતા સિવાય, મહાન વક્તાના સર્વ ગુણો મોજુદ હતા, અને ફૉક્સથી આ બાબતમાં તે એકદમ જુદો પડી આવતો. ફૉક્સ આનન્દી હોઈ, પરિસ્થિતિનાં સંસર્ગથી કદી દૂર જતો નહિ. જે વક્તા બોલવા ઉભો થાય કે તરત આપણને જમવાના વખતને કેટલી વાર છે, તે યાદ આવે તે માણસ મહાન વક્તા ન ગણાય; પછી ભલેને એનાં ભાષણો સાહિત્યમાં અમર ફાળો આપતાં ગણાય! ખંજર વિષેની એક જાણીતી હકીકત, પરિસ્થિતિના સંસર્ગથી દૂર રહેવાથી આવતાં દુઃખદ પરિણામનો દાખલો આપે છે. ફ્રેન્ચ રેવોલ્યુશન વિષેનું એક મહાન વ્યાખ્યાન આપતાં, પોતાના

ફરી એક વાર ડાર્વિનનું ઉદાહરણ લો, અને તે ખાસ કરીને એટલા માટે, કે ઘણી વાર એમ મનાય છે કે વૈજ્ઞાનિક લખાણમાં વ્યક્તિત્વ મહત્વનું નથી હોતું. ડાર્વિનની Origin of the Species વાંચ્યા પછી, થોડાજ વિચારશીલ અને ખુલ્લા મનવાળા લોકો, ડાર્વિનના મતને માન્યા વગર રહી શકે, તે લોકો તેટલો વખત તો પોતાની ગરજીખુશીથી, તેના પ્રભુત્વને તાબે થાય છે, અને તેને ગુરૂપદ આપે છે. ડાર્વિનમાં આવી સત્તા કયાં લક્ષણોમાંથી આવી, તે બાબત આપણે શોધખોળ કરીએ, તો જણાશે કે આગળ જતાવ્યા તે જ પ્રકારનાં તે સર્વ સામાન્ય લક્ષણો છે. આપણે જેમ તેનાં પુસ્તકનાં પ્રકરણો વાંચતાં જઈએ, અને તે લેખકને આપણાં મનમાં કલ્પતાં જઈએ (તેની શૈલી દ્વારા થતાં સૂચન ઉપરથી) તેમ આપણે તેને એક સત્યનિષ્ટ તથા સાદા માણસ તરીકે ગણતાં થઈએ છીએ, વળી આપણને લાગે છે કે તે ધીરજવાન, અને સત્યનો ડાહ્યો સંશોધક હશે.

આપણે જાતે પણ સત્યના સરળ સંશોધક હોઈ, આપણને ડાર્વિન આગળ જાણે ધરવટ જેવું લાગે છે, આપણે શંકા ઉઠાવવી ભૂલી જઈએ છીએ, અને તે માને છે, તેવું જ માનવા તરફ આપણી વૃત્તિ થાય છે. કદાચ તેનો બુદ્ધિવાદ સમજવા આપણે અશક્ત બની રહીએ, તો પણ તે વૃત્તિ તો થાય છે જ. જો કે તેનો બુદ્ધિવાદ ન સમજાય, એ બનવું લગભગ અસંભવિત જેવું છે. તેનું ધ્યેય તે જ આપણું ધ્યેય છે; સત્યનું ધ્યેય; અને આપણાં કરતાં, તે પ્રાપ્ત કરવા માટે તે બહુ વધારે લાયક છેઃ—(એની કુદરતી શક્તિને લઈને, તથા તે દિશામાં એણે આદરેલા આ જીવન સંશોધન વડે.) તેથી આપણે ખુશીથી તેના હાથમાં લગામ સોંપી દઈએ છીએ. આમ કરવાનું ખાસ એક કારણ છે કે તે કદી પોતાના હાથમાં લગામ સોંપી દેવાની માગણી કરતો નથી, તે તો માત્ર વાસ્તવિકતા તરફજ જોવા આપણને વિનંતિ કરે છે.

એવા તો કેટલાએ લેખકો હશે, કે જે ઘણી શક્તિ હોવા છતાં, આવી માનુકૂળ અંગત છાપ પાડવાને અશક્ત હોવાથી

નિષ્ફળ નીવડ્યા હશે ! એમનામાં આપણને કાંઈક અકુદરતી લાગે છે, કાંઈક અધિગાઈ જણાય છે, કોઈ સત્યથી વિભક્ત, એવું અંગત ધ્યેય દેખાય છે; ત્યાં સર્વને લઇને આપણે ખબરદારી રાખવી પડે છે, અને તેમના વિચારો સામે વાધાભર્યું કાંઈ જ ન જણાય, તો પણ તે વિચારોને કે તે લેખકોને અનુસરવાનું આપણને મન થતું નથી. હક્સલી કહે છે કે ડાર્વિને, પોતાના વિરોધીઓનાં સૂચનોને અનાવશ્યક અને વધારે પડતુ માન આપીને પોતાના કેસને નુક્શાન પહોંચાડ્યું છે, પણ લાંબે ગાળે, તો તે વડે ડાર્વિનની શક્તિમાં ઉમેરો જ થયો છે. ડાર્વિનની એ પદ્ધતિને લીધે ઘણા લોકો એના મતને મળતા થયા છે, તેવા લોકો હક્સલીના મતને મળતા કદી ન થાય, મેં જોયુ છે કે ઉત્કાન્તિવાદના વિચાર તરફ લોકોનો મત ફેરવવા માટે ડાર્વિનની Origin of tho Species જેવું અસરકારક બીજુ એકે પુસ્તક હજી સુધી નીકળ્યુ નથી. સ્પેન્સરવાદ આવીને ચાલ્યો જવાનો, પરન્તુ ડાર્વિનવાદ તો હંમેશ રહેવાનો.

ડાર્વિનની બુદ્ધિની મહત્તા વિષે તો કોઈ શંકા ન જ આણી શકે; વળી તેનો આત્મવિશ્વાસ તથા શ્રદ્ધા પણ ખૂબ જણાઈ આવે તેવાં હતાં, અને છતાં તે ઘણો નમ્ર હતો. ડાર્વિને વીસ વર્ષ સુધી મનન તથા અભ્યાસ કરી, પોતાના સિદ્ધાન્ત બાંધ્યા; તેનુ આ સાહસ અજાણ્યા સમુદ્રો ખેડી, પશ્ચિમ તરફ પ્રયાણ કરી–કોઈએ કદી જોએલુ નહિ–એવા ધ્યેય તરફ સફર કરતા કોલંબસના સાહસ જેવું જ ગણાય. એ રીતે જ્યારે ડાર્વિનને સત્ય મળી આવ્યુ, ત્યારે તે કેવા સ્વાભાવિક આત્મવિશ્વાસથી ખડો રહ્યો ! પછી તેણે તે સત્યને જગતના ભૂત ઇતિહાસમાં, અને મનુષ્યના મન તથા શરીરના વિકાસમાં–ઉપયોગમાં લીધુ. એના સિદ્ધાન્તોની ખૂબ હાંસી થાય, તો પણ તેની શ્રદ્ધા ડગતી નહિ.

તે જ સિદ્ધાન્તનો તદ્દન જુદી જ દિશાનો દાખલો લેવો હોય તો આપણે ચાર્લ્સ ડિક્ન્સનો દાખલો લઈએ તે પણ પ્રથમ તો

આપણને માનવ અને સાનુકૂળ વ્યક્તિ તરીકે જ આકર્ષે છે. આપણને લાગે છે કે જે પ્રકારના મનોભાવો તે હાથમાં લે છે, તેમાં તે બહુ કુશળતા અને સરળતા દાખવે છે—તે આપણા જેવો જ પણ આપણાથી વધારે ઉંડાણવાળો, વધારે મૂલ્યવાન, વધારે હાસ્યરમિક, અને વધારે સાચી લાગણીવાળો છે. તે નવીન, છતાં સ્વીકારી શકાય, એવી રીતિએ જીવનને વિકસાવે છે; ને હિંમતપૂર્વક પોતાના ખરા સ્વરૂપ જેવો જ રહે છે.

મહાન કવિઓ, નરો, ઇતિહાસકારો, સંગીતકારો વગેરેનું પણ પૃથક્કરણ આજ રીતે થઇ શકે. જો કે નેતૃત્વમાં અનન્ત પ્રકારની વિવિધતા હોય છે, તેનો આધાર નેતાઓનાં ચારિત્ર્ય, કેવા સંજોગોમાં તે લોકોને મળે છે, તેઓ વચ્ચે કેવા પ્રકારનો સંવ્યવહાર છે, વગેરે ઉપર રહેલો છે, છતાં તેમાં સિદ્ધાન્તનું સામ્ય રહેલું છે.

આપણે ધારીએ છીએ તેવી સંપૂર્ણ ભિન્નતા જુદાં જુદાં કાર્ય ક્ષેત્રોમાં, સત્તાની પરિસ્થિતિઓમાં હોતી નથી. જે મહાન ભિન્નતાઓ છે, તે જાતિગત નહિ પણ વ્યક્તિગત ગણાવી જોઈએ.

આગળ નોંધેલા સિદ્ધાન્તો સંબંધી સ્વાભાવિક રીતે સમજાશે કે, માણસની કીર્તિ અને સત્તા ઘણીવાર માણસના પોતાનાથી પર જાય છે. આનો અર્થ એવો થયો કે, અમુક નામ તથા માણસની હાજરી વિષે જગતે જે વ્યક્તિગત ભાવનાનું સંયોજન કર્યું છે, તેને માટે તે નામ અથવા માણસની હાજરી ઉપરાંત બીજો વધારે કાંઇ આધાર હોતો નથી, આનું કારણ એ કે મહાન અને પ્રખ્યાત માણસનું કામ સંજ્ઞારૂપ બની રહેવાનું છે, અને તેને સંબંધે બીજા લોકોના મનમાં "તમે કોણ છો?" એ સવાલ ઉભો થતો નથી, પરન્તુ "તમે કોણ છો એમ હું માની શકું?" "મને મહાન થવામાં અને મહત્તા અનુભવવામાં તમે શી મદદ કરશો?" "મારી કુદરતી વૃત્તિઓના વિકાસમાં એક સંજ્ઞારૂપે હું તમને કેટલી હદ સુધી ઉપયોગમાં લઈ શકું?" આવી જાતના પ્રશ્નો ઉપસ્થિત

થાય છે. વૈજ્ઞાનિક ઇતિહાસકાર કદાચ, "તમે કોણ છો ?" એમ પૂછવાનો આગ્રહ રાખે, કારણ એને તો પોતાની બુદ્ધિશક્તિને રૂચે, એવો સંતોષકારક જવાબ જોઈએ છીએ. પણ આ પ્રકારની આવશ્યકતા બહુ જ થોડા લોકોમાં ખીલેલી હોય છે, ઘણાં ખરા લોકોનુ વર્તન વધારે પડતુ આવેગભર્યું હોય છે; તેથીજ તે લોકોને બીજા બધા (ઉપર જણાવેલા) સવાલોની જ વધારે પરવા હોય છે. વૈજ્ઞાનિક દૃષ્ટિબિન્દુ, તે સર્વ લોકોનું દૃષ્ટિબિન્દુ નજ બની શકે; અને મને લાગે છે કે વિજ્ઞાન તે લોકોનુ ટીકાકાર તથા સુધારનાર બનશે, પણ લોકનેતા તો નહિજ બને.

સર્વ પ્રખ્યાત અને પ્રશંસા પામેલા માણસો માટે આપણે કહી શકીએ કે વ્યક્તિગત ભાવનાઓ તરીકે તેઓ દેવોને મળતા ગણાય છે. માણસો પોતાની વૃત્તિઓની વ્યક્તિગત સંજ્ઞારૂપે, એક આદર્શમય કલ્પનાશીલ વ્યક્તિ ઘડવાનો પ્રયત્ન કરે છે. કદાચ આ બાબતનું સૌથી સરસ ઉદાહરણ યુરોપના મધ્યયુગના ઇતિહાસ તથા પોપની સત્તાના સમયમાંથી મળી આવી શકે. એતો જાણીતી વાત છે કે પોપ વિષેનો તે જમાનાના ધાર્મિક લોકોનો ખ્યાલ, અને પોપ પોતાના અંગત મળતીઆઓને જણાતો, તે બન્ને વસ્તુઓ વચ્ચે કોઈ જાતનો નિકટનો સંબંધ હતો નહિ. નજરે દેખાતો પોપ ઘણીવાર ઘણા કાળ સુધી, દુરાચારી અને લુબ્ધક રહેતો; પરન્તુ તેજ સમયે આદર્શમય પોપ, યુરોપના વિચારમાંનો પોપ, આધ્યાત્મિક સત્તા દાખવતો. લોકોની નજરે જણાતો પોપ એતો માત્ર, લોકોની જરૂરીઆતની સંજ્ઞારૂપ હતો. મુગ્ધાને જેમ પ્રેમમાં પડવાની જરૂર લાગે છે, તેમ જગતને આધ્યાત્મિક સત્તામાં માનવાની જરૂર જણાઈ, અને મુગ્ધા જેમ પોતાના પ્રશંસકોમાંથી જે સૌથી ઓછો અકારો લાગે, તેને પસંદ કરે છે, તે પ્રમાણે જગને પોપની સત્તા પસંદ કરી કીર્તિ માણસની સાચી પ્રતિનિધિ હોય કે ન એ હોય. પરન્તુ માણસ જાતની જરૂરીઆતનું તો તે બરાબર પ્રતિનિધિત્વ આ...

એ બાબત પણ સાચી છે કે જ્યારે ખરૂં વ્યક્તિગત ચઢીઆતાપણું હોય છે, ત્યારે માત્ર જેમાં ચઢીઆતાપણું જણાય, તેમાં જ પ્રભુત્વનો સમાવેશ થઈ જતો નથી, પરન્તુ એક વખત તે લક્ષણોમાં ચઢીઆતાપણુ દૃઢતાથી સિદ્ધ થયા પછી, તે સમસ્ત નેતાને વીંટળાઈ વળે છે. મહાન પુરૂષોની મહત્તા કરતાં તેની નિર્બળતાનું તથા ભૂલોનું અનુકરણ કરવું બહુ સહેલ છે, તેથી મહાન પુરૂષોના અનુયાયીઓમાં મહત્તા કરતાં નિર્બળતા અને ભૂલો જ વધારે ભાગે બ્હાર તરી આવે છે.

આજ સત્યનુ એક બીજું સ્વરૂપ એ છે કે માણસોમાં, દૃઢ માન્યતા અને આશા હોય તે માણસો, પોતાના કરતાં બીજી સર્વ બાબતોમાં ચઢીઆતા, પણ આ બે લક્ષણોમાં પાછા પડતા માણસો કરતાં પ્રભુત્વમાં ચઢીઆતા બને છે. જગતની આગળ ધપતી, અને લટાયક વસ્તી, કાર્ય કરનારા લોકો, યુવાનો, અને જે કોઈ ઉછરતી શક્તિવાળા હશે, તે સર્વ કલ્પનાશીલ વસ્તુને ઝંખી તેની પાછળ મંડયાં રહે છે, તેમની આ વૃત્તિને જે ઉત્તેજન ન આપે તેમને તો અનુસરતા નથી.

નેતા થવામાં સૌથી પહેલી જરૂર ખરૂં અથવા સાચું કરવાની નથી, પરન્તુ દોરવાની, માર્ગ દર્શાવવાની છે. આદર્શવાદીનો રાજકીય અથવા આર્થિક બાબતનો કાર્યક્રમ કદાચ અવ્યવહારૂ, અર્થહીન, ખૂબ હાસ્યપદ હોય; પરન્તુ આ સર્વના નિર્દેશ માત્રથી કાંઈ તેની સામે સફળ વિરોધ ન થઈ શકે. નકારસૂચક વિરોધ કદી પણ સંપૂર્ણપણે અસર ન કરી શકે: આદર્શવાદની સ્પર્ધામાં ઉતરે તેવું બીજું કાંઈ હોવું જ જોઈએ; આદર્શવાદ કરતાં ઓછું અનિષ્ટ અને વધારે ઇચ્છવા યોગ્ય, તથા પ્રગતિમાન પ્રેરણાબુદ્ધિને કામ પૂરૂં પાડતું, એવું કાંઈક હોવું જોઈએ. આ વાત દાખલા તરીકે, શિક્ષકોની બાબતમાં સાચી જણાય છે. કોઈવાર આપણે બે પ્રકારના માણસો જોઈએ છીએ. આ બેમાંથી એક વધારે ન્યાયબુદ્ધિવાળો, વધારે

ગ્રહણશીલ મગજશક્તિવાળો હોય, છતાં તે અસર કરવામાં તદ્દન નિષ્ફળ નિવડે; કારણ કે પેલા બીજા માણસમાં 'ચેપી' આદર્શવાદ છે, તે આ માણસમાં નથી. એકમાં આશા સિવાયના બીજા તમામ સદ્‌ગુણો છે; બીજામાં આશા છે, તેથી તેના હાથમાં સર્વ સત્તા આવી જાય છે. ખરૂં જ કહ્યું છે કે માણસ શીખવાનું મૂકી દે–ખુલ્લા મનનો, અને ભવિષ્ય તરફ જોનારો મટી જાય તેની સાથે જ તેણે શીખવવું પણ છોડી દેવું જોઈએ.

આ સરળ પરન્તુ મહત્વની બાબતનાં ઉદાહરણો જેટલાં આપવાં હોય, તેટલાં મળી શકે. હું માનું છું કે સર્વ સબળ મનવાળા લોકોને પુસ્તકો માટે પ્રેમ હોય છે, વળી જે માણસો માનસિક મુક્તિ પામેલા અને આગળ દૃષ્ટિ રાખનારા માણસો હોય છે તેમને પણ સાબુત મગજવાળા લોકો ચાહે છે. આવા મુક્ત માનસવાળા લોકોએ જાણે રૂઢ વિચારોની ઉંચી વાડ તોડી પાડી છે, અને તેઓ આપણને જાણે દૂરથી જણાતી જાંબુડી રંગની ટેકરીઓ દેખાડે છે. ત્યારે વળી એવાં પણ બળવાન માનસ હોય છે કે જે આખરીપણાની વધારા પડતી છાપ પાડી દઈ, અસરકારક બનવામાં નિષ્ફળ નીવડે છે; તે લોકો તો જૂની વાડની જરા દૂર માત્ર નવી વાડ જ ઉભી કરે છે. ઈમર્સનમાં સૌથી વખાણવા લાયક સદ્‌ગુણ કદાચ એજ હશે કે તે નવા વિચારો માટે પોતાનું મન સદા ખુલ્લું રાખતો–વળી ભવિષ્ય પાસે આપણે દરેક પ્રકારની આશા રાખી શકીએ, એમ તે માનતો.

વ્યક્તિગત પ્રભુત્વના આ આદર્શમય અને કલ્પનાશીલ સ્વભાવને લીધે જ તેમાં ગૂઢતા અથવા ભેદ દાખલ થયો છે. આપણે જાણીતામાંથી અજાણ્યા ભણી જઈએ છીએ, આગળ કદી નહિ અનુભવેલા, એવા બળ વડે આપણે કોણ જાણે કઈ તરફ ખેંચાઈએ છીએ. આ બાબતનું મુખ્ય તત્ત્વ–તે નવીનતા, સલમતીનો અભાવ અને ગૂઢ ભેદની હાજરીને લીધે થતી માનસિક ઉશ્કેરણીમાં–રહેલું છે.

ઘણીવાર કહેવામા આવે છે કે પ્રેમમાં પડેલા માણસને પોતાની પ્રિયતમા એક ગૂઢ સમસ્યા જેવી લાગે છે—જાણે તે કોઈ પ્રકારના જાદુઈ વાદળમા વીંટાયલી ન હોય ? આનું કારણ એ છે કે પ્રેમમા પડેલા પુરુષના માનસમા તે વખતે વિચિત્ર પ્રકારના ફેરફારો ચાલી રહ્યા હોય છે. વંશપરંપરાની પ્રેરણાબુદ્ધિના અંધારા ભંડારમાથી, નવી, અસ્પષ્ટ લાગણીના ઉભરાઓ જાગૃત થાય છે. તે માણસની નાવ, પોતાના હમેશના લંગરમાથી છુટી ગઈ છે, અને તેને સમજાતુ નથી કે પોતે કઈ દિશા તરફ ધસડાય છે. આને પરિણામે તે કોઈ સત્તા નીચે આવેલો હોય, કાંઈ વિચિત્રતા અનુભવતો હોય, એવુ તેને લાગે છે, સ્વાભાવિક રીતે જ આ નવી લાગણીઓ પોતાની જીન્દગીમા જેણે નવો પ્રવેશ કર્યો છે, તે વ્યક્તિને આભારી છે, એમ તે માની લે છે. તે વ્યક્તિ બીજાને મન ભલે ગમે તેટલી સામાન્ય લાગતી હોય, પણ તેને પોતાને તો તે વ્યક્તિ નવીન પ્રકારના અનુભવની સત્તારૂપ, તથા કારણરૂપ લાગે છે.

ગમે તે પ્રકારનુ પ્રભુત્વ આપણા ઉપર જામતુ હોય, તો પણ ઉપર મુજબ જ તેનુ પૃથક્કરણ થઈ શકે દરેક વખતે નવીનના અને અનિશ્ચિતતાની લાગણી તથા એક પ્રકારની ઉશ્કેરણી, આપણું મન અનુભવે છે કલ્પના જાગૃત થાય છે, અને તે આકર્ષક જણાતા વ્યક્તિત્વ તરફ વળે છે. તે વ્યક્તિનો એક શબ્દ માત્ર, અથવા તેના ન્હાનામા ન્હાના કાર્યનુ આપણે આતુરતાથી અર્થબોધન કરીએ છીએ, તે શબ્દ અને તે કાર્ય આપણા ઉપર પોતાની અસર જમાવી દે છે. ટુકમા કહીએ તો ગૂઢતા અને આદર્શવાદ બન્ને એટલા અભિન્ન છે કે આ લોકોની શક્તિના ખ્યાલની સાથે તેમની ગહનતા સકળાયલી છે. અને બીજી તરફ જોઈએ, તો માણસ જેવો આપણને સામાન્ય દેખાવા માડે છે કે તરત જ તે આપણી કલ્પનાને ઉત્તેજન આપતો અટકી પડે છે. આપણે તેને બધી તરફથી પૂરેપૂરો જોઈ લીધો છે, તેથી તે નવજીવનનું દ્વાર

બોલનારો જણાતો નથી, પણ તદ્દન સાધારણ તથા વાસી થઈ ગએલો લાગે છે.

ગહનતાની પાછળ કાંઈ ખાસ મહત્વની બાબત સમાયલી હોતી નથી, છતાં પણ તે વ્યક્તિગત પ્રભુત્વમાં ઠીક ભાગ ભજવે છે. વીર નર તે હંમેશ સર્જક કલ્પનાનું પરિણામ હોય છે. જેવી રીતે કલ્પનાશીલ ચિત્રકારોને લાગે છે કે ઈન્દ્રિયગમ્ય વસ્તુઓનું બહુ ઝીણવટભર્યું નિરીક્ષણ, ચિત્રકારના અન્તર-સ્વપ્નને વિઘ્નરૂપ થાય છે અને તેની કલાકૃતિમાં નડતર ઉત્પન્ન કરે છે, તે જ પ્રમાણે વીર-પૂજક કોઈ ઢાંકેલા મુખવાળી કે સામાન્ય વ્યક્તિને ખાતર જાણીતી વ્યક્તિઓને પાછી વાળે છે. પેલી ઢાંકેલા મુખવાળી આકૃતિ, પોતાની ગૂઢતાને લીધે પેલા માણસના મનમાં એટલી ખાત્રી ઉત્પન્ન કરાવે છે, કે એ આકૃતિ માટે જે કલ્પનાઓ રચી તે છુપાયલી હોવાને લીધે ખોટી પડી બ્હાર જણાઈ આવવાનો સંભવ નથી. તે ઢંકાયલી હોવાથી એને વિષે કલ્પના કરવાની આપણને સંપૂર્ણ છૂટ મળે છે. આગળ કહ્યું તેમ પ્રભુત્વની બાબતમાં મુખ્ય સવાલ તે "તમે કોણ છો?" એ નથી, પરન્તુ "મને કોણ બનવામાં તમે મદદ કરશો?" "મારા આત્મ-વિકાસ માટે કેવા વિચારો તમે મારી પાસે કરાવશો" અને વિચારને ઝાંખુ પણ ઉત્તેજન મળે તેનું કારણ એ છે કે તે ઝીણી વિગતોને પોતાની સગવડ પ્રમાણે વર્તવા દે છે, તે વડેજ ગહનતાની શક્તિ ઉદ્ભવે છે.

પ્રેમમાં પડવાની બાબતને ફરી હાથમાં લઈએ; યૌવનસંપન્ન મુગ્ધા, વધારે લાયક ઉમેદવારોને જતા કરી, જે તેને ગહન તથા અકળ લાગે છે તેને પસંદ કરે છે. આ ઘટના જીવનમાં તેમજ નવલકથા સાહિત્યમાં હરહમેશ જોવામાં આવે છે. તેજ સિદ્ધાન્તને પુરવાર કરવા માટે બીજાં ઘણાં ઉદાહરણો આપી શકાય. મી. ટેલરે Primitive Culture નામના પુસ્તકમાં બતાવ્યું છે કે છેક

અસલના જમાનામાં અસંસ્કૃત લોકોમાં, ગાંડા, કમઅક્કલ, અમુક રોગવાળા વગેરે લોકો બહુ માનનીય ગણાતા; આ બાબતનું અર્થ-બોધન પણ ઉપલી રીતે થઈ શકે.

જે લોકોની મગજ શક્તિ, સામાન્ય લોકો કરતાં જુદા પ્રકારની હોય છે, તેઓ ગહન વ્યક્તિત્વ બહુ દેખાઈ આવે, તેવા સ્વરૂપમાં દેખાડે છે. તેઓ માણસ જેવા જણાય છે, પરન્તુ આપણા જેવા માણસ નહિ; તેમના વડે આપણી કલ્પના ચકિત થઇ, કિંકર્તવ્ય મૂઢ બની જાય છે, આથી કરીને જ્યાં સુધી વિજ્ઞાન, તેમની અને આપણી વચ્ચેનો સંબંધ ન સમજાવે, ત્યાં સુધી આપણે તેમને અજ્ઞાત શક્તિવાળા કલ્પીએ તો તેમાં આશ્ચર્યકારક કશું નથી. તેજ પ્રમાણે કેટલીકવાર વિચિત્ર અને લાગણીહીન મુખાકૃતિ વક્તાને લાભદાયી થઈ પડે છે. કોઈ પણ પ્રકારના નેતાને તે તેવી જ લાભદાયી નીવડે, કારણ કે તેવી મુખાકૃતિ ઉપર લોકોની નજર ચોંટી રહે છે, અને લોકોનાં મન મુગ્ધ બની જાય છે. ગહનતાની આબરૂ, નિઃશબ્દતાના આકર્ષણ ઉપર રહેલી છે—ખાસ કરીને તે નિઃશબ્દતાની પાછળ શક્તિ રહેલી છે, એમ જણાય ત્યારે મૌન પ્રિય માણસનું નામ સાંભળતાંજ તેને વિષે બીજું કાંઈ ન જાણીએ તો પણ આપણને એક પ્રકારની ઉર્મિ થઈ આવે છે. આપણને લાગે છે, કે તે માણસ ગહન ઉંડાણવાળો હોવો જોઈએ, અને તે જાણે કોઈ પણ દેખીતા પ્રયત્ન વગર પોતાનું ધ્યેય પ્રાપ્ત કરતો હશે, એમ આપણને લાગે છે. તેજ મુજબ યુરોપમાં એક એવો માણસ હતો—Uon Moltke, જેને " સાત ભાષાઓમાં મૌન ધારણ કરનારો " કહેતા. બે ન્હાનાં યુદ્ધ વડે, તેણે પોતાની પ્રતિભાને બળે ફ્રાન્સ અને ઓસ્ટ્રીઆને હંફાવી દીધાં. જનરલ ગ્રાન્ટે જ્યારે, પોતાની શરૂવાતની સફળતાદ્વારા બતાવી આપ્યું કે પોતાનામાં કાંઇક પાણી હતું ખરૂ, ત્યારે તેના મૌનપણાએ લોકોની કલ્પનાને ચકિત કરી, તે વિષે કાંઈ શંકા નથી; અને તેને લીધે લોકો બીજા કોઈ પણ સેના-

પતિ કરતાં તેના ઉપર વધારે વિશ્વાસ રાખી, તેની સત્તા નીચે ખુશીથી રહેવા લાગ્યા. વ્યક્તિગત ઓછાબોલાપણામાં પણ તેમ જ બને છે; જે માણસ પોતાની ઊંડી લાગણીઓ દેખાડયા વગર, પોતે પોતાની જાત ઉપર સંપૂર્ણ સ્વામિત્વ ભોગવે છે, એમ દેખાડે છે, તે પોતાની શક્તિ વિષે બહુ સારી છાપ પાડી શકે છે. અને તેથી જ આપણે જોઈએ છીએ કે ઘણા લોકો ગહનતાનો દેખાવ ધારણ કરે છે, અથવા તેવો દેખાવ ધારણ કરવાનો પ્રયત્ન કરે છે. કહેવાય છે કે હીઝગએલી કુદરતી રીતે, અને યુક્તિબાજપણે, એમ બન્ને રીતે અકળ પુરૂષ હતો. આવા જ પ્રકારના માણસો આપણા મિત્રમંડળમાં પણ હોય છે, એ તો સર્વને સુવિદિત વાત છે.

સાહિત્યમાં વ્યક્તિત્વના આવિષ્કરણમાં પણ તેમજ બને છે. જે પુસ્તક પહેલી જ નજરે સમજી જવાય એવું હોય તે સામાન્ય કોટીનુ ગણાઈ તિરસ્કારને પાત્ર બને છે. લોકો કહે છે કે જો તે ચોપડીમા કાંઈ પણ મહત્વની બાબત હોય તો બીજુ કાંઈ નહિ તો તે જરા વિચિત્ર તો લાગવીજ જોઈએ; અને મગજમાં બરાબર ઘુંટાયા વગર તેનો અર્થ પૂરેપૂરો ન સમજી શકાય. એટલું થાય, તો તે પછી તે પુસ્તક આપણી ઉત્તમ સેવા બજાવી શકે, અને ત્યાર પછી તેનું પ્રભુત્વ આપણા ઉપરથી ઓછુ થઈ ગયુ હોત. આપણા ઉપર બહુ સચોટ અસર કરનારા લેખકો વિષે હમેશ આમ જ જીવનની લાગણી જાગૃત થાય છે, પછી તે સર્વ પચાવી જવાની માનસિક ઉશ્કેરણી, અને તે પછી પવિત્ર અને દૃઢ પ્રેમ, અથવા ધિક્કાર કે અણવિશ્વાસ.

પુખ્ત ઉમ્મરનો, અને પરિપક્વ વિકાસ પામેલો જે માણસ, સાહિત્ય પાસેથી માત્ર શ્રુત વિચારોની પૂર્તિ અને પુનર્જાગૃતિ સિવાય બીજા કશાની અપેક્ષા રાખતો નથી, તેને તેમાં એટલી સંપૂર્ણ સ્પષ્ટતા જણાય છે કે તેની કલ્પનાને જરા પણ ઉત્તેજન મળતુ નથી. પરંતુ જુવાન અને મહત્વાકાંક્ષાવાળા વિદ્યાર્થીઓ

આવી રીતે કદી સંતોષ પામતા નથી. તેઓ ઉત્તેજકતા ખોળે છે, કારણ કે તે ઉત્તેજકતા સાથે જે વૃદ્ધિ ને અવકાશ રહેલો છે, તે મેળવવા તેઓ શક્તિમાન છે.

ગેટે કહેતો કે જ્યાં ગહનતા કે ભેદ નથી, ત્યાં કોઈ પ્રકારની શક્તિ જ ન હોઈ શકે; અને તેનાં લખાણો ઉપરથી ઘણીવાર જણાઈ આવે છે કે તેના વાચકો તેને સમજી શકશે કે નહિ, તે બાબત તે કદી ચિન્તા કરતો નહિ, તે તો માત્ર પોતાના અન્તર્ગત અનુભવોને બની શકે તેટલી સારી રીતે લખી કાઢતો, અને બાકીનું બધું કાળને સોંપી દેતો. બ્રાઉનીંગ અને બીજા ઘણા મહાન લેખકો માટે પણ આમ જ કહી શકાય.

આકારદ કળાની શક્તિમાં પણ આવાજ પ્રકારનું સત્ય રહેલું છે. કળામાં જે ખરી ગૂઢ અકળતા છે તે બુદ્ધિગમ્ય ગહનતા નથી. જો કે લીઓનાર્ડો જેવા કેટલાક કળાકારોમાં તે પણ મોટા પ્રમાણમાં જોવામાં આવે છે. ખરી ગૂઢતા ઈન્દ્રિયગમ્ય હોવી જોઈએ; તે આપણી ઈન્દ્રિયગમ્ય છાપના રહસ્યમય મૂળ ઉપર અસ્પષ્ટ છતાં માર્મિક અસર કરે છે, એકયમય ઈન્દ્રિયગમ્ય જીવનની અત્યાર સુધી ગુપ્ત એવી શક્તિ જાગૃત થાય છે, વસન્ત ઋતુની સૌમ્ય હવા અનુભવતાં, આપણને પ્રથમ જેવી લાગણી થાય છે, તેજ પ્રકારની લાગણી ઉપલી બાબતમાં થવી જોઈએ. આ રીતે મને લાગે છે કે દરેક પ્રકારની બળવાન ક્રિયામાં, ગૂઢતા અને મનને અનુકૂળ આવે, તેવી વિચિત્રતાની અસર હોય છે જ. કદાચ બધા ચિત્રકળા, કે શિલ્પકળામાં આ બાબત નહિ પારખી શકે, પરન્તુ સંગીતમાં તે વાત સાચી છે. એમ તો જરૂર બધાંને જણાશે.

ઉચ્ચ પ્રકારના ધર્મના આદર્શવાદની અંદર ગહનતા જોઈએ. ધર્મ અને ગહનતા એ બેને જુદાં પાડી જ ન શકાય, એ જાણીતી વાત છે. આ પણ ગહનતાને વ્યક્તિગત શક્તિ સાથે જોડવાની જરૂરીઆતનું—મોટા પ્રમાણમાં—એક ઉદાહરણ છે. ન્હાની બાબતોમાં

જો કલ્પના નિર્ણિત બાબતોથી સંતુષ્ઠ ન બની શકે, તો પછી મોટી બાબતોમાં તે તેમ ન કરી શકે તેમાં કશું આશ્ચર્ય નથી.

પ્રભુત્વનો આધાર માણુસ કેવો છે, તેના ઉપર નથી પણ આપણે તેને વિષે શું ધારીએ છીએ તેના ઉપર છે, છતાં તેના વાસ્તવિકપણા વિષેની અને સુદૃઢ શ્રદ્ધા વિષેની એ બન્નેની પણ જરૂરીઆત છે; અને જો તેમાં સત્ય ન હોય તો ઝીણવટભર્યા નિરીક્ષણ પછી તે ભાગ્યેજ ટકી શકે. તેથી જ માણસ બીજા લોકો ઉપર લાંબા કાળ સુધી સત્તા જમાવેલી રાખવા માંગતો હોય, તો, પોતે જે બાબત વિષે ખાસ આગ્રહ રાખતો હોય, તેમાં તેને શ્રદ્ધા હોવી જ જોઈએ. આવી શ્રદ્ધા બીજા લોકોના મન ઉપર બહુ બળવાન અસર કરે છે.

જો માણુસના વર્તન અને શબ્દો વચ્ચે આપણે અસમાનતા જોઈએ, તો તેને વિષેની આખી છાપ તૂટી જાય છે, અને આપણને દુઃખી બનાવી દે છે. ઐકયની ઉણપને લઈને તે માણસ આપણી કલ્પનામા વિરોધ જાગૃત કરે છે, અને તેનામાં કાંઈ સારૂ હોય, તો તે પણ આપણે પછી તો ભાગ્યે જ સ્વીકારી શકીએ. ત્યારે એમ પુરવાર થયુ કે પ્રભુત્વ માટે સૌથી નાશકારક બાબત તે કપટ ભાવ, અથવા શંકા એ છે, અને અતિ નિકટના વ્યવહારમાં તેને ઢાંકી રાખવાં કાંઈ સહેલ નથી. લ્યુથર જ્યારે રોમમાં આવ્યો, અને પોપ કેવાક પ્રકારનો માણુમ છે તે તેણે જોયું, ત્યારથી પોપનુ રાજ્ય ડોલવા લાગ્યુ.

પોતાની જાત વિષેનો ખોટો ખ્યાલ સામા લોકોના મનમાં કેટલા દરજ્જા સુધી એસાડી શકાય, તેનો આધાર જુદા જુદા પ્રકારના સંજોગો ઉપર રહેલો છે. આગળ જણાવી દીધું છે, તેમ માણુમ જાતે તો કદાચ પોતાને વિષેના સામા માણુસના મનમાંના ખ્યાલના કારણરૂપજ હોય, તે ખ્યાલ સાથે તેને ખરેખર કશો સંબંધ ન પણ હોય. તે ખ્યાલ એ તો માત્ર સામા માણુમના

કલ્પના જ હોય. જ્યાં નેતા અને અનુયાયી વચ્ચે કોઈ પ્રકારનો નિકટનો સંસર્ગ ન હોય, ત્યાં જ આવું તો બની શકે. આજ કારણસર સત્તાધારી લોકોમાં જો કાંઈ વ્યક્તિગત નિર્બળતા હોય તો તેને ઢાંકવા માટે તેઓ કૃત્રિમ ગૂઢતાનાં આવરણનો આશરો શોધે છે—તેઓ આમ કર્યા પછી આશા રાખે છે, કે પોતાના હાથ નીચેનાઓ સાથે બહુ અંગત પરિચયમાં આવવાનું નહિ થાય, અને તેથી તે હાથ નીચેનાઓની કલ્પનાને આદર્શવાદી બની રહેવાની તક ચાલુ રહેશે.

અમેરિકન લોકો જેવા સ્વાશ્રયી, અને વ્યવહારૂ તથા અતિ દીર્ઘ દષ્ટિવાળા તથા ચાલતી આવેલી રૂઢીને થોડું જ માન આપનારા લોકો ઉપર બાહ્ય સ્વરૂપ ઝાઝી અસર કરી ન શકે; છતાં તે જાતની અસર અતિ બળવાન છે, એ તો નિઃશંક વાત છે. દાખલા તરીકે લશ્કર તથા નૌકાસૈન્યમાં શિસ્ત સાચવવા માટે એ બાહ્ય સ્વરૂપોને સ્પષ્ટ રીતે માન્ય કરે છે. એ સ્વરૂપો વડે ચઢીઆતા અને ઉતરતા દરજ્જાના ભેદ જણાઈ આવે છે; આ રીતે ચઢીઆતા દરજ્જાનું ગહન પ્રભુત્વ, ઉતરતા દરજ્જા ઉપર જામે છે. તેજ પ્રમાણે પ્રો. રૉસ પોતાના Social Control નામક પુસ્તકમાં કહે છે કે, "લોકો શિષ્ટાચારને પણ આત્મ-આચ્છાદન રૂપે જ ઘણીવાર વાપરે છે. આવું આચ્છાદન દુનીઆદારીથી બીનવાકેફ એવા લોકો ઉપર પ્રભુત્વ મેળવવામાં કામ લાગે છે."

જાણી જોઈને કરેલા ઢોંગની બાબતમાં કહી શકાય કે જે બાબતમાં આપણને અનુભવ ન હોય અને જે બાબતો આપણી ઉર્મિઓને ઉત્તેજે તે બાબતોમાં આપણે સૌ કોઈ છેતરાઈ જઈએ એ તદ્દન સ્વાભાવિક છે. આ સિદ્ધાન્ત ઉંટ વૈદોને, દગો કરનારા વેપારીઓને તથા મરી ગએલા આત્મા સાથે વાતો કરનારા વગેરે લોકોને એટલો સચોટ રીતે લાગુ પડે છે કે તે બાબત વધારે વિસ્તાર કરવાની કાંઈ જરૂર રહેતી નથી. ઢોંગી માણસને પણ પોતાની જાતમાં

શ્રદ્ધા રાખવાનુ લાભદાયી છે; વળી આપણામાંથી મોટે ભાગે લોકો દગાઇના ભોગ થઈ પડે એવા જ હોય છે; આ સર્વ બતાવી આપે છે કે દીર્ઘ દૃષ્ટિનો વિકાસ કરવાનું જે કાર્ય સ્વતંત્ર સંસ્થાઓનું છે, તે કોઈ પણ હિસાબે પૂર્ણ થયુ નથી.

આ બાબત ઝીણવટથી અને પ્રમાણિકપણે વિચાર કરીએ તો કદાચ જણાશે કે દરેક માણસ થોડે અંશે તો ઢોંગી હોય છે જ. બીજા લોકો ઉપર ધારી અસર કરવા માટે આપણે બધા જ થોડે ઘણે અંશે તો ખોટો ડોળ રાખીએ જ છીએ. આપણે સામાજિક અને કલ્પનાશીલ વ્યક્તિઓ હોઈ, આપણે આપણા દેખાવ ઉપર તો આધાર રાખવો જ પડે. આમ કરવા માટે સામા ઉપર છાપ પાડવા માટે અનુકૂળ દેખાવ તો ધારણ કરવો જ પડે. આ ધારણ કરેલો દેખાવ, જ્યારે હાથે કરીને, સામા માણસને નુકસાનકારક દંભમાં પરિણમે, ત્યારે તેની સામે વાંધો ઉઠાવી શકાય. સ્ટીવનસન કહે છે કે "આપણે લખતા હોઈએ કે બોલતા હોઈએ, ગમે તે કરતા હોઈએ, તો પણ આપણી જાતને આપણે કોઈક પ્રકારનાં કૃત્રિમ વસ્ત્રોમાં સજ્જ તો કરવી જ પડે છે. પ્રસંગાનુસાર આપણે આપણુ વર્તન તથા કાર્ય ગોઠવીએ છીએ; કોઈ લોકો સાથે આપણે આનન્દી બનીએ છીએ, અને કોઈ સાથે ગંભીર, તે લોકો સાથે આપણે કેવા પ્રકારનો સંબંધ છે, તેના ઉપર સર્વ આધાર રહે છે. જો આપણે છીએ તેના કરતાં જરા વધારે સારા દેખાવાનો પ્રયત્ન ન કરીએ તો આપણે બાહ્યાચરણ વડે અંદરના વિભાગોને કેવી રીતે સુધારી શકીએ?

પોતાની જાતને, હોય તે કરતાં વધારે આદર્શમય સ્વરૂપમાં દેખાડવાનો એજ આવેગ જુદા જુદા પ્રકારના ધંધા તથા વર્ગો દ્વારા વ્યવસ્થિત રીતે વ્યક્ત થાય છે. તે દરેકમાં એક પ્રકારનો દંભ હોય છે, તેનો દરેક સભ્ય અજાણતાં પણ એક પ્રકારનુ બનાવટી વર્તન રાખે છે, અને એ રીતે જગત આગળ ખોટો દેખાવ કરે છે. માત્ર ધર્મ અને

સખાવતની બાબતોમાં જ દંભ હોય છે, એમ ન સમજવું; વકીલ, દાક્તર, શિક્ષક અને વિજ્ઞાનશાસ્ત્રી, એ સર્વના ધંધામાં પણ તેવોજ દંભ હોય છે; કદાચ આ જમાનામાં વિજ્ઞાનમાં સૌથી વધારે દંભ હશે, કારણ કે કોઈ પણ પ્રકારનો ગુણ જેમ વધારે વખણાય, તેમ તેમ નાલાયક લોકો તે બાબતની આવડતનો વધારે જ ડોળ ઘાલવાના. જેમ ધાર્મિકતા ઓછી થતી જાય છે, અને વિજ્ઞાનવાદ વધતો જાય છે, તેમ ધાર્મિકપણા વિષેનો ડોળ ઓછો થતો જાય છે, અને વિજ્ઞાનને છાજે તેવી પરન્તુ ઢોંગી નિસ્પૃહતા અને ચોક્કસતા વધતાં જાય છે.

સામાન્ય રીતે કહી શકાય કે દંભની અતિ આવશ્યકતા કદી પડતી નથી; તે માનવ–આદર્શવાદને માથે એક પ્રકારના બોજા રૂપ છે, અને માત્ર "માની લેવાના–આવેગ" ઉપરજ તે પોષાય છે. માણસ જાત કોઈ શુભ પ્રેરણા વડે પોતાના નેતાઓ પસંદ કરે, તો જ જીવન પ્રવાહ દરેક શાખામાં વ્યવસ્થિત રીતે વહેશે એવો સંભવ છે; લાંબે ગાળે અને મોટા પ્રમાણમાં તે પસંદગી સારી રીતે થતી જોવામાં આવે છે. એકંદરે જોતાં ઇતિહાસના મહાન પુરુષો ખરેખરા જ મહાન હતા–દંભી ન હતા. તેમનું વર્તન માનવ સ્વભાવની જરૂરીઆતો તથા વૃત્તિઓનું સાચું પ્રતિનિધિ હતું, અને તેથી જ એમને અનુસરીને લોકો ખરી રીતે પોતાની જાતને વ્યક્ત કરતા હતા.

આપણે જોયું છે કે દરેક પ્રકારના નેતૃત્વમાં સહાનુભૂતિ તેમજ સદ્પતાનાં સ્વરૂપો હોય છે, તેમજ વ્યક્તિત્વ અને સ્વેચ્છાનાં પણ સ્વરૂપો હોય છે; તેથી દરેક નેતાએ અનુયાયી તો બનવું જ જોઇએ–એટલે કે તેણે જીવનના સર્વ સામાન્ય પ્રવાહમાં સહભાગી બનવું જોઈએ. તે આપણાં વલણોને અસર કરીને આપણને દોરે છે, નહિ કે કાંઈક બાહ્યવસ્તુ આપણા ઉપર લાદીને તેથી મહાન પુરુષોને પોતાની સામાજિક પરિસ્થિતિની સંજ્ઞારૂપ ગણવામાં

આવે છે. જે સામાજિક પરિસ્થિતિમાં તેઓ કામ કરે છે, તે પરિસ્થિતિ જો સાનુકૂળ ન હોય તો મહાન પુરુષની કારકીર્દિ પણ અશક્ય બની જાય.

હવે થોડા પ્રશ્નો ઉભા થાય છે. નેતા કેટલે અંશે બીજાઓને દોરે છે? જો તે જન્મ્યો ને જીવ્યો ન હોત તો શું જગતના ઈતિહાસમાં જાણવા જેવા ફેરફાર થયા હોત? વ્યક્તિ ખરેખર કારણરૂપ છે, કે મહાન પુરુષો બાળપણમાં જ મરી ગયા હોત તો પણ જગત આમ જ ચાલ્યા કરતુ હોત? સર્વસામાન્ય વલણ એ શું મોટી બાબત નથી? અને વ્યક્તિગત માણસોથી સ્વતંત્ર રીતે પણ તે પ્રગટીકરણ નહિ શોધી લે? ઘણા લોકોની એવી માન્યતા હોય છે કે ઉત્ક્રાન્તિવાદની દૃષ્ટિએ જોતાં વ્યક્તિગત જીવન સાવ અમુલ્ય બની જાય છે, અને સર્વ મહાન ચળવળોને વિશાળ અવ્યક્તિગત વૃત્તિઓના પરિણામરૂપ ગણવી જોઈએ.

આગલાં પ્રકરણોમા દર્શાવેલો સમાજ અને વ્યક્તિ વચ્ચેનો સબંધ જો તમે માન્ય રાખો તો ઉપલા સવાલોનો જવાબ આ પ્રમાણે અપાય—કોઈ જીવન્ત સમગ્રતાનો એક ભાગ જેટલો સ્વતંત્ર હોઈ શકે, તેટલી વ્યક્તિ, સ્વતંત્ર કારણરૂપ છે. નેતા ખરેખર દોરનારો છે, અને જગતમાથી થોડા મહાન પુરુષોને લઈ લેવામાં આવ્યા હોત તો ઈતિહાસ જરૂર જુદો બન્યો હોત.

સામાન્ય વલણોને વ્યક્તિથી ભિન્ન ગણવાં તે ભૂલભરેલું છે. ઘણી વ્યક્તિઓના વલણો ભેગાં થવાથી જ સામાન્ય વલણો જન્મે છે. સમાજમાં અવ્યક્તિગત વલણ જેવી કોઈ ચીજ હોઈ જ ન શકે; થોડે ઘણે અંશે આપણા સર્વમાં હોય છે, તેવી વિલક્ષણતા, અથવા અસાધારણ કલ્પનાશીલતા અથવા પ્રતિભાશક્તિ, ગમે તે હો; પરન્તુ તે સર્વ જીવનમાં વિરોધી તત્વો છે, અને તેમાં હંમેશ નવીનતા તરફનુ વલણ રહેલુ હોય છે. અલબત્ત જો આપણે નિરંતરતા અને કાયદામા માનીએ તો તો આપણે તેને શૂન્યમાંથી ઉત્પન્ન

થએલી નવી વસ્તુ તો ન ગણી શકીએ; તે સામાજિક અને અનુવૃત્તિના બળોની એક પ્રકારની પુનર્રચના હોવી જોઈએ. આ સર્વ ગમે તેમ હોય તોપણ એકંદરે માણસ હંમેશ થોડે ઘણે અંશે નવીનતાવાળો હોય છે જ. વલણોના સામાન્ય પ્રવાહ ઉપર આપણામાંનો કોઇ જ તદ્દન મુક્ત બનીને તો નજ તરી શકે. આપણે મૃત્યુ પામીએ છીએ, ત્યારે આપણે બચપણમાં જ કોઈ રોગથી મરી ગયાં હોત અને દુનીઆ જેવી થઈ હોત, તેના કરતાં કોઈક રીતે, કાંઈક અંશે, તેને જૂદી બનાવીને આપણે ચાલ્યાં જઈ એ છીએ.

પ્રતિભાશાળી પુરૂષની બાબત લઈએ, તો આ વરેલી વલણ એટલું સબળ હોય છે કે સામાન્ય જીવનના ઘણા મોટા ભાગને તે ફરીથી ગોઠવે છે, અને તેને કદી ન મળી શકે તેવું સ્વરૂપ તથા દિશાસૂચન અર્પે છે. આ સત્ય હકીકત જોતાં છતાં કોઈ તે વિષે કેમ શંકા આણી શકે છે, તે સમજવું મુસ્કેલ છે. ગયા સૈકામાં ડાર્વિન, લીંકન અને બિસ્માર્ક ન થયા હોત તો આપણે તે સૈકા પાસેથી મેળવેલા વારસામાં કાંઈ ફેર જ ના પડત ? ડાર્વિનનો દાખલો લઈ એ. તેની મહત્તા—અલબત્ત, એક અસ્તિત્વ ધરાવતા વલણને દર્શાવવા તથા પૂર્ણ કરવામાં—રહેલી હતી, અને આ વલણે તેના વાતાવરણદ્વારા તેનામાં પ્રવેશ કર્યો—એટલે બીજા લોકોદ્વારા પ્રવેશ કર્યો. પણ તેનામાંથી તે બહાર આવ્યું, ત્યારે ઉત્ક્રાન્તિવાદ તરફ અથડાતું તે અસ્પષ્ટ વલણ ન હતું, પણ તે દૃઢ, બુદ્ધિગમ્ય, અને વ્યવહાર જ્ઞાન વડે પણ સમજાય તેવું બન્યુ—પૂરેપૂરૂ ડાર્વિનમય બનીને આવ્યું. તેના ચારિત્ર્ય તથા તેની મહેનત વડે તે એટલું વિશ્વાસપાત્ર બન્યુ કે ડાર્વિન ન જન્મ્યો હોત તો આવું કદી બની ન શક્યુ હોત.

ખ્રીસ્તી ધર્મના સર્જકને પણ આજ વિચારશ્રેણી લાગુ પાડી શકાય. ક્રાઈસ્ટના આધ્યાત્મિક નેતૃત્વ વિષે આપણે કાંઈ માનીએ કે ન માનીએ, પરન્તુ હું માનુ છુ કે ક્રાઈસ્ટના જીવનને લીધે

ઈતિહાસક્રમ આખો પલટાઈ ગયો છે, એવી જે ખ્રીસ્તીઓની માન્યતા છે, તે તો સુદૃઢ સમાજશાસ્ત્રથી પણ કોઈ રીતે વિરૂદ્ધની નથી.

નેતાની ફરજ છે કે તેણે અસ્પષ્ટ પ્રેરણાબુદ્ધિને વ્યાખ્યા આપવી, તેને ઉત્તેજન આપવું, તેને વ્યવસ્થિત કરવી; જો નેતા ન ઉત્પન્ન થયો હોત તો તે સર્વ ચેતનહીન બની કોઈ પણ જાતની અમર કર્યા વગર પડી રહ્યાં હોત, અથવા કદાચ તદ્દન જુદી જ રીતે તેમનો વિકાસ થયો હોત. નેપોલીઅન વગર ફ્રેન્ચ બળવો, તથા તે પછીનો બધોજ ફ્રેન્ચ ઈતિહાસ કેવો થયો હોત તે કોણ કહી શકે એમ છે? પણ સર્વ તદ્દન જૂદા જ પ્રકારનું બન્યું હોત, એમ તો સૌ કોઈ કહી શકે. ખરી વાત છે કે નેતા તો માત્ર એક સંજ્ઞારૂપ છે, અને તે તો જીવનનાં વર્તમાન તત્વો ઉપયોગમાં લઈને જ કામ કરે છે; પરન્તુ જે અમુક પદ્ધતિએ તે તત્વોને તે ઉપયોગમાં લે છે, તેમાંજ તેની સર્જકતા રહેલી છે. (આજ અર્થમાં સર્જકતાને સ્પષ્ટતાથી સમજી શકાય.) આ વાતનો ઈન્કાર કરવો—તે પત્થરની ખાણમાંથી નીકળતો આરસપહાણ, અને માઇકલ એન્જેલોના હાથમાંથી પસાર થએલો આરસપહાણ, એ બન્ને સરખાજ છે—એમ કહેવા જેવું છે!

આવી બાબતોમાં જે ગુંચવણ ઉભી થાય છે, તેનું કારણ એ છે કે 'સમાજ' 'ઐતિહાસિક વલણો' વગેરેને 'વ્યક્તિ' થી તદ્દન અલિપ્ત ગણવાની આપણને બહુ સખ્ત ટેવ પડી ગઈ છે. યાદ રાખવું જોઈએ કે સર્વ સામાન્ય અને વ્યક્તિગત, એ શબ્દો માત્ર એકજ વાસ્તવિકતા—માનવ જીવન—નાં જુદાં જુદાં સ્વરૂપો દર્શાવે છે. નેતૃત્વનો અભ્યાસ કરતાં આપણે માનવ લશ્કરનું એક પછી એક નિરીક્ષણ કરી શકીએ, અને અમુક માણસો બીજા બધાથી જુદા પડી આવી સેનાપતિ કે બીજા મોટા અમલદારો કેમ બને છે, તે બાબત તપાસ કરી શકીએ; અથવા સામાજિક વલણોનો અભ્યાસ કરતાં, આપણે વ્યક્તિત્વની ગણના કર્યા વગર

હીલચાલ તરફજ નજર રાખીએ, અથવા તેમને અવ્યક્તિગત સમૂહ લશ્કરના વિભાગ તથા ટુકડીઓ તરફ નજર કરીએ. પરન્તુ ખરી રીતે તેમાં કોઈ પ્રકારનું ભિન્નત્વ નથી. નેતા હંમેશ વલણનું કેન્દ્ર રહેવાનો; અને બીજી રીતે જોઈએ તો, બારીકાઈથી તપાસીએ, તો બધી સામાજિક હીલચાલ, એવાં કેન્દ્રોવાળાં વલણોમાં સમાયલી જણાશે. માણસનું લશ્કર કદી હારબંધ, કોઈ પણ દિશા તરફ જઈ શકતું નથી, આગળ રહી માર્ગ બનાવનારાઓ તો હોવા જ જોઈએ.

હું માનું છું કે મારે એટલું કહેવાની તો જરૂર નહિ જ રહે કે તે નેતૃત્વ એ કોઇ પણ બાબતની આખરી સમજુતી તો નથી જ; પણ તે તો માનવ જીવનનાં ઘણાં સ્વરૂપોમાંનું એક સ્વરૂપ છે, માનવ જીવન હંમેશ ગહન હોય છે, તેનો આ દ્વારા અભ્યાસ થઈ શકે. આ જમાનામાં આખરી સમજુતી આપણે ખોળતાજ નથી, પરન્તુ ક્રમમાં ચાલતી વસ્તુઓનું દર્શન કરી શકીએ તો આપણને સંતોષ થાય છે. તે વસ્તુઓ કેમ શરૂ થઈ, અને ક્યાં પૂરી થવાની તે જાણવાની આપણે આશા રાખતા નથી. નેતા કારણરૂપ છે, આપણે જાણીએ છીએ, તેમ દરેક કારણ માફક તે અસરરૂપ પણ છે. તેનું વ્યક્તિત્વ ભલેને ગમે તેટલું નવીન હોય, છતાં તેનાં મૂળ તો તેની જાતિના ભૂતકાળમાં જ રહેલાં હોય છે, અને તેની સમજુતી બીજી કોઈ પણ ચીજની માફકજ હોવી જોઈએ. આપણને વાસ્તવિક સત્ય મળી જવું જોઈએ, એજ જરૂરી બાબત છે.



# પ્રકરણ ૧૧ મું

## અન્તરાત્માનું સામાજિક સ્વરૂપ

કેટલાક નીતિજ્ઞો માને છે કે આપણે જેને 'સારું' ગણીએ છીએ, તે ખરૂં જોતાં માત્ર-વિશાળ અર્થમાં-બુદ્ધિગમ્ય હોય છે. મન તે વિવિધ પ્રકારના, જુદી જુદી રીતે ઉત્પન્ન થએલા અસંખ્ય આવેગો વચ્ચેના ઝઘડા માટેની રંગભૂમિ છે. આ અનેક વિધ આવેગો વચ્ચે કોઈક પ્રકારનું ઐક્ય આણવાનો મન સતત પ્રયાસ કર્યા જ કરે છે. આ એકતા અથવા મેળ આણવામાં મનનશીલ બુદ્ધિવાદનો સમાવેશ હોય છે, પણ, તે ઉપરાંત તેમાં કાંઈ ઘણું વધારે 'સર્વ સામાન્ય' અને 'નિરંતર' હોય છે, આવો પ્રયાસ મન સમક્ષ રજુ થએલા સાધનોની પ્રયુક્તિ યોજવામાં, તથા તેમની સરખામણી કરવામાં અને પુનઃ રચના યોજવામાં, અને આ સઘળી સામગ્રીની એકતા સાધવામાં સમાયલો છે. આ પરીક્ષામાં જે પાર ઉતરે તે ખરૂં અથવા સાચું ગણાય. જે વિચારો લાંબે ગાળે નિયમિત સંપૂર્ણતામાં પોતાનું સ્થાન જાળવી રાખે છે, (માનસિક પ્રેરણા-બુદ્ધિને લીધે તેની જરૂર પડે છે.) તેમને અન્તરાત્માની પરવાનગી સાથે સબંધ હોય છે. મનથી સંપૂર્ણપણે વિચાર કરી લીધા પછી જે બાબતની માનસિક આવશ્યકતા જણાય, માનસિક પૂર્ણતાનો ભંગ કર્યા વગર જેનું ખંડન નથી થઈ શકતું તે સાચું અથવા ખરૂં.

એ બાબતના આ દૃષ્ટિબિન્દુ પ્રમાણે સાચા અને ખોટાનો ન્યાય, બીજા પ્રકારના ન્યાય કરતાં કોઈ રીતે એકદમ જુદો પડી આવે એવો નથી. એનામાં જે વિશિષ્ટતા હોય છે, તે તો તેમની પૂર્વે થતી માનસિક મુઝવણને લીધે જ મુખ્યત્વે કરીને થાય છે. સ્હેજ પણ બારીકીથી તપાસ કરવાનો મહાવરો હોય, તો હું ધારૂં છું કે અન્તરાત્મા તથા અન્ય માનસિક પ્રવૃત્તિઓ વચ્ચે જે ભિન્નતા

હોવાનું માનવામાં આવે છે, તે માન્યતા ખોટી છે, એમ જણાઈ આવશે. કેટલીક બાબતો વિષેનો નિર્ણય કોઈને ખાસ નૈતિક લાગતો નથી, કેટલીક બાબતો એવી છે કે જેમને વિષેનો નિર્ણય કેટલાકને નીતિમાન લાગશે, અને કેટલાંકને નહિ લાગે, અને અમુક નિર્ણયોને બધા જ નીતિમાન ગણે, એમ બને છે. તેજ પ્રમાણે નૈતિક લાગણી અથવા મનોભાવના પ્રકારો જુદી જુદી વ્યક્તિઓમાં જુદા જુદા જોવામાં આવે છે, અને એકજ વ્યક્તિમાં જુદી જુદી પરિસ્થિતિમાં તે જુદા જુદા દેખાય છે.

ઘણી લાંબી માનસિક મુઝવણ પછી, વિરોધી વ્યક્તિગત ભાવનાઓની કાલ્પનિક તુલના પછી, જે નિર્ણય થાય છે, તેને સાધારણ રીતે લોકો નૈતિક ગણે છે. આચરણનો માર્ગ પસંદ કરવો પડે છે; તેમાં જુદી જુદી દિશાઓ આપણી સમક્ષ ખડી થાય છે, દરેક દિશા તરફ એકેકો બળવાન આવેગ, આપણને ખેંચી જવા મથે છે, આવેગોમાંના કેટલાકની ઉત્પત્તિ મમભાવી હોય છે, મન અતિશય અને દર્દમય રીતે જાગૃત થાય છે, અને જયારે આખરે નિર્ણય ઉપર અવાય છે, ત્યારે મનમાં એક વિચિત્ર પ્રકારની લાગણી થાય છે, તેને પરોપકાર, ફરજ અથવા સત્ય કહેવાય છે. આ લાગણી કેવા પ્રકારની પરિસ્થિતિને લીધે જાગૃત થાય છે, તે બાબત ઉપર એકમત ભાગ્યે જ થઈ શકે. જે પ્રશ્ન આપણને બહુ મહત્વનો લાગે, તે સાચા કે ખોટાનો નિર્ણય કરનારો પ્રશ્ન છે, એવું આપણને લાગે. ચિત્રકારના મનથી હાથે કરીને ખોટી રીતે લગાવેલી પીંછીની રેખા નૈતિક રીતે ખોટી છે–તેને મન તે પાપ છે, સારો સુથાર ખરાબ રીતે બેસાડેલા સાંધાને સરખો કર્યા વગર જતું કરે, તો તેને પસ્તાવો થવાનો.

જે 'બુદ્ધિગમ્ય' નો અર્થ શિષ્ટાચારી બુદ્ધિવાદ, એવો કરીએ, તો પછી–બુદ્ધિગમ્ય તેજ સાચું એ અભિપ્રાય ખોટો ઠરે. સાચું શું, તે સંબધીનો નિર્ણય, અને શિષ્ટાચારી વિચારનુ

પરિણામ, એ બન્ને ઘણીવાર પરસ્પર વિરોધી નીવડે છે; કારણ કે શિષ્ટાચારી વિચાર મારા મત પ્રમાણે તો–પ્રમાણમાં સંકુચિત, એકતરફી અને રૂઢીચુસ્ત મનના ગાકરૂપ હોય છે. સાચા અથવા ખોટા વિષેનો નિર્ણય બુદ્ધિગમ્ય હોય છે; તેનું ક્ષેત્ર અગણિત દરજ્જે ઉચ્ચતર હોય છે; તેને સમગ્ર જીવન સાથે કામ લેવાનુ છે, તે પ્રેરણાબુદ્ધિ, અતિદૂરના ભૂતકાળનાં અનિવાર્ય પરિણામો, અને વ્યક્તિગત અનુભવનાં ઘડાયા વગરના નિર્ણયો વડે લદાયલી હોય. આપણા અન્તરાત્મામાં આખરી નિકાલની ઉપર આછકલા અનુમાન ને સ્થાન આપવું તે એક પ્રકારનો દંભ છે. આ બન્ને વચ્ચે વિરોધ હોય છે, એવું કહેવાનો મારો આશય નથી–તે બન્નેએ ઐક્ય ગખી કામ કરવું જોઈએ. પણ હું તો અન્તરાત્માને વધારે વિશાળ બુદ્ધિગમ્યતા ગણાવી જોઈએ, એજ બાબત ઉપર ભાર દેવા માગું છુ.

તેવીજ રીતે, ખોટું કે અનીતિમાન, તે બુદ્ધિને અગમ્ય છે. જે બાબત ઉપર શાન્ત મનથી વિચાર કરતાં આપણને લાગે કે આપણે આપણી જાત પ્રત્યે બેવફા બનીએ છીએ, આપણી જાતને નુકસાન કરીએ છીએ, અને તે પણ તે બાબત ઉપર પરિપૂર્ણ મનન કર્યા પછી તે નિર્ણય ખોટો અથવા અનીતિમાન કહેવાય. સંપૂર્ણ પ્રવૃત્તિમાન મન ભ્રષ્ટ થાય છે, આપણે એક મટી, ચીરાઈ જઈ બે બનીએ છીએ. અન્તરાત્માની સામે થવુ, એટલે અપરિપૂર્ણ અને આછકલી માનસિક પરિસ્થિતિના તાબા હેઠળ આવી જવું. એ રીતે આપણે મનુષ્યપણ કાંઈક અંશે ગુમાવીએ છીએ, આપણા અધઃપતનની તે શરૂવાત છે, અને તેમાથી ધીરે ધીરે માણસ સાફ ભ્રષ્ટ થઈ જવાનો. અન્યાયી અથવા સ્વચ્છન્દી વર્તન પછી માણસને તરત પશ્ચાત્તાપ થાય છે, તેનું કારણ એ છે કે તે વિષેનો વિચાર માણસના મગજમાં સ્થિરતાથી પડ્યો રહેવાનો નહિ. તે વિચાર એવા પ્રકારનો હોય છે કે રૂઢ થએલી વિચાર પદ્ધતિમાં તેને માટે એકે સગવડભરી જગા હોતી જ નથી.

દરેક માણસના મનમાં સાચા અને ખોટાનો જે પ્રશ્ન ઉદ્ભવે છે તે ખરૂ જોતાં મનને જેની સાથે કામ લેવાની ફરજ પડે છે તેવા આવેગોની સંપૂર્ણ વ્યવહાર સયોજનાનો પ્રશ્ન હોય છે. સાચા નિર્ણય ઉપર આવવાના માર્ગને કોઈ વિચારશીલ મંડળના કોઈ મહત્વના જાહેર કાર્ય માટે પગલું ભરવાના ક્રમ સાથે સરખાવી શકાય. અગત્યની લાગણીઓ, પૂર્વગ, રૂઢી વગેરેને બીજા સભ્યો સમક્ષ રજુ કરી તે વિષે આગ્રહ કરવા માટે તેની તરફેણના સભ્યોને વખત તો આપવોજ પડે. તે વિરોધી જણાતાં બળોને એકત્રિત કરવાના પ્રયાસ માટે પણ સમય મળવો જોઈએ, કે તેથી એવા પ્રકારનું પગલું ભરવાની દરખારત આવે જે બહુમતીથી પસાર થઈ જાય. જ્યારે નિર્ણય થઈ જાય છે, ત્યારે નિરાંતની લાગણી થાય છે; જેમ માનસિક મુઝવણ વધારે તેમ નિરાંત પણ વધારે લાગે છે. કેટલાક માણસો એવા હોય છે કે જે નૈતિક એકતા પ્રાપ્ત કરી જ નથી શકતા, પણ જાણે પોતાની અંદર બે વ્યક્તિઓ લડતી હોય એવું તેમને લાગ્યા કરે છે; કેટલાક દેશોની ધારાસભાઓમાં એવા સખ્ત રાજકીય વિભાગો પડી ગયેલા હોય છે કે બે પક્ષો કદી એકમત થઈ શકતાજ નથી; આની સાથે ઉપલા પ્રકારના લોકોને સરખાવી શકાય.

અલબત્ત માનસિક ક્રમ એ તો માત્ર સત્ય વિષેના ખ્યાલનું અડસટ્ટે કાઢેલું મૂળ છે. તે લડાઈ વડે જુદા જુદા આવેગોના પ્રતિસ્પર્ધી બળનું માપ નીકળે છે, અને તેમાંથી કોઈક પ્રકારની મેળવણી પ્રાપ્ત થાય છે. તે સર્વની પાછળ, આવેગોનાં મૂળ રોપાયલાં છે, તેવો આખી પ્રજાનો ઇતિહાસ અને દરેક વ્યક્તિનો ઇતિહાસ રહેલો છે. પ્રેમ, મહત્વાકાંક્ષા અને ક્રિયા જેવા પ્રેરણાબુદ્ધિ વિષયક લાગણીના ઉભરાઓ, ટેવનું જોર, ફેરફારની જરૂર, વ્યક્તિગત પ્રભુત્વ, વગેરે સર્વનું પરિણામ આખરી એકીકરણમાં જણાય છે; અને તેમને કાંતો શાન્ત પાડવા જોઈએ અથવા દબાવી દેવા જોઈએ. હવે વેર જેવી તીવ્ર લાગણીનો દાખલો લઇએ તો તેમાં અમુક એક કે બે વસ્તુઓ તો

બનવાનીજઃ કાંતો તે લાગણી પોતાનો વેરભાવનો આવેગ મેળવવામાં સફળ થશે, (કદાચ તેને થોડે ઘણે અંશે સત્ય અથવા ન્યાયના પોષાકમાં ઢાંકીને) અથવા જો વિરોધી વિચારો વધારે બળવાન નીવડે, તો વેરભાવ દબાવી રાખવો પડે, અને તેની જગાએ તેને સંયોજાયલી અન્યાયની લાગણી ઉદ્‌ભવશે. જો કોઈ માણસમાં અમુક આવેગ માટે (બહુ દેખાઈ આવે તેવી) અન્યાયની ભાવના હોય, તો આપણે સાધારણ રીતે સમજી લેવું જોઈએ કે તે માણસને તે આવેગ સાથે કોઈક પ્રકારનો ઝગડો હોવો જોઈએ, પોતાના મનમાં લાલચ રૂપે તે હોય, અથવા બીજા લોકોના વર્તનમાં નુકસાનકારક રીતે તે જણાઈ આવતો હોય.

જ્યારે નૈતિક પ્રશ્ન સંબંધી તાત્કાલિક પગલાં ન ભરવાનાં હોય, ત્યારે સૌથી સરસ માર્ગ તો એ જ છે કે તેને મનમાં પડી રહેવા દેવો અને તેની તરફ ધ્યાન દોરવામાં આવે ત્યારે તેને વારંવાર અંદર ફેરવવો. આ રીતે નવી પરિસ્થિતિ સર્વ સુયોગ્ય માનસિક બળો આગળ ખુલ્લી થાય છે. ઓછી હિંસક પણ વધુ આગ્રહી વૃત્તિઓ, શાન્તિથી પરંતુ દૃઢતાથી તિરસ્કાર દર્શાવતા આવેગ સાથે પોતાને જોડે છે અને કરોળીઆની જાળના તાર માફક તેને વીંટી લઈ કાબુમાં આણે છે.

વર્તન માટેના નિયમો સંબંધી માર્શલના Instinct and Reason નામના ઉત્તમ ગ્રંથમાં આ જ પ્રકારનું કાંઈક સૂચન છે.

મને લાગે છે કે એવો કાઈ નિયમ ન હોઈ શકે કે સત્ય પુખ્ત વિચાર યુક્તજ હોવું જોઈએ તેં ઘણું ખરૂં તેવું હોય છે. તેનું કારણ એ કે કોઈ જીવન્ત આવેગની ક્ષણિક અમરતાથી અવિચારીપણાનો અને વિશ્લેશનો ભય પેદા થાય છે. મારવાની અને ક્રોધમાં આવી હાનિકારક શબ્દો બોલવાની વૃત્તિ આમ જ આવે છે; પરન્તુ બુદ્ધિ-ગમ્યતામા નિર્ણય તેમજ વિચારયુક્તતા બન્નેનો સમાવેશ થએલો

હોય છે. કેટલાક માણસોમાં વિચાર અને મનન કરવાનો આવેગ નિર્ણય કરી કાર્ય કરવાના આવેગ કરતાં એટલો બધો બળવાન હોય છે કે જીવનની એકતા તેને લીધે ભયમાં આવી પડે છે. આવો માણસ તો જે સત્ય છે, એજ નિર્ણયાત્મક છે એમ માને તે યોગ્ય છે. એમ જણાય છે કે વધારે ભાગે લોકો ઉંડા મનન પછી સત્ય શોધી કાઢે છે; પણ તે સત્ય કોઈક સુસ્પષ્ટ પળે પ્રાપ્ત થાય છે.

સત્ય તે જ બુદ્ધિગમ્ય છે, એ અભિપ્રાયનો મુખ્ય અર્થ એ થયો કે સત્ય અને અસત્યના અને બીજા માનસિક પ્રશ્નોની વચમાં કોઈ પ્રકારનો તીવ્ર ભેદ છે એ વાતનો ઈન્કાર કરવો. અન્તરાત્માનો નિર્ણય તે માત્ર વધારે વ્યાપક પ્રકારનો નિર્ણય છે અને તેને બીજા નિર્ણયોના ક્રમથીજ પહોંચાય છે. છતાં સર્વ નિર્ણયોની અંદર રહેલા માનસિક અને સામાજિક ગુંચવણભર્યાં પ્રશ્નો તો હજી અસ્પૃષ્ટજ રહ્યા. દાખલા તરીકે આવેગોનો પ્રકાર તેમની તીવ્રતા અને આગ્રહીપણું શેના ઉપર આધાર રાખે છે, હરીફાઈના ક્રમનો પ્રકાર અને તેમાં થતી મેળવણી જેને પરિણામે નિર્ણયો થાય છે; તે ઉપરાંત અનુવૃત્તિ અને સૂચન, બન્ને વડે નક્કી થતો સામાજિક ક્રમનો પ્રશ્ન પણ અસ્પૃષ્ટજ રહે છે.

અને આ સર્વની પાછળ સર્વ ગુંચવણભર્યાં પ્રશ્નોમાં પણ સૌથી વધુ ગુંચવણભર્યો પ્રશ્ન રહેલો છે. વિચારના સર્વ માર્ગો તે જ દિશા તરફ વળે છે. તે પ્રશ્ન તે સજીવન ક્રમની રચનાનો પ્રશ્ન સમાજ અને મનના સર્વ વિશિષ્ટ પ્રશ્નો આના જ સ્વરૂપો છે. ગમે તે દૃષ્ટિબિન્દુથી જીવનને જોઈએ તોપણ આપણે કાંઈક એવા પ્રકારની પ્રવૃત્તિ જોઈએ જ છીએ કે જેને વ્યવસ્થિત રચના પ્રગતિ વગેરે કહી શકાય; પરન્તુ હું ધારૂં છું કે આ બાબત જે લોકોએ ખૂબ વિચાર કર્યો છે, તેમને લાગશે જ કે આપણને આ શબ્દો પાછળ રહેલી ખરી વસ્તુ વિષે બહુજ ઝાંખો ખ્યાલ હોય છે.

આ વસ્તુઓ સંબંધી અહિં ઉંડા ઉતરવું નથી, અને આ પ્રકરણમાં માત્ર અન્તરાત્મા અથવા નૈતિક ન્યાયની અમુક પ્રકારની રચનામાનાં સામાજિક અને વ્યક્તિગત અંગોના કાર્યનું નિરીક્ષણજ કરવાનું છે.

સત્યની બાબતમાં અન્તરાત્માથી વધારે ઉચ્ચ પ્રકારનું ધોરણ શોધવાનો પ્રયત્ન વૃથા છે. સત્ય સંબંધીનો કોઈપણ સિદ્ધાન્ત, સત્યની લાગણીથી વિભિન્ન જણાય તો તે સિદ્ધાન્તને ખોટો ગણવો જોઈએ. એમ દલીલ કરવામાં આવે છે કે અન્તરાત્મા તો ચંચળ હોય છે તો તેના જવાબમાં આપણે કહી શકીએ કે તેથીજ અમે કહીએ છીએ કે સત્યને વિશ્વમાન્ય અને આખરી વ્યાખ્યામા સંકુચિત ન કરી દેવાય. સર્વ સ્વરૂપી જીવનની પેઠે, તે અગાધ ઉંડાણમાથી આવતુ પ્રકાશન છે.

વ્યક્તિના પોતાના વર્તન સંબધમાં તો તેનો અન્તરાત્મા તેજ તેનો નૈતિક નેતા હોઈ શકે અને કદાચ તે બીજા સર્વ કરતા જુદો પડી જાય તોપણ તે વ્યક્તિ માટે તો તેજ માત્ર સત્ય માર્ગ છે. તેની વિરૂદ્ધ જવુ તે નૈતિક આત્મહત્યા કર્યા બરાબર છે. વર્તન વિષે વધારે વિશાળતાથી વિચાર કરીએ તો આપણને અન્તરાત્માના સમૂહસૂચક સ્વરૂપમાં સત્ય મળી આવે છે, તેમાં વ્યક્તિનો અન્તરાત્મા વધારે સમગ્રતાના એક સભ્યરૂપ જણાય છે. એવે વખતે તેને પોતાનાથી તદ્દન વિરોધી એવા એટલે કે દાખલા તરીકે ગુન્હેગારોના અન્તરાત્માઓનો બોટો થશે તે તેને ભ્રષ્ટ થયેલાને ખોટા લાગશે પરંતુ તેની તેને નવાઈ નહિ લાગે, કારણ કે જીવનના દરેક સ્વરૂપમાં હલકા પ્રકારની વિવિધતાની અપેક્ષા રાખતાં વિજ્ઞાને આપણને શીખવી દીધેલું છે. પરન્તુ માણસ ગમે તેટલી ઉદાર દૃષ્ટિ રાખે તોપણ તે બાબત પોતાના અન્તરાત્મા સમક્ષ લઈ ગયા સિવાય તે રહી શકતો નથી એટલે મારી પોતાની માન્યતા અથવા આપણી પોતપોતાની માન્યતા તેજ એક અથવા બીજા સ્વરૂપમાં સાચાને ખોટાનો ન્યાય

આપનારી છે. બીજી પરીક્ષાઓમાંથી જેને અન્તરાત્મા અપનાવી લે તે સાચી ગણાય.

એમ જણાય છે કે તે બાબતના કોઈપણ પ્રકારનો શાસ્ત્રીય અભ્યાસ કરવો હોય તો નક્કર સત્યની પરિસ્થિતિ તથા સંબંધો વિષે તપાસ કરવી જોઈએ જેને લોકો સત્ય માને છે. તે ક્યારે, ક્યાં અને શા માટે તેની તપાસ કરવી જોઈએ. સામાજિક કે નૈતિકશાસ્ત્ર તે કદી પણ નીતિની આખરી પરીક્ષારૂપ ન હોઈ શકે; બહુ બહુ તો તે વડે અન્તરાત્માને સત્તાશીલ ન્યાય આપવામાં મદદરૂપ થઈ પડે.

સત્ય બુદ્ધિગમ્ય છે, એ વિચારની સાથે જે લોકોમાં વધારાની શકિત હોય તેમને માટે સત્ય એટલે આગેકદમ એ વાત પણ મળતી આવે છે. કાંઈક કાર્ય કરવાનો, કોઈક થવાનો શકિતનાં અજાણ્યાં ઝરણાંમાંથી નીકળતાં જીવનને બ્હાર આણવાનો જે આવેગ છે તે સર્વ વિશિષ્ટ આવેગોની અંદર રહેલો સૌથી આવશ્યક આવેગ છે; અને આ ‘ આગેકદમ ’ નો આવેગ સત્ય સંબંધીનાં આપણા નિર્ણયોમાં હમેશાં મુખ્ય ગણાવાનો; તે એક એવી વસ્તુ છે કે જેને માટે અન્તરાત્મા પણ જગા કરી આપે છે. જે માનસજીવનમાં આ સૌથી વધુ આગ્રહી અને સર્વ પ્રેરણાબુદ્ધિના વલણોમાંના સૌથી મુખ્ય વલણને અવગણવામાં આવે છે, તેવા માનસજીવનમાં કોઈપણ પ્રકારની એકતા સંભવી ન શકે. આથી કરીને ક્રિયાવાન જીવન જે સમતોલપણું ખોળે છે તે કદી વિરમિત સ્થિતિમાં હોતું નથી, પરંતુ તે ગતિમાન સમતોલપણું હોય છે. આપણી આ પરિસ્થિતિને ગોળા ઉપર ઉભો રહી સમતોલપણું જાળવી રહેલા નટ સાથે સરખાવી શકાય. તે નટ સતત ગતિમાન રહે તોજ સરખી રીતે ગોળા ઉપર ઉભો રહી શકે છે; સત્ય કદી સામટા બે દિવસ સુધી તદ્દન એવું એ જ નથી રહી શકતું. જ્યાં અમુક સત્યની પરિસ્થિતિ પ્રાપ્ત થઈ કે તરત ત્યાંથી માનસિક ગુરુત્વ મધ્ય બિન્દુ આગળ ખસવા માંડે છે; અને જૂની સ્થિતિથી દૂર ખસી જાય છે અને તેથી નવા સ્થળમાં

ગોઠવાઈ ગયા વગર આપણને ચાલેજ નહિ, તેથી કરીને બળવાન માણસને મન માત્ર નકાર સૂચક હોય તેવું કદી સત્ય લાગી જ ન શકે.

તેજ પ્રમાણે બળવાન સમાજને પણ તેવું ન હોય તો સત્ય ન ભાસી શકે કારણ કે મનના પોતાના સ્વભાવથી આટલું બધું જે અનનુરૂપ છે તેનાથી સંતોષ ન જ થાય.

આ ભાવના A sketch of Morality નામના પુસ્તકમાં બહુજ અસરકારક રીતે વર્ણવવામાં આવી છે. તે પુસ્તકનો લેખક કહે છે કે ફરજની ભાવના એક રીતે જોતાં કાર્ય કરવાની શકિતની ભાવના છે અને આ શકિત પોતે ફરજની ભાવના જગાડે છે. આપણે કરી શકીએ છીએ, માટે આપણે કરવુંજ જોઈએ. ફરજ એ એક પ્રકારનો આન્તરિક વિકાસ છે. આપણી ભાવનાઓને પ્રવૃત્તિમાં પલટાવી તેને પૂર્ણ કરવાની આવશ્યકતા છે. વિકાસ પામતા માનસને વધારે વિશાળ જીવનના એક અંગ તરીકે દુઃખ ઢૂંઢવું પણ જરૂરી છે, લીઓપાર્ડી, વગેરે મહાન સંગીતકારોએ અતિશય દુઃખના સમયમાં સૌથી ઉચ્ચ પ્રકારનો આનંદ મળે એવું સંગીત સર્જ્યું. કદાચ એ લોકોએ દુઃખીમાં દુઃખી પળો કશાના બદલામાં પણ કોઈને આપી દેવા તૈયાર ન થાય! દાન્તેએ કષ્ટ ભોગવ્યું, તેવું કષ્ટ ભોગવવા આપણામાંથી કોણ તૈયાર ન થાય? કેટલાક પ્રકારનાં હૃદય ગમ દુઃખો અનહદ મીઠાં હોય છે. અને તેજ મુજબ જેને આત્મભોગ કહે છે, તેવો પરોપકાર પણ અતિશય મીઠો લાગે છે. પરોપકાર તે વધી પડેલી ફળદ્રુપતા જેવોજ છે. તે એક કુટુંબમાં સમાવેશ ન થઈ શકે, તેવા માતૃત્વ જેવો છે. પોતાના સ્તનને ખાલી કરે એવા જીવની માતાને આવશ્યકતા હોય છે. જે ખરેખરો દયાળુ માણસ છે, તેને સર્વ તરફ માયાળુ બની સર્વને મદદગાર થવુંજ પડે છે. યુવાન માણસ ઉત્સાહથી ઉભરાતા હોય છે, તે આત્મભોગ આપવા તૈયાર હોય છે, કારણ કે ખરૂં જોતાં પોતાનામાંથી કાંઈક ભોગ આપી દેવો, એ તેને માટે આવશ્યક છે. પોતાની જાતને

ડવી, તે પણ તેને માટે જરૂરનું છે. તે એટલો બધો જીવનથી ઉભરાઈ જાય છે કે તેનું જીવન તેના એકલા માટે બહુ વધારે પડતું થઈ પડે છે.

ત્યારે સત્ય તે માત્ર જેને આપણે કેટલીકવાર દાબી દીધેલું શિસ્ત કહીએ છીએ તે નથી, પરન્તુ સત્ય કાંઈક હુંફાળું, તાજું અને વિશાળ દષ્ટિવાળું પણ છે, જેને આપણે કાંઈક અસ્પષ્ટ અને લાગણીહીન રીતે માનસિક વિકાસ કહીએ છીએ, તેને બહુ બહુ તો સુંદર સમગ્રતાનુ એક વિકાસ પામતું ચિત્રવિચિત્ર પ્રકાશન કહી શકાય, તેમાં સત્ય આચરણ તે એક ઐક્યમય સત્ય છે.

હવે બીજી બાજુથી જોઈએ તો જ્યારે આપણે કહીએ છીએ કે સત્ય વધારે ભાગે ટેવથી નક્કી થાય છે, ત્યારે આપણે, તે સતતતા અને ફેરફારના પ્રગતિમાન સંમિશ્રણના બીજા સ્વરૂપ ઉપર વધારે ભાર દઈએ છીએ, તેને આપણે તેના સર્વ સ્વરૂપોમાં માનસિક જીવનમાં જોઈ શકીએ છીએ. આપણે જાણીએ છીએ કે ટેવ વડે વિચાર, લાગણી અને કાર્યના વિરોધની રેખા ઓછી થઈ જાય છે, અને સત્ય સંબંધીના ન્યાયના ઘડતરમાં આ નિશાનીઓ તો હંમેશા મહત્વની જ ગણાવાની. નવીન આવેગોની વિરૂદ્ધ, વિરોધી સિદ્ધાન્ત તરીકે તેની ગણત્રી ન થવી જોઈએ, પરંતુ તેને આવેગના સ્વરૂપ તરીકે લેખવવું જોઈએ; કારણ કે એક દષ્ટિબિન્દુથી જોતાં નવીનતા એટલે ટેવોને નવીન તાજી મેળવણી. આ પ્રશ્ન સૂચન અને પસંદગીના પ્રશ્ન જેવી જાતનોજ છે; અથવા નવી શોધખોળ અને અનુકરણ જેવી જાતનો છે. દરેક દાખલામાં, ખરી વાસ્તવિકતા સાચી વસ્તુ, ને એકની વિરૂદ્ધ બીજું, એ નથી પરંતુ ભિન્ન અસ્તિત્વ વગરનું એકજ મુખ્ય કાર્ય છે, જેનાં આ સર્વ સ્વરૂપો છે.

માણસનું જીવન, નૈતિક અથવા બીજા કોઈ પણ સ્વરૂપમાં દેખીતી રીતે બદલાય એવું હોય કે ન હોય તેનો માત્ર ટેવ ઉપર આધાર છે. તેના મનની સ્થિતિ અને તેની આસપાસની પરિસ્થિતિ તેની વિચાર પદ્ધતિમાં ઝપાટાબંધ થતા ફેરફારને સાનુકૂળ છે કે કેમ

અને તેમાંથી નૈતિક સિદ્ધાન્તોનું હાડપિંજર દેખાય છે. ફરજની ભાવના સ્પષ્ટ મમભાવી આવેગ તરીકે ઓછીને ઓછીજ જણાય છે, અને ક્રમસર અને અમુક પ્રકારના વર્તનની નિર્ણિત વિરામની સ્થિતિ તરીકે વધારે ને વધારે દેખાય છે. જ્યારે માણસ અમુક ક્રમને ફરજ તરીકે સ્વીકારી લે છે, ત્યારે તેને નિરાતની મીઠી લાગણી થાય છે, અને જાણે જવાબદારીનો ભાર હળવો થઈ ગએલો લાગે છે, આમ કરવામાં દુઃખ અને ત્યાગ સહન કરવા પડે તો પણ તેનીજ લાગણી થાય છે. તે કોઈ બાહ્ય સત્તાના તાબામાં રહેવા જેવું છે; કોઈ પણ રસ્તો જો સ્પષ્ટ હોય તો પછી ભલેને મોત સમીપ લઈ જતો હોય, તો પણ માનસિક દૃષ્ટિએ તે અનિશ્ચિતતાની ગુંચ કરતાં વધારે પસંદ કરવા યોગ્ય છે.

જે કાર્યો યાદગાર અથવા બહાદુરી ભર્યાં ગણાય છે, તે પસંદ કરવાની ઘડીએ કદી પ્રાપ્ત થઈ શકતા નથી પરંતુ વિચારની જે ટેવમાંથી કાર્ય ઉત્પન્ન થાય છે, તે જ્યારે યાંત્રિક અને સ્વેચ્છા રહિત બની જાય છે, ત્યારે તેમ બને છે. યુદ્ધમાં મૃત્યુને માટે પણ તૈયાર એવો સૈનિક, બળગતા મકાનમાં પેસતો આગ હોલવનારો, વગેરેનાં કાર્યો બહાદુરીની તીવ્ર પરિસ્થિતિનાં પરિણામે હોય છે, એમ માની લેવાની કાંઈ જરૂર નથી. તે સર્વ તેનો નિત્યનો કાર્યક્રમ હોય છે; તેનુ કાર્ય વિચાર અને આચારની પદ્ધતિના એક ભાગ રૂપ છે, તે પદ્ધતિથી તે એટલો તો ટેવાઈ ગયો છે કે તેને તોડવી દુઃખરૂપ થઈ પડે, તે લોકો મૃત્યુને તેના સર્વ ભયંકર સ્વરૂપોમાં કલ્પતા નથી અને સામાજીક ફરજ સાથે તેને સરખાવવામાં આવતું નથી. અણીને વખતે ઘણુંખરૂ તો ગુંચવણભર્યા વિચારો કરવાનો વખતજ નથી મળતો, અને પસંદગી ભલે બહાદૂરી ભરી હોય કે કાયરતાભરી હોય પરંતુ તે નક્કી સરળ તો હોય છે જ. જો સૂચનો વચ્ચે કાંઈ ઝગડો થાય તો પણ તે અલ્પજીવીજ હોય છે, અને જે સૂચન જીતે છે, તેને માણસ યંત્રવત અનુસરે છે; તે વખતે તે ભવિષ્યની લાગણી અનુભવતો નથી.

બાળકોમાં "કરવું જોઈએ" ની જે ભાવના હોય છે તેનો જે અભ્યાસ કરશે, તેને કેવી રીતે ઉત્પન્ન થાય છે, તે સમજવામાં કાંઈ મુશ્કેલી આવશે નહિ, તેની ઉત્પત્તિ ટેવ તોડવાની આનાકાનીમાંથી થાય છે; એટલે કે માનસિક કાટ ઉતારવાની અનિચ્છા સિદ્ધાન્ત અથવા એકતા સાધતો વિચાર ખોળવાનો મનનો સ્વભાવ છે, મનની નિયમ-શોધક પ્રેરણાબુદ્ધિ હોય છે, અને ઘણું ખરું તો આ જરૂર, કોઈ બીજો માણસ આ નિયમને જાહેર કરી તેને અમલમાં મૂકે છે તેના વડે બોધિત થાય છે. અથવા તો એક સૂચન ઉપર ભાર દેતી અને બીજાં સૂચનોને અટકાવી દેતા પરિસ્થિતિના દબાણને લીધે તે અમલમાં મૂકાય છે. ગમે તેમ હોય પણ નિયમ ઉત્પન્ન થાય છે, તેને માનસિક આવશ્યકતા જણાય છે, અને જો બીજા આવેગો તેને બહુ જોરથી વિરોધ ન કરે તો લોકો તેને ફરજ તરીકે અપનાવી લે એ સંભવિત છે. મી. સલી કહે છે કે, "ખરી વાત એ છે કે બાળકોને કાયદા ઉપર ગજબ શ્રદ્ધા હોય છે."*

નહિ ખાવા સંબંધીનો નિયમ તેના ઘરમાં ઘડાયલો અને તે અમલમાં પણ મૂકાતો, બાળકે તેને પોતાની વિચાર પદ્ધતિમાં અપનાવી લીધેલો, અને જ્યારે તેનો ભંગ થયો, ત્યારે તેની નૈતિક ભાવના જે તેના મનની સાથે એકતામય હતી, તેને એવો તો આંચકો લાગ્યો કે તે મીઠાઈના ગળ્યા સ્વાદથી પણ શાન્ત ન પડી શક્યો.

બીજા એક બાળકને પગે મ્હેંજ ખોડ હતી, તે સુધારવા માટે ઘણાં વર્ષો સુધી દર સાંજે તેની પાસે પગને અમુક રીતે વાળવાની કસરત કરાવવામાં આવતી. આ કસરતની તેને થોડા વખતમાં એટલી તો ટેવ પડી ગઈ કે જો કોઈ વાર તે કસરત ન કરવામાં આવે તો તે રડતો, અને વિરોધ દર્શાવતો. જેમ તે મોટો થતો ગયો તેમ કાયદા તરફની તેની નૈતિક વફાદારી ઘટતી ગઈ, આનું કારણ મારા ધારવા પ્રમાણે એ છે કે સૂચનોની વધતી જતી સ્પર્ધા અને બોધ વચનો વચ્ચેના મતભેદને લીધે, કાયદા તરફની વફાદારી ટાળવી સરળ થઈ પડી, યાંત્રિક ઐક્ય અશક્ય બન્યું, અને તેથી હજી એકતા પાછળ મંડી રહેલા મનની ઉચ્ચતર રચનાત્મક પ્રવૃત્તિને ક્રિયાવાન બનાવી વધારે વિશાળ પ્રકારના ઐક્ય માટે પ્રયાસ થાય છે.

એજ સિદ્ધાન્તને અનુસરીને સુધરેલા જગતનો માનવી, જંગલી માણસ માફક નિયમ અને કાયદાને મૂર્ખ વફાદારીથી વળગી રહી શકતો નથી. સુધરેલા માણસની ગુંચવણભરી જીંદગીમાં એ રીતે એકતા આણી શકાતી નથી અને જો તેને જીવનમાં કોઈ પ્રકારની પણ એકતા આણવીજ હોય તો તેણે તે વર્તનના કોઈ વધારે વિસ્તૃત ધોરણોમાં શોધવી જોઈએ, અસમાન પરિસ્થિતિમાં તો જે ટેવથી ઘડાયલું તે જ બુદ્ધિગમ્ય, અને માટે તેજ નૈતિક; પરન્તુ ગુંચવણભરી પરિસ્થિતિઓમાં ઉપલી વાતમાં કાંઈ વાસ્તવિકપણું રહેતું નથી.

અલબત્ત, આ દષ્ટિથી તે બાબત તરફ જોવાથી કાંઈ તેમાં રહેલી સર્વ મુશ્કેલીઓનો અંત તો નથી જ આવી જતો, પણ

મને લાગે છે કે તે ટેવથી ઘડાયલી અને બીજી જાતની નીતિને બુદ્ધિગમ્યતાની સામાન્ય ભૂમિકા ઉપર તો આણી શકે છે, અને તે બે વચ્ચે જે તીવ્ર ભેદભાવ હોવાનું મનાય છે, તે ભ્રમ છે, એટલુ તે બતાવી શકે છે

જે લોકો મારા અભિપ્રાયને મળતા આવે છે, તેઓ, સત્ય તે વ્યક્તિગતની વિરૂદ્ધ એવુ સામાજિક છે, એ અભિપ્રાય સાથે મળતા આવશે નહિ આગળ કહ્યુ તે મુજબ, જ્યારે આ વિરોધને બહુ ઉદ્દામ પ્રકારનો ગણવામા આવે છે, ત્યારે હુ તેને ખોટો માનુ છુ આપણી સર્વ માનવ પ્રવૃત્તિ તથા વિચાર, તમે જેવી નજરે જુઓ તે મુજબ વ્યક્તિગત કે સામાજિક જણાય છે કારણ તે બન્ને એકજ વસ્તુના બે સ્વરૂપો છે, સામાન્ય કોટીના વિચારો હમેશ શબ્દોને વસ્તુઓથી છુટા પાડવાનો પ્રયત્ન કરે છે તેથી ઉપરનો ભ્રમ પેદા થાય છે. નૈતિક ક્ષેત્રમા આ બાબત જેટલી સાચી છે, તેટલીજ બીજા ક્ષેત્રોમા પણ સાચી છે

સાચા અને ખોટાના પ્રશ્નમા બીજા લોકો વિષે વિચાર કરવાનો સવાલ ઉભો થતો નથી, પરન્તુ નૈતિક નિર્ણય એ તો ચોકખુ તે બાબતનું અંગત, વ્યક્તિગત બનાવેલી દૃષ્ટિનુ પ્રતિપાદનજ છે એવો કોઈ સાબુત સામાન્ય સિદ્ધાન્ત નથી કે જેમા સામાજિક વાતાવરણ વડેના સૂચનો વડે સત્ય દર્શાવાતુ હોય, અને અસત્ય, વધારે અંગત આવેગો વડે દર્શાવાતું હોય.

સત્ય તે હમેશ અંગત આવેગ હોય છે, તેમા હમેશ એક પ્રકારનુ આત્મપ્રતિપાદન હોય છે. તેના સામાજિક વર્તન માટે તેમા કોઈ પ્રકારનો પૂર્વગ હોતો નથી નૈતિક સ્વ, નૈતિક હોવાને લીધે કાઈ તેનુ સ્વપણુ ઓછુ થઈ જતુ નથી, બલ્કે કઈક અંશે વધે છે, કારણ કે તે વ્યક્તિત્વનું ઉચ્ચતર વ્યવસ્થિત વક્તવ્ય છે. એટલુ તો બધાને ખબર હશે કે સ્વ-લાગણીમા ફરજની અતિ તીવ્ર ભાવના રહેલી છે, તેથી આપણે ભારપૂર્વક આપણી જાતને

કહીએ છીએ કે "મારે કરવુંજ જોઈએ." જો આપણને એમાં કાંઇ વિશિષ્ટ ન લાગે તો તે ફરજની ભાવનાજ ન ગણાય, વળી આપણાં ઉપર થતી કેટલીક અસરોનો વિરોધ પણ તેમાં હોવો જોઈએ. નૈતિક સ્વ, તે જાહેર સ્વ છે એ બાબત ઉપર પણ ભાર મૂકવો ઘણાં હેતુસર આવશ્યક છે; પરન્તુ તે અંગત સ્વ છે, એ વાત પણ તેટલીજ મહત્વની અને સાચી છે.

ટુંકમાં, આપણા સર્વ પ્રકારનાં ઉચ્ચતર જીવનની માફક નીતિમાન વિચારણા અને નીતિમાન લાગણીનાં પણ સામાજિક તથા વ્યક્તિગત સ્વરૂપો હોય છે, તે બન્નેમાંથી એકકેનું વિશેષ મહત્વ હોતુ નથી.

નૈતિક પરિસ્થિતિના સર્વસામાન્ય વક્તવ્ય તરીકે તેની જો ગણત્રી કરીએ, તો કોઈપણ પ્રકારના સ્હામસામા વિરોધોને એજ વાંધો લાગુ પાડી શકાય. તે વાંધો ભૂલભરેલો છે, વ્યક્તિત્વ વિષે તેમાં અસ્પષ્ટ અને ભૌતિક ખ્યાલો સમાયલા હોય છે. તે ખ્યાલો ભૌતિક છે, માટે જ અસ્પષ્ટ છે; કારણ કે હું ધારું છું કે પ્રથમ તે માનસિક છે કે આધ્યાત્મિક, તે જાણ્યા વગર, આપણે વ્યક્તિત્વ સંબંધીની વાસ્તવિકતા વિષે કોઈ જાતનો ઝીણવટથી વિચાર ન કરી શકીએ. ખરૂં જોતાં અહંભાવ અને પરોપકાર, સ્વ અને સહાનુભૂતિ એ પરસ્પર સંબંધ ધરાવનારાં હોય છે, અને નૈતિક નિર્ણયોમાં તે હંમેશ મળી ગએલાં હોય છે. સત્યની ભાવનાનું પ્રધાન લક્ષણ અહંભાવ કે પરોપકાર, કે વ્યક્તિગત કે સામાજિકમાં નથી, પરન્તુ માનસિક ઐક્યમાં અને તેની સાથે રહેલી અમુક જાતની લાગણીમાં રહેલું છે.

અહંભાવમાં જ્યારે સ્વ નું કોઈ સંકુચિત અને, અસ્થિર સ્વરૂપ આવી જાય, ત્યારેજ તેને 'ખરાબ' કહી શકાય; અને તેજ પ્રમાણે જો પરોપકારનો અર્થ બીજા લોકો વડે પોતાના ઉપર છાપ

ભીખારીને પૈસા ન આપવા તે એક રીતે પરોપકારી કાર્ય ગણાય, કારણ તેમાં બીજાને લાભ આપવાની ઈચ્છા રહેલી હોય છે. માણસ પોતાની જાત માટે પૈસો રાખે (ભીખારીને ન આપતાં) તો તે જાત, અથવા સ્વ પણ કોઈ પ્રકારનો સામાજિક સ્વજ હોય છે, અને ભીખારી કરતાં ઘણું કરીને તો એની માગણી વધારે સારી જાતની સામાજિક હોય છે. કદાચ તેને તેમાંથી માંદા બાળક માટે ફૂલ ખરીદવાની ઈચ્છા હોય.

મારે એમ કહેવાની તો ભાગ્યેજ જરૂર રહે છે કે પૈસા આપવા, એ કાંઈ હંમેશા નૈતિક માર્ગ જ હોય છે. સ્વ સંબધી જેમાં કાંઈ ઉલ્લેખ હોય તે ખરાબ, અને બીજા સંબધી જેમાં ઉલ્લેખ હોય તે સારૂ, એવી જાતની માન્યતા અતિશય ગુંચવણ ઉભી કરનારી તથા ખોટી છેઃ—(સિદ્ધાન્ત તરીકે તેમજ વ્યવહાર બાબતોમાં.) ટુંકમાં કહીએ તો પરોપકાર શબ્દમાંથી કોઈ નિશ્ચિત નૈતિક અર્થ ખોળી કાઢવો બહુ મુસ્કેલ છે

દરેક બાબતમા હોય છે, તે મુજબ વ્યક્તિ અને સમૂહ નૈતિક વિચારના સંબધમાં, જોડાયલા હોય છે; વ્યક્તિગત અન્તરાત્મા અને સામાજિક અન્તરાત્મા એ બે કાંઈ ભિન્ન વસ્તુઓ નથી, પરન્તુ નૈતિક જીવનનાં તે જુદાં જુદા સ્વરૂપો છે; જો આપણે અમુક અન્તરાત્મા તરફ ધ્યાન ચોંટાડીએ તો તે વ્યક્તિગત ગણાય અને કોઈ સમૂહવાચક સ્વરૂપ દાખલા તરીકે કોઈ નૈતિક પ્રશ્ન ઉપરના જાહેર મત તરફ ધ્યાન રાખીએ તો તે સર્વ સામાન્ય ગણાય. ધારો કે સ્પેન સાથે લઢાઈ કરવા સબંધી જેણે મત આપ્યો તે અમેરિકન કોંગ્રેસનો, એક માણસ સભ્ય હોય. આ બાબતમાં તેણે કઈ તરફ મત આપવો, તે તેના વ્યક્તિગત સ્વરૂપથી જોતાં અંગત અન્તરાત્માની બાબત છે; અને સર્વ સભ્યોની બાબતમાં પણ તેમજ છે. પરન્તુ સમગ્ર રીતે મત લેતાં, એકીકરણ કરતાં, સમૂહનો નૈતિક પ્રવાહ દર્શાવતાં, તે સામાજિક અન્તરાત્માના વક્તવ્ય તરીકે જણાય છે. બે વચ્ચેની જુદાઈ સાફ કૃત્રિમ છે. દરેક

વ્યક્તિગત અન્તરાત્માના પ્રત્યેક નિર્ણયમાં સામાજિક અસરોનું એકીકરણ સમાયલું હોઈ, તે સામાજિક બને છે; અને દરેક સામાજિક અન્તરાત્મા વ્યક્તિગત અન્તરાત્માઓનો એકત્ર અભિપ્રાય હોઈ વ્યક્તિગત હોય છે. ખરી વસ્તુ, એટલે કે નૈતિકજીવનને જુદા જુદા નમ્બ્યોમાથી મળીને બનેલી એક સમગ્રતારૂપ હોય છે. જો આ સમજવામા જરા પણ મુશ્કેલી નડે, તો તેનુ કારણ માત્ર એટલુ જ કે આ વસ્તુ ઘણી વિશાળ છે. જ્યા સુધી આપણે વ્યવસ્થિત રચના જોતા ન શીખીએ ત્યા સુધી આપણે ઝાઝું આગળ ન જઈ શકીએ.

સત્ય તે-ઇન્દ્રિય વિષયકથી ઉંધુ-સામાજિક છે, એવો જે અભિપ્રાય છે, તે મને લાગે છે કે નીચેની શરત સાથે સાચો ગણી શકાય જો આપણે એમ માનીએ કે જે આવેગો માનસિક રીતે ઉચ્ચતર છે, વધારે વ્યક્તિગત છે, અથવા કલ્પનાશીલ છે, તેમનું વધારે ઈન્દ્રિય વિષયક આવેગો કરતાં, ઘણુ વધારે વજન પડે છે. આનુ કારણુ તો એજ જણાય છે કે જે માણસ ઉચ્ચતર જીવન જીવતો હોય છે, તેનું મન સુસ્પષ્ટ વ્યક્તિગત તથા સામાજિક મનોભાવોથી એટલુ તો ખીચોખીચ ભરાઈ ગએલું હોય છે કે, જે માત્ર ઈન્દ્રિય વિષયક હોય છે, તે જો ઉપલા મનોભાવો સાથે જોડાયલું ન હોય, અથવા તેમની વિરૂદ્ધનુ ન હોય, તો તે તેને બુદ્ધિગમ્ય લાગતુ નથી. આમાં કેવા પ્રકારનો માનસિક ક્રમ રહેલો છે, તે સમજાવવાનું કામ તો માનસશાસ્ત્રીનુ છે, પરન્તુ ઈન્દ્રિય વિષયક શોખ ઉપર સામાજિક શોખ અન્તરાત્મામાં જય પામે છે, તેનું કારણ કે સામાજિક શોખની બહુમતી હોય છે; એટલે કે એકંદર જોતાં તેમની સખ્યા એટલી બધી વધારે છે, તે એટના તો સ્પષ્ટ અને આગ્રહી હેય છે કે તેઓ જ વિચારની સામાન્ય પદ્ધતિ નક્કી કરે છે, અને અન્તરાત્માને તેનુ પારપૂર્ણ વક્તવ્ય છે.

ઉચ્ચ અને હલકા પ્રકારના વિચારોને આપણે આપણા ખપ

પૂરતા, માનવજાતિ તથા ઉતરતા પ્રકારના પ્રાણીઓ સાથે સરખાવી શકીએ. જનાવર કરતા એકદરે માણસો એટલા બધા બળવાન છે— જો કે વ્યક્તિગત રીતે ઘણીવાર તે જનાવર કરતાં વધુ બળવાન નથી હોતા—કે તેઓજ જીવનની વ્યવસ્થા નક્કી કરે છે; શહેરો બાંધે છે, આગગાડી દોડાવે છે, જંગલો કાપીને સાફ કરી નાખે છે, અને પોતાને અનુકૂળ આવે એની જ ગોઠવણ કરે છે, જનાવરો તરફ તો ઉપલકીઆ ધ્યાન આપે છે. જનાવરોને તો તેમની જરૂર પૂરતાંજ રાખવામા આવે છે, અથવા તો માણસ જાતને બહુ હેરાન ન કરે તોજ ટકવા દેવામા આવે છે.

તેજ પ્રમાણે સર્વ ઈન્દ્રિયવિષયક આવેગોને, સામાજિક મનોભાવ વડે દબાયલા વિચારોની પદ્ધતિના સબંધમાં ન્યાય આપવામાં આવે છે. ખાવાની મોજ જાતે તદ્દન નિર્દોષ છે, પણ જો તેને એટલી હદ સુધી લઈ જવામાં આવે કે જેથી ઉચ્ચ શક્તિઓ બુઠ્ઠી થઈ જાય, અથવા ખાઉધરાપણાને લઇને ન્યાય, સભ્યતા વગેરેની સામે પણ બળવો થાય, તો પછી તે મોજને ખરાબ ઠરાવવામાં આવે છે. એમ મનાય છે કે વહાણ તુટી જતાં કોઈ અજાણ્યા ટાપુ ઉપર વહાણમાથી બચેલા બેજ માણસો રહ્યા હોય તો, રહ્યામા માણસને મારીને ખાવા કરતા તો ભૂખે મરી જવું વધારે સારૂ, કારણ કે માણસ માણસને ખાઈ જાય, એ કૃત્ય સામાજિક વિચારની આખી શ્રેણીનો વિરોધી છે. અને તેજ પ્રમાણે એમ મનાય છે કે સૈનિક, અથવા ખરૂ પૂછો તો કોઈ પણ માણસે જીવન કરતાં પણ ગૌરવ અને ફરજને ચઢીઆતાં ગણવા જોઈએ.

સત્ય વિષેના આપણા નિર્ણય ઉપર જે આપણી વ્યક્તિગત અસર, તેનો પ્રકાર બીજા નિર્ણયો ઉપર થતી અસર કરતાં કાંઈ જુદો નથી: તે તો માત્ર સુસ્પષ્ટ આવેગોને દાખલ કરે છે, જે નૈતિક એકીકરણ ઉપર અસર કરે છે. માણસ જ્યારે વજન ઉપાડે છે, ત્યારે તેને પોતાનુ ગુરૂત્વ મધ્યબિન્દુ બદલવું પડે છે, અને પગની જગા બદલવાની પણ તેને ફરજ પડે છે.

ઉપર સૂચવાયુ, તે મુજબ માત્ર નિયમ અને ટેવ ને નીતિમાનપણુ, બાળક ઉપર જેમ જેમ નવીન અસરો હેઠળ આવતુ જાય, તેમ તેમ ઓછુ ને ઓછુ દેખાતુ જાય છે અને તેમની સહાનુભૂતિ જરા મદ હોય, અથવા તેઓ જરા એકાન્તવાસી હોય, તો તેમના મન સ્વાભાવિક રીતે જ ઉંચા બને છે, અને કદાચિત સર્વ બાળકો–જ્યા વ્યક્તિગત અસર વચ્ચે નડતી નથી, ત્યા તેઓ ટેવ વડે બધાઈ જાય છે, પરન્તુ ઘણાખરા બાળકોમા, ઘણુખરૂ જોવામા આવે છે કે નૈતિક ન્યાય અને લાગણી પ્રથમથીજ અતિશય સમભાવી અને વ્યક્તિગત હોય છે, અને તેમા રાગ, વત્સલતા, ક્રોધ, ઈર્ષા અને ગજી કરવાની ઈચ્છા રહેના હોય છે. સ્પષ્ટ ઉર્મિઓમા મનને એમ માટે મથવુ પડે છે, આ ઉર્મિઓ, અનુવૃત્તિની પ્રેરણાબુદ્ધિને જીવનની થતી વિજ્ઞપ્તિમાથી જાગૃત થાય છે દરેક ઉર્મિ, વર્તનની અમુક ભાવનાને પ્રાપ્ત અર્પે છે, અને સત્યના ન્યાયને તેમની તરફ વાળવા પ્રયાગ કરે છે

જે બાળક ( ઉપરોક્ત ઉદાહરણમા ) મીઠાઈ લેવાની ના પાડી, તેનામા વ્યક્તિગત વલણો વિષે બહુ સ્પષ્ટ કલ્પના હોત–જે તેનામા નહોતી–તો તેની સ્થિતિ ઘણી વધારે અટપટી બની હોત તે મીઠાઈ લેવા તે લલચાયો હોત–માત્ર તેના ગળ્યા સ્વાદથી જ નહિ, પરન્તુ જે મિત્રે તે મીઠાઈ આપી તેને રાજી કરવાના ઈરાદાથી પણ, વળી બીજી તરફથી પોતાની માતાના ઠપકા ભર્યા ચહેરા તથા વાટાની કલ્પનાથી તે મીઠાઈ સ્વીકારતા અચકાયો હોત માત્ર સવા વર્ષની એક છોકરીએ પોતાના ભાઈના મોઢા ઉપર નખ મારવાનો પ્રયત્ન કર્યો ત્યારે તેને ઠપકાભર્યા અવાજ સાથે 'તોફાની' કહેવામા આવી હતી થોડાજ વખત પછી તે પોતાના ભાઈ સાથે ખાટલા ઉપર બેઠી હતી, તેમની માતા બીજા ખડમા હતી, છોકરીએ ફરી ભાઈના મોઢા ઉપર નખ માર્યા, અને પછી કાઈપણ કારણ અથવા કોઈપણ પ્રકારના સૂચન વગર તેણે ડોકુ નીચુ ઢાળી દીધુ અને તે શરમાઈ ગઈ, તથા ગુન્હેગાર જેવી દેખાવા લાગી આ ઉપરથી

જણાય છે કે તેને ખરાબ કાર્યનુ ભાન હતુ, કદાચ ગઈ વખત એ પ્રમાણે કર્યા બદ્દલ તેને જે ઠપકો મળ્યો હતો, તે વખત ઉપજેલી શરમની જ તેને યાદગીરી રહી ગઈ હશે

નૈતિકબળનો સરળ આવિર્ભાવ અહિં આપણને જણાય છે, તે આપણા સર્વ ઉપર અગણિત રીતે દરરોજ અસર કરે છે, રહામા માણસના વખાણ અથવા નિન્દાની કલ્પના આપણી પ્રેરણાબુદ્ધિની ઉર્મિને અસર કરે છે, અને તે ઉર્મિના બળ વર્તનના અમુક પ્રકારોને મળે છે. જે વર્તન, આપણને ગમે તેવા, અને ટકાવી રાખવાનુ મન થાય તેવા સામાજિક મનોભાવો સાથે જોડાયલુ હોય છે તેને મસ ગણવામા આવે તે ઘણુ નભવિત છે, પણ આપણને જે તરફ વિરોધ હોય, એવો મનોભાવ હોય તો તે વર્તનને ઘણેભાગે તો ખરાબ અથવા ખોટુ જ ગણવામા આવશે. પેરેઝ કહે છે કે "બાળકની નૈતિક ભાવનાની શરૂવાત જેવો તે અવાજના સૂરનો અર્થ પારખતા શીખે છે, મુખના અમુક હાવભાવ પારખતા શીખે છે, કે તરતજ થાય છે. પછી ધીરે ધીરે સારા તથા ખોટા વચ્ચેનો ભેદભાવ તે શીખી જાય છે."×

જે બાળક ઉપર વખાણ કે ઠપકાની ખાસ અસર થતી નથી, જેને ખાસ કરીને અવ્યક્તિગત બાબતોમા જ રસ પડે છે, અથવા તો સીધી રીતે વ્યક્તિગત નહિ, તેવીજ બાબતમા રસ પડે છે, તેનામા જાણે નૈતિક ભાવના હમેશ નહિ, એવુ કોઈ વાર લાગે છે, તેને 'પાપ' અથવા અગત અન્યાયનો ખ્યાલ નહિ હોય, એમ લાગે છે. સમભાવી ઉત્પત્તિવાળા આવેગો, કે પાશવ ભૂખના આવેગોની તકરારમાથી ઉપજતી માનસિક કટોકટિના તીવ્ર અને ક્રમોટીમય અનુભવો એને થોડાજ થાય છે. ર..... નામના બાળકના દાખલામાં આમજ બન્યુ. તે શાન્ત વાતાવરણમા રહેતો હતો, બીજા બાળકોથી તે કાઈક અળગ પડી ગએલો હતો, તેનામા ખાસ હિમ્મત કે તોફાની

× Perez ની First Three years of childhood.

આવેગો હતા નહિ, અને તે આખો દિવસ ગોઠવવાના કકડા, રેતીના ઢગલા, અને બીજા અવ્યક્તિગત શોખોમાં રોકાયલો રહેતો; તેને ઠપકાથી ખોટું લાગતુ નહિં, અને ઠપકાને તે ગંભીર ગણતો જ નહિ, આ સર્વને લીધે તે નીતિની ભાવના રહિત હોય (non-moral) એવું જણાતુ. તેનીજ બ્હેન મ......આ સર્વથી તદ્દન ઉલટા પ્રકારની હતી. પહેલા અઠવાડિયાથી જ તે દેખીતી જ આવેગભરી, સમભાવ લાગણીવાળી અને ટંટાખોર જણાવા લાગી, સામાને રાજી કરવાની યુક્તિઓ રચતી, ટીકા સામે બંડ ઉઠાવતી, એકાએક જલદીથી ગુસ્સે થઈ જતી, ગુન્હા કરતી, પસ્તાવા કરતી, રાજી થતી; એકંદર તે સ્પષ્ટ વ્યક્તિગત જગતમાંજ જીવતી હતી.

આ બીજા પ્રકારના ચારિત્ર્યમાં વધારે તીવ્ર નૈતિક જીવન હોય છે, કારણ કે કલ્પનાશીલ સ્વભાવ અને લાગણી ભર્યું વ્યક્તિત્વ જુદા જુદા પ્રકારના બળવાન આવેગોને લીધે મનને લડવા માટે કટોકટિના પ્રસંગો ઉભા કર્યા વિના રહેતું નથી. નૈતિક જીવનનાં સર્વ વાસ્તવિક તત્વોનાં માણસનાં ચારિત્ર્યમાં જેટલી ભિન્નતા છે, તેટલીજ ભિન્નતાવાળા છે. સત્ય વિષેનો ખ્યાલ દરેકના મનમાં સરખો હોતો નથી, પણ દરેક વ્યક્તિના વ્યક્તિત્વને અનુસરતો તે હોય છે.

ન્યાયની ભાવના તે અલબત્ત સત્યની ભાવનાનું એક સ્વરૂપ છે, અને વિરોધી આવેગો વચ્ચે સુલેહ કરવાના માનસિક પ્રયાસમાંથી તે ઉદ્દભવે છે. પ્રોફેસર બૉલ્ડવીન કહે છે તેમ બાળક પોતાના સરળતર આવેગો—જેવા કે ખોરાક તથા રમકડાં ઝડપી લેવાનો આવેગ—અને બીજા કલ્પનાશીલ કે સમભાવી મૂળવાળા આવેગો વચ્ચેના વિરોધભાવથી ગુચવાઈ જાય છે. આ ઝઘડાને શાંત પાડવાની જરૂર જણાવાથી, તે "મનાવી લેવાનો" કે સુલેહ કરવાનો નિયમ અથવા કાયદાનો ખ્યાલ ખુશીથી ગ્રહણ કરી લે છે, અને તે તેને મદદરૂપ થઈ પડે છે.

કલ્પનાજ હોય છે. પ્રીસ્તી ધર્મમાં આજ ભાવનાનો બોધ અપાય છે, અને તેનોજ અમલ થાય છે. મનના એકીકરણ તરીકેના સત્યથી આ કાંઈ વિભિન્ન, કે ઉલટું નથી, પણ તેનો અર્થ માત્ર એટલોજ થયો કે પ્રશંસકવૃત્તિ, પૂજ્યભાવ, અથવા બીજો કોઈ બળવાન મનોભાવ, સૂચનોને એવું તો જબ્બર બળ આપે છે કે તે મનને વત્તુ કે ઓછું પણ દબાવી જ દે છે. સત્તાશીલતા અન્તરાત્માની બ્હારથી નહિ, પરન્તુ તેની દ્વારાજ કામ કરે છે. વળી એ સંબંધ આપણને જણાય છે, તેટલો એકતર્ફી નથી કારણ કે આપણો નેતા, એકરીતે જોતાં આપણી કલ્પનાશીલતાની ઉત્પત્તિરૂપજ હોય છે, અને આ કલ્પનાશીલતા, આપણા કુદરતી વલણ પ્રમાણેજ તેનું અર્થબોધન કરશે. તેથી ફ્રા એન્જેલિકોનો ક્રાઇસ્ટ એક પ્રકારનો છે, અને માઈકલ એન્જેલોનો ક્રાઇસ્ટ તદ્દન જુદીજ જાતનો છે.

જેમ મન સાદું, અને મનનશીલ નહિ પરન્તું કલ્પનાશીલ વધારે, તેમ વ્યક્તિગત સત્તાનું પ્રભુત્વ વધારે હોય છે, જે લોકો સાધારણ રીતે ઉર્મિથી ભરપુર તથા સ્પષ્ટ વ્યક્તિગત લાગણીવાળા, પરન્તુ રચનાત્મકશક્તિ રહિત હોય, તેઓ એકંદરે પ્રભુત્વની સત્તાને જલદીથી તાબે થઇ જાય છે. તેમનું વ્યક્તિત્વ ગુરૂની પસંદગી કરવામાંજ ખાસ તો વ્યક્ત થાય છે, એકવાર પસંદગી કરી લીધા પછી તેઓ તેનાજ બનીને રહે છે. જો તેવા લોકો ગુરૂ બદલે તો સાથે નીતિનાં ધોરણો પણ બદલવાના. આપણા બધાની માફક એ લોકો પણ માનસિક એકતાને ખોળે છે, અને તે એકતા તેમને કોઈ વાસ્તવિક વ્યક્તિત્વ પ્રત્યેની વફાદારીદ્વારા મળી રહે છે, અને લીધે અમૂર્ત વિચારોનાં અશક્ય જેવા કાર્યમાંથી તેઓ બચી જાય છે. પરન્તુ આવા લોકો, બીજા લોકોમાં સ્થિરતા જુએ તો તે તરફ તેમને આકર્ષણ થાય છે, અને પોતાનામાં તેવી સ્થિરતા આણવા માટે તે લોકો સ્થિરબુદ્ધિવાળા પુરુષને ખોળી તેના ઉપર પોતાની કલ્પનાનું લંગર નાંખે છે.

જે લોકોમાં વધારે બુદ્ધિશાળી રીતે એકીકરણ કરવા જેટલું માનસિક બળ ન હોય, તેજ લોકો ઉપલો માર્ગ પસંદ કરે છે. જે લોકોમાં એવું બળ છે, તેઓ તો ઘણા દાખલાઓને ઉપયોગમાં લે છે, અને તે સર્વમાંથી એકાદનું શ્રેષ્ઠત્વ તેઓ સ્વીકારે, તો પણ તે અસ્પષ્ટરીતે, અને તે લોકોના પોતાનાં નૈતિક નિર્ણયોની સંજ્ઞા પૂરતુંજ.

તે કળામા નિપુણ હતો, તેણે કહેલુ કે, "ભવિષ્યમા હુ દરેક નવુ ચિત્ર ચિતરીશ ત્યારે મારા ગુરૂને તે ગમ્યુ હોત કે કેમ તે બાબતનો વિચાર કરવા હુ પ્રયાસ કરીશ." આ ઉદાહરણો બતાવે છે કે આપણા ઉચ્ચતર સ્વ, આપણા સ્પષ્ટ સાચા અભિપ્રાયો, અને પસંદગીઓ તે સર્વ બીજા લોકોના દૃષ્ટિબિન્દુના કલ્પનાશીલ સાક્ષાત્કાર ઉપર આધારભૂત છે હુ માનુ છુ કે સારા સહવાસમા (કલ્પનામા) રહ્યા વગર સારા બનવુ શકય જ નથી, અને જે લોકો–અમૂર્ત વિચારની વિરુદ્ધ એવા–વ્યક્તિગત દાખલાની નૈતિક સત્તાને માન્ય રાખે છે, તે લોકો જરૂર સાચા છે. જયારે માનસિક કટોકટીનો પ્રસંગ આવે, ત્યારે મુશ્કેલીને લઇને આપોઆપ આપણા મનમા, જે માણસને આપણે આપણો નેતા ગણી શકીએ, એવાનો વિચાર આપણને આવે છે, આપણી સમક્ષ બે વિચારો ઉભા થાય છે, તે માણસનો વિચાર તથા તે ગુચવણ ભરેલા પ્રશ્નનો વિચાર, અને નીચલા પ્રશ્નનો જવાબ આપવાની આપણને ફરજ પડે છે, "તે માણસ આ વિષે શુ ધારે?" આપણે પસદ કરેલો નેતા, આપણા ઓરડામા બેઠેલો માણસ હોઈ શકે, દૂર રહેતો મિત્ર હોઈ શકે, આપણે કદી ન જોએલો એવો લેખક હોઈ શકે, અથવા ધર્મનો કોઈ આદર્શમય પુરૂષ હોઈ શકે. જે માણસોને આપણે બળવાન અને સારા કલ્પી લીધા, તેઓ આપણા મનમાજ વસે છે, અને ત્યા રહી લાયકાતની ભાવના મજબુત બનાવતા રહે છે. તેઓ સ્વતંત્ર અને ઉમદા હોય છે, અને આપણે પોતે તેથી ઉતરતા છીએ, એ ધ્યાન વડે આપણે દુખી થઈએ છીએ.

અલબત્ત બીજા લોકોની અસર ઘણી વાર વિરોધથી પણ થાય છે. જે માણસ આપણને અકારો લાગતો હોય, તેનો વિચાર આપણી સમક્ષ માણસના દોષને મૂર્તિમાન બનાવે છે, અને તે માણસના નિકટના પરિચયથી આપણા મનનો તે દોષ વિષેનો ધિક્કાર જીવન્ત થાય છે.

છે, કારણકે તે માણસ બીજાના મનમાં વસતો પોતાને માટેનો હલકો અભિપ્રાય કબુલ રાખી લે છે. વળી કેટલાક લોકો એવા હોય છે કે જેની આગળ આપણાં પાપની કબુલાત કરતાં આપણને શરમ આવે; અને બીજા કેટલાક લોકો કદાચ એવા પણ હોય કે જેઓ આપણા સદ્‌ગુણો ન જાણે તો સારું એમ આપણને થાય છે. એમ કોઈએ ન માની લેવું કે બીજા લોકો સમક્ષ આપણાં કાર્યોનું પ્રદર્શન કરવું તે સારૂં છે. અમુક બાબતોમાં તેમ કરવુ કદાચ સારૂં હશે, પરન્તુ ઘણી ખરી બાબતોમાં તેની ખરાબ અસર થાય છે, તેને લીધે વિશિષ્ટ જીવન રહેતુ નથી અને સદૃશતા આવી જાય છે. જો કોઈ અભ્યાસીનું અભ્યાસગૃહ બજાર વચ્ચે રાખવામાં આવે જેથી ગામના લોકો જાણી શકે કે તે માણસ કેટલા કલાક આળસમાં કાઢે છે, તો કદાચ તે માણસને પોતાનું કામ આગળ ચલાવવાની હિંમતજ નહિ રહે! ટુંકમાં કહીએ તો જે અસરો આપણો ઉત્કર્ષ કરતી નથી, તેમનાથી આપણે અલગતા ઇચ્છીએ છીએ, અને જે અસરો આપણો ઉત્કર્ષ કરે છે તેમની સાથે આપણે સંબંધ રાખવા ઇચ્છીએ છીએ.

સત્ય બોલી દેવાની ટેવ તે હમેશ કાંઈ માનસિક ચોક્કસાઈની આવશ્યકતાના પરિણામ રૂપ નથી હોતી—(જો કે ઘણા માણસોમાં તે પણ જોવામાં આવે છે)—પરન્તુ આપણા જેવાજ સ્હામા માણસને છેતરવામાં અન્યાય છે, એવી ભાવનાનું તે પરિણામ હોય છે, અને તેમ કરતાં પકડાઈ જવાની શરમ પણ એક કારણરૂપ છે. પરિણામે "મિત્રો સમક્ષ સત્ય, અને દુશ્મનો સમક્ષ જુઠાણું," એ કહેતી ઘણી જગાએ અનુસરાય છે. માત્ર જંગલી લોકોને બાળકોજ તેને અનુસરે છે એમ નહિ, પરન્તુ સુધરેલા લોકો પણ થોડે કે ઘણે અંશે તે મુજબ વર્તે છે.

ઘણાખરા લોકો ચોકખા શબ્દોમાં જુઠું બોલતાં અચકાય છે, પરન્તુ વર્તન વગેરે દ્વારા જે લોકો તરફ કોઈ પ્રકારનું ઋણ નથી

તેમને છેતરવામાં થોડાજ લોકોને કોઈ જાતનો વાંધો હોય છે. પોતાના હરીફને છેતરવામાં મેળવેલી સફળતા વિષે બડાશ હાંકતા વેપારીઓનો આપણને સૌને અનુભવ છે. જો માણસ આપણી તરફ ખરાબ વર્તન રાખતો હોય, અને આપણી સાથે છળકપટ કરતો હોય, તેની તરફના વર્તનમાં આપણે પ્રમાણિકપણાનું ધોરણ બદલીને વર્તીએ છીએ, જો આપણે તેને પ્રમાણિક અને શુભ ઉદ્દેશવાળો ગણતા હોઇએ તો એ ધોરણે તેની સાથે ન વર્તીએ. ઘણી બાબતો માફક આમાં પણ "અન્તરાત્મા પ્રેમમાંથી જન્મે છે." વિચારશીલ નિરીક્ષક સહેલાઇથી જોઈ શકશે કે ખરૂં જોતાં જુઠું બોલવાનું મુખ્ય તત્વ અસત્યમાં નથી પરન્તુ અન્યાયમાં છે, એવી સામાન્ય લોકોની માન્યતા છે.

અદૃષ્ય થએલા માણસોને યાદ કરવાની આવશ્યકતાને લીધે સારાપણું ન્યાય અને કોઈપણ વિશાળ પ્રકારનું સત્ય, આ ક્રિયાવાન કલ્પના ઉપર આધાર રાખે છે. તેના વગર તો આપણે સૌથી નિકટના વાતાવરણના કેદી જેવા થઈ રહીએ અને વળી ઉતરતી કોટીનાં સાધનોના સૂચનોને વશ બનીએ. આપણું જીવન આપણને જે ઉત્તમમાં ઉત્તમ અર્પી શકે છે, તેની સાથે તે વડેજ આપણે જીવી શકીએ છીએ, અને હલકા પ્રકારનાં સૂચનો આપણા ઉપર ધસારો કર્યાં કરે છે, તો પણ તે વડેજ આપણે ઉચ્ચ સૂચનો ટકાવી શકીએ છીએ. આ બાબતમાં પ્રોફેસર જેમ્સ શું કહે છે તે સાંભળો· "જ્યારે સ્વમાન અને અન્તરાત્માના હેતુઓથી પ્રેરાઈ હું મારા કુટુમ્બનો, મારી ક્લબનો, મારા મિત્ર મંડળનો તિરસ્કાર સહન કરૂં છું, જ્યારે પ્રોટેસ્ટંટ ધર્મને છોડી હું કેથોલિક બનું છું, મુક્ત વિચારવાદી બનું છું વગેરે વગેરે, ત્યારે અંદરખાનેથી મારા માર્ગ માટે મને બળ મળ્યા કરે છે, અને મને એમ ખાત્રીપૂર્વક લાગ્યા કરે છે કે જે લોકોનો મત મારી વિરૂદ્ધનો છે, તેના કરતાં કેટલાક વધારે મારા સામાજીક ન્યાયાધિશો પણ હશે જ. આ મુજબ આદર્શમય સામાજિક સ્વ,

જેમના નિર્ણય માટે હું વિજ્ઞપ્તિ કરૂં છું તે ઘણાં દૂર પણ હોય; તેમને મારી આ જીન્દગીમાં કદાચ હું ન પણ ખોળી શકું; હું કદાચ એમ પણ આશા રાખું કે ભવિષ્યની પ્રજા જો મને ઓળખે તો જરૂર મારૂં વર્તન વખાણે*" આપણો આવી પાસે હોય કે દૂર હોય તે ગાળનમા અત્યારે તો એટલુંજ કહેવું બસ થશે કે જે તેની પ્રત્યક્ષ હાજરી કલ્પનામા આવે તો આપણી માનસિક અને નૈતિક જીવનના સબંધમા, અને એને વિષેના આપણા ખ્યાલની સ્પષ્ટતાને થતી અસર સિવાય, કાઈ જણાઈ આવે એવો ફેર—(તેને આપણે જોયો હોય અથવા તે માણસે કદી દૈહિક અસ્તિત્વ ધરાવ્યું હોય કે નહિ)—પડતો નથી.

નવા માણસના પ્રવેશની સાથે આપણા અન્તરાત્મામાં થતો ફેરફાર એટલો દેખાતો છે કે નવા સૂચનોને લઈને 'ફરજ' વિષેનો આપણા અભિપ્રાયમાં પણ તફાવત પડી જાય છે. ઘણાખરાને જાણીતો હશે, એવો દાખલો લઇએ તો ઘણી વાર એવું બને છે કે વિદ્યાર્થી થાકી ગયો હોય છે, છતા તેને એમ લાગે છે કે પોતાના પ્રશ્ન વિષે તેણે વિચાર કરવો જોઈએ, "કરવું જોઈએ" ની જબ્બર ભાવના તેના આ વિચારોને વેગ આપી રહી હોય છે. જ્યા સુધી આ ભાવના સામે વિરોધી ભાવના આવી નથી, ત્યા સુધી તે ફરજ તરીકે ખડી રહે છે. પરન્તુ ધારો કે એના કોઈ મિત્ર આવીને તેને એમ સૂચવે કે તેણે અટકવું જોઈએ, અને જો તે આમને આમ વર્તે જશે, તો તે પોતાની જાતનેજ નુકશાન કરી બેસશે, અને તેનું કામ પણ ખગમ થશે; આ મતનું બીજુ દૃષ્ટિબિન્દુ ખડું થયું એટલે હવે વિદ્યાર્થીના મનને નવીન એકીકરણ કરવું પડવાનું અને કદાચ તેને એમ પણ લાગશે કે કામ મૂકી દેવું તેજ તેની ફરજ છે.

સત્ય વ્યક્તિગત સૂચનો ઉપર આધારભૂત હોઈ, તે હંમેશાં

* Psychology, Volume 1.

કોઈ સામાજિક સમૂહ સંબંધી આપણને કાંઈક જણાવે છે. હંમેશ એક વધતુ કે ઓછું પણ સામાજિક વર્તુલ હોય છે, જેની વાસ્તવિકતા આપણે કલ્પીએ છીએ, અને તે રીતે તેઓ આપણા આવેગો તથા અન્તરાત્મા ઉપર અસર કરે છે. આ વર્તુલની બ્હારના લોકો ખરૂ જોતાં આપણે માટે અસ્તિત્વ ધરાવતાંજ નથી આ વર્તુલના વિસ્તારનો આધાર ઘણા સંજોગો ઉપર રહેલો છે; જેવા કે દાખલા તરીકે આપણી કલ્પનાનુ બળ, સવ્યવહારનાં સાધનોને પહોંચી-વળવાની કળ વગેરે.

સર્વ સામાન્ય અક્ષરજ્ઞાનના* આ વર્તમાન જમાનામાં, ઘણાં લોકો પોતાની સૌથી બળવાન અસરો પુસ્તકોમાથી મેળવે છે, અને કેટલાકને તો પુસ્તકમાનો સમાજ વધારે ઉચ્ચ પ્રકારનો, અને ઉત્તેજક લાગે છે; જીવન્ત માણસોને છોડી તેવા લોકો આવીજ સોબત કેળવે છે. આવી જાતના લોકોમાં નવલકથાઓમા આવતાં નૈતિક ધોરણો સંબંધી બહુ નાજુક અન્તરાત્મા હોય છે; પરન્તુ પોતાની આસપાસના હાડચામના માણસો પરત્વે તેઓ છેકજ મન્દતા દાખવે છે. ખરૂ જોતા કલ્પનાશીલ લોકોના મનોભાવોનો મોટો ભાગ માત્ર સાહિત્યમયજ હોય છે, જેને સામાન્ય રીતે અનુભવ કહેવામાં આવે છે તેની સાથે તો તેમને ફક્ત આડકતરો જ સબંધ હોય છે. આ સાહિત્યના મનોભાવો એક પ્રકારની ખાલી દુર્વૃત્તિ જ છે, એમ પણ કોઇએ માની ન લેવું. આપણી જીંદગીના ઉચ્ચતમ આદર્શો આ માર્ગેજ આપણી પાસે આવે છે, કારણ કે તે આદર્શો, એવી કલ્પનાશીલ વ્યક્તિઓમાંથી આવે છે કે જેમને જાતે ઓળખવાની તો આપણને તક પણ નથી મળતી.

છેલ્લાં થોડા વર્ષોથી અન્તરાત્માના વિકાસ સંબંધી જે વાતો થાય છે, આન્તર્દેશીય સંબંધોમાં નૈતિક મનોભાવની જાગૃતિની જે

---

* પ્રો. કૂલીએ આ સર્વ અમેરિકાના સંબંધમાં લખ્યુ છે, તે યાદ રાખવા વિનન્તિ છે લા. ક.

વાતો થાય છે, પરદેશી પ્રજાઓ, અને આપણા સિવાયના સામાજિક તથા ઔદ્યોગિક વર્ગો, એ સર્વ સોંઘી છપામણી અને ત્વરિત સંવ્યવહાર વગર કેમ થઈ શકત ?

આ વિચારશ્રેણીને બહુ લાંબે ન ઘસડી જતાં એટલુંજ નોંધી લેવામાં આવે કે અન્તરાત્મા તે હંમેશાં અન્તરાત્માઓનો સમૂહ હોય છે, અને તે સમૂહ ગમે તે રીતે ઘડાયો હોય; આથી આપણો નૈતિક મનોભાવ આપણા કાળ, આપણા દેશ અને વ્યક્તિગત કલ્પનાના આપણા ખાસ ક્ષેત્રનું પ્રતિબિમ્બ પાડે છે. બીજી બાજુ જોતાં, જેને આપણી સહાનુભૂતિ દ્વારા આપણે આપણા પોતાના અંગરૂપ નથી ગણતાં—પછી ભલે ગમે તે શારીરિક રીતે ગમે તેટલાં આપણી નિકટના હોય—તેમને આપણી સત્યની ભાવના અવગણે છે. **નૉર્મન** વિજેતાને મન **સૅક્સન** લોકો ઉતરતી મગજશક્તિવાળા હતા, ખેડુત પોતાના ઢોરના મનોભાવો વિષે જેટલી પરવા કરે, તેટલી પરવા, આ વિજેતાઓ છતાયલાઓ માટે કરતા, અને તેથી તેમની તરફ **નૉર્મનો**ને કોઈ જાતની માનુષિ ફરજ પણ જણાતી નહિ. ગુલામ અને ગુલામના માલિકોની બાબતમાં પણ એમજ હતું, અને ઘણીવાર માલીક અને મજુરના સંબંધમાં પણ તેજ જોવામાં આવે છે. **ચીન** ઉપર થએલા હુમલા ઉપરથી જણાય છે કે **ચીના**ઓ તરફ યુરોપીઅન્સને કોઈ જાતનો સમભાવ નહિ હોવાથીજ તેઓ નૈતિક ફરજોને સમૂળગી કાપી નાંખી શકયા હશે.

રચનાત્મક કલ્પનાશીલતાવાળા માનસમાં અન્તરાત્માનું સામાજિક તત્વ આદર્શમય વ્યક્તિનું સ્વરૂપ ધારણ કરી શકે, અને તે વ્યક્તિનાં લક્ષણો, તે માણસ વર્તનના ધોરણ તરીકે સ્વીકારશે.

આ પ્રકારના આદર્શવાદને અનુભવ તથા સંસ્મરણોથી તદ્દન નિરાળા ગણી કાઢવા ન જોઈએ. એમ જણાય છે કે મનની સમક્ષ જે તત્વો ધરવામાં આવે છે, તે તરફ મન કદી પણ બેદરકાર તો નથી જ હોતું, પરંતુ પસંદગી કરવી, ગોઠવવું, એકતા આણવી

અને આદર્શો ઘડવા એ તો મનનો સ્વભાવજ છે. એટલે કે સમગ્રતા હંમેશ વિભાગો ઉપર અસર કરે છે, અને તે વિભાગોને પોતાની સાથે એક બનાવી દેવા તત્પર રહે છે. જેને આપણે ચોકખું આદર્શમય કહીએ છીએ, તે માત્ર આ પ્રવૃત્તિની પ્રમાણમાં અટપટી અને સંપૂર્ણ કૃતિ હોય છે.

આપણા મનમા રહેતો ભૂતકાળ, તે કદી જૂના અનુભવોની પુનરોક્તિ તો નથીજ હોતી, પરન્તુ તે હંમેશ આપણી વર્તમાન લાગણીથી રંગાયલો, અને અમુક રીતે આદર્શમય બનાવાયલો હોય છે; અને ભવિષ્ય વિશેની આપણી આગાહીનુ પણ તેમજ સમજવું, તેથીજ સદ્વિચાર કરનારને મન, ધારણા એટલે આશા. મન એ હમેશનો કળાકાર છે તે પોતાને અનુકૂળ આવે તેવું પુનર્સર્જન કરે છે, અને વિશિષ્ટ કળાઓ તે સામાન્ય વૃત્તિનુ માત્ર વધારે નિશ્ચિત વક્તવ્ય હોય છે.

ત્યારે આદર્શ એટલે કલ્પનાની નિર્ણિત અને ખુશકારક ઉત્પત્તિ, ઐક્યમય અને અનુભવનાં તત્વોની સાનુકૂળ પુનર્રચના, એવો અર્થ થયો. એનુ કામ ઈષ્ટ વસ્તુઓને સંજ્ઞા તથા વ્યાખ્યા આપવાનુ, અને એમ કરીને તેને નિશ્ચિત પ્રયત્નના હેતુરૂપ બનાવવાનુ છે મેં આગળ દર્શાવ્યુ છે તે મુજબ વાસ્તવિક અને આદર્શમય વ્યક્તિઓમા કશો ફેર નથી.

પોતાને માટે ઘણા આદર્શો ઘડે, કે જેથી તેના વિકાસના વિધવિધ સ્વરૂપોને તે ગળતાં આવે.

કદાચ "આદર્શમય વ્યક્તિ" એ શબ્દપ્રયોગ માણસોના મનમાં હોય છે, તે કરતાં વધારે એકતા અને સંગતિ સૂચવનારો હશે. જ્યારે આપણે 'આદર્શમય વ્યક્તિનો ઉલ્લેખ કરીએ છીએ, ત્યારે ખરૂ જોતા આદર્શમય લક્ષણો અથવા મનોભાવો તથા વ્યક્તિગત અનુભવોના છુટા ટુકડાઓ, નવીન પરિસ્થિતિની હાજરીમાં, (નવીન તરેહના) ભારપૂર્વક, ભૂતકાળના વ્યવહારો, કલ્પનામાં પાછા ખડા થાય છે. કેટલીકવાર આપણે ભિન્ન લોકોમાં હિંમત, ઉદારતા, ધૈર્ય, અને ન્યાય જોઇને તેમને સારા ગણીએ છીએ. હવે જ્યારે ઉપરોક્ત લક્ષણોની જરૂર પડે, તેવી પરિસ્થિતિમા આપણે જાતે આવીએ છીએ, ત્યારે આપણને તે બાબતનો બીજા લોકો સંબંધીનો અનુભવ યાદ આવે એ તદ્દન સંભવિત છે, અને તેના સ્મરણ વડે તે મનોભાવો વધારે સ્પષ્ટતાથી આપણી સમક્ષ ઉત્પન્ન બને છે, અને તેમને અન્તરાત્મામાં વિશેષ સત્તા મળે છે. જકાતી માલ છાનોમાનો ઘુસાડી દેવો કે નહિં તે બાબત વિષે કોઈ માણસના મનમાં ભાંજગડ ચાલતી હોય, તો તેને થોડી વારમાં એવો કોઈ માણસ યાદ આવશે કે જેને તેણે આવી બાબતોમાં પ્રમાણિક માન્યો છે, પછી તે પ્રમાણિક માણસ આવા સંજોગોમાં કેમ વર્તશે તેની તે કલ્પના કરે છે.

આ ઉચ્ચતર અંગત જ્ઞાનશક્તિનું ઘડતર કાંઈ સ્પષ્ટ વર્ણન તરફ આપણને લઈ જતુ નથી. તે ઘણુ ખરૂ તો અનાવિર્ભૂત હોય છે. મન હંમેશાં પોતાના ભૂતકાળને તથા વર્તમાન અનુભવોને સુધારવામા પ્રવૃત્ત હોય છે. મન પોતાની પ્રેરણાબુદ્ધિજન્ય આવશ્યકતા સંગતિ તથા આનન્દની આવશ્યકતા પ્રમાણે કામ કરે છે, તેમાં આદર્શવાદ તો ચાલુજ હોય છે, પરંતુ સુસ્પષ્ટ આદર્શો ભાગ્યેજ ઉત્પન્ન થાય છે. મન પોતાને જોઈતાં સાધનો નિકટના વ્યક્તિગત વ્યવહારમાંથી, તેમજ પુસ્તકો વગેરે દ્વારા મેળવી લે છે. ડાહ્યો માણસ પોતાનાં ચિત્રો માટેની રેખાઓ, પુસ્તકો, ચિત્રો, વાતચીત વગેરે-

દરેક કલ્પનાશીલ મનુષ્ય પાસે કોઈકવાર તો વિશિષ્ટ અને થોડેઘણે અંશે પણ નિર્ણિત એવો આદર્શમય સ્વ હોય છે જ; તેના સબંધમાં તેને 'મારૂ' એવી ભાવના હોય છે. સર્વ આદર્શોની માફક આ પણ રચનાત્મક કલ્પનાની અનુભવ ઉપર અસર કરતી ઉત્પત્તિ છે. ઉગતી જુવાનીમાં તેના વિધ વિધ પ્રકાર હોય છે, કારણ કે તે સમયે દરેક નવા મનોરથની સાથે બરોબરી કરી શકે એવા નમૂના કલ્પના દ્વારા રજૂ થાય છે. મેબલ લીઅરોઈડના બાળકો માટેના continued storiesના પુસ્તકના અભ્યાસમાં કાયમી સ્વ-આદર્શવાદપણાના બહુ રમિક ઉદાહરણ આપ્યાં છે. આ વાર્તાઓ બાળકોની કલ્પનાઓની ચાલુ વિચારશ્રેણી જેવી જાતની છે. તેમાંના બે તૃતીયાંશ ભાગમાં આદર્શ સમાયલો છે અને તે પુસ્તકનો કર્તા ઘણી ખરી વાર્તાઓમાં આદર્શમય સ્વરૂપે વાર્તા નાયક બનેલો છે. તેજ પ્રમાણે ઈમર્સનની નોંધપોથીમાં ઓસમેન નામના માણસ વિષે વારંવાર ઉલ્લેખ આવે છે, તે પણ ઈમર્સનના મનોરથોની સંપૂર્ણ પૂર્ણાહુતિરૂપ જ છે.

હું ધારૂં છું કે એટલુ હમેશાં જણાઈ આવશે કે બીજા લોકોને આરોપાયલી, આપણે વિષેની ભાવનામાંથીજ મુખ્યત્વે આપણા આદર્શમય 'સ્વ'ની રચના થાય છે. આ સિવાય બીજી કોઈ રીતે આપણે આપણી જાતને આવી સ્પષ્ટતાથી ભાગ્યેજ જોઈ શકીએ; કોઈના દૃષ્ટિબિન્દુમાં આપણે આપણી જાતને મૂકવીજ પડે. આ રીતે પ્રાપ્ત થએલી છાપ પાસે ફરી ફરીને કામ લેવડાવાય છે, (બીજા સર્વ માનસિક સાધનોની માફક) અને મનના કલ્પના શીલ જેમના પ્રમાણમાં તેની ઓછી કે વત્તી પુનરૂરચના થાય છે, અને તેને આદર્શ તરીકે આલેખવામાં આવે છે.

કેટલાક લોકો પોતાનાં મનઃચક્ષુ સમક્ષ આ આદર્શને બહુ ચોકખી રીતે જોઈ શકે છે. કેટલાક તેને "પોતાની જાતને જોવી એમ કહે છે. આ રીતે એક સ્ત્રી બીજી સ્ત્રીના સંબંધમાં કહે છે કે

"તે પોતે પોતાની જાતને હંમેશ મારા કપડામાં સજ્જ થએલીજ જુએ છે." તેનો કહેવાનો હેતુ એ છે કે પોતાને વિષેનો તે સ્ત્રીનો આદર્શ એવો છે કે પોને જાણે ખુબ સામાજિક પ્રતિષ્ઠા વાળી છે; આને લઈને પોતાના શરીરને તે પ્રતિષ્ઠાના ચિન્હરૂપ સારાં કપડાંમાં સજ્જ થએલું તે કલ્પે છે. અલબત્ત પ્રતિબિંબિત 'સ્વ'નુ આ એક સ્વરૂપ છે. આ સંબંધી છઠ્ઠા પ્રકરણમા ચર્ચાઈ ગઈ છે કેટલાક લોકો "પોતાની જાતને" એટલી તો સતત જુએ છે, અને તે પ્રકૃતિના ધોરણ મુજબ રહેવાનાં એટલો ખુલ્લી રીતનો પ્રયાસ કરે છે કે તેઓ જાણે હમેશ નાટકનો કાંઈક ભાગ ભજવતા હોય, એવી વિચિત્ર છાપ તેઓ પાડે છે. બહુ સ્પષ્ટ કલ્પના વાળા લોકોમાં આવી જાતનુ કાંઇક તો ઘણુ કરીને થયા વગર નજ રહે.

એક વખત ઘડાઈ ગયા પછી, અને જાણીતું થઈ ગયા પછી આ આદર્શમય સ્વ, બીજા કોઈપણ આદર્શની માફક—માત્ર વધારે સીધી રીતે—તેના વિકાસની દિશા તરફ ઉત્તેજન રૂપે તથા પીછેહઠની શિક્ષારૂપે ઉપયોગી બને છે. જે માણસના મનમા પોતાને વિષે, ઉમદા, પરોપકારી, અને માનનીય હોવાની કલ્પના હોય, તેના મનમા ખરેખરૂ કળાના ઉત્તમ નમૂનારૂપ ચિત્ર જ હોય છે. જો તેની આ કલ્પનાનો તેના પતનદ્વારા વિરોધ થાય, તો તે માણસને કઢંગાપણાની તથા શરમની લાગણી ઉપજે છે. તેના ચિત્રમાં ચીરો પડે છે—એક બેડોળ કાણુ પડે છે, અને ચિત્રના સૌન્દર્યનો નાશ કરે છે, અને તે ચિત્ર સામુ નજર પણ કરી શકાય એવી સ્થિતિએ તેને આણવા માટે પણ તેમાં બહુ કંટાળાભર્યા અને દુઃખરૂપ સાધા સુધારા કરવા પડે. પશ્ચાતાપ તે આ દશ્ય ( ચિત્ર )માનુ દુઃખ છે; અને આદર્શ જેમ સ્પષ્ટ અને દઢતાથી જોવાયલુ હોય તેમ દુઃખ વધારે લાગવાનુ.

મનુષ્યોના વખાણવા લાયક તત્ત્વો—જે લક્ષ્યને પહોચવા મનનો પ્રયત્ન હોય છે-તે નૈતિક ધર્મનાં આદર્શરૂપ પ્રતીકો છે. આ

બાબતના માનસશાસ્ત્રમાં કોઈ જરા પણ ઉંડું જવા ઇચ્છે તે એમ તો ભાગ્યેજ માની શકે કે, બીજી આદર્શમય વ્યક્તિઓ કરતાં તે અતિશય જુદા છે, અથવા તો વ્યક્તિગત વિચારના નમૂના કરતાં એકદમ જુદા પડી આવે તેવા છે. જો સંસ્કૃતિની જુદી જુદી સ્થિતિએ પહોંચેલી પ્રજાઓમાં જુદીજુદી બુદ્ધિશક્તિવાળા લોકોમાં, એકજ વ્યક્તિના વિકાસના જુદે જુદે પગથીઆના આદર્શવાદનો તુલનાત્મક અભ્યાસ કરવાથી, ખાત્રી થયા વગર નહિ રહે કે બધાં સાથેજ લટકી રહ્યા છે, અને એવી પણ ખાત્રી થશે કે તેમાં કોઈ સ્થળે ચીરાડો નથી, અને જંગલીમાં જંગલી બાળકના આદર્શના તદ્દન અપરિપક્વ આવેગો, ઉચ્ચતમ ધાર્મિક ભાવનાના જેવાજ છે. આ અભિપ્રાયનો હેતુ, કાંઈ ઉચ્ચ વસ્તુઓને નીચે પાડવાનો નથી, પરન્તુ સર્વને સામાન્ય જીવનના અંગ તરીકે દેખાડવાનો હેતુ છે.

વ્યક્તિત્વના બધા આદર્શો વ્યવહાર દ્વારાજ આવે છે, અને જે સામાન્ય રીતે સ્વીકૃત બને છે તેમાં સામાજિક રચના અને સામાજિક ઇતિહાસ હોય છે. દરેક ઐતિહાસિક યુગ; અથવા પ્રજામાં કાંઈક અંશે જણાઈ આવે એવા વ્યક્તિગત આદર્શો હોય છે; તે આદર્શો વિચારના સામાન્ય ભંડોળમાંથી વ્યક્તિમાં ઢળાય છે ધાર્મિક વ્યક્તિઓમાં આ લક્ષણ હોય છે. તે તદ્દન ખરી વાત છે. તેઓ કોમી (Communal) અને વૃદ્ધિ વડે સબળ બનતા જતા હોય છે, તેમનું ચણતર ધીરે ધીરે થતુ જાય છે અને કેટલેક અંશે તેઓ સંસ્થા જેવા બની જાય છે. આ રીતે તેઓ સ્પષ્ટતા, સંપત્તિ, સત્તા અને પવિત્રતા પ્રાપ્ત કરે છે, અને આખરે તેમને માનવ માનસથી તદ્દન નીરાળા તરીકે દમાવી દેવામાં આવે છે, ખાસ કરીને તેને બધા પ્રકારના લોકોને લાગુ પાડી શકાય એવા શિસ્તના પાયા રૂપ ગણવામાં આવે તો તો જરૂર તે માનવ માનસથી વિભિન્ન ગણાવાના જ. એકવાર તેમને અસાધારણ માનવતાવાળા ગણ્યા, પછી તો રાજસભાની વિધિ અને રિવાજોની માફક તે પણ પ્રતિષ્ઠા મેળવશે, અને એ રીતે અદૃશ્ય બની જશે.

ધાર્મિક સંસ્થાઓનું મુખ્ય કામ, નૈતિક એકીકરણને સરળતાથી પ્રાપ્ત કરવાનું છે, તે કામ આધ્યાત્મિક શિસ્તની સ્થાપના, અથવા અસરો અને સિદ્ધાન્તોની પદ્ધતિ વડે થાય છે. આ સ્થાપના અને પદ્ધતિ આપણા ઉચ્ચતર મનોભાવોને સતત ઉત્તેજન આપ્યા કરે છે, અને સૂચનોની એક પ્રકારની રૂપરેખા અથવા બાંધેલી પાલખ, તેના વિચારને ગોઠવવામાં મદદ કરવા માટે, પૂરી પાડવામાં આવે છે. આમ કરવામાં મુખ્ય કર્તા હર્તા તે વ્યક્તિગત આદર્શોનો બોધ; (જો કે ધર્મનો બોધ પણ કદાચ તેટલો જ ઉપયોગી હશે.) વ્યવસ્થિત નૈતિક વિચારોના કાયદેસરના કાર્યપ્રદેશ મુજબ તો તે વિચારોએ, વર્તન સંબધીના તર્કના અસ્પષ્ટ ક્ષેત્રોમાં પ્રવેશ કરવો જોઈએ, અને કામચલાઉ ભાવનાઓ–દાખલા તરીકે જીવનની ઉત્પત્તિ તથા અર્થ સંબંધી–નુ ઉદ્‌બોધન કરવું જોઇએ, કારણ એ બાબતો એવી છે કે જેમાં મન નેતા સાથે કે તેના વગર પણ સંશોધન કરશેજ–કરવું જોઈએ જ.

આવી બાબતો સબધી વિચારના ચોકખા માર્ગનું સૂચન કરવાથી, માનસિક ઐક્યની શક્યતા જણાય છે, અને તેને લીધે માણસ નિરર્થક ભ્રમણ અને ચિત્તવ્યગ્રતામાંથી બચી જાય છે. અલબત્ત આ ભાવનાઓ, વિચારની સર્વસામાન્ય સ્થિતિ સાથે મળી શકે એવી તો હોવીજ જોઇએ, દાખલા તરીકે પ્રચલિત થએલા વિજ્ઞાનનાં પરિણામો સાથે તે સગત હોવી જોઈએ; નહિ તો તે ચિત્તવ્યગ્રતામાં ઉમેરોજ કરશે. પરન્તુ માની શકાય એવો પથ એ ઉત્તમ વસ્તુ છે, અને તેની ઉણપ એ ખરેખરી નૈતિક ખામી છે.

બુદ્ધિવિષયક અસ્થિરતાના આ જમાનામાં આદર્શ છિન્નભિન્ન અને અવ્યવસ્થિત થઈ જાય, ઇશ્વરનો ચ્હેરો પણ તોફાની પાણીમાં જેમ સૂર્યનું પ્રતિબિમ્બ ઝાંખુ જણાય, તેમ ઝાંખો જણાય એ સંભવિત છે. અને તે સાથે વળી પંથો માની ન શકાય એવા બને છે, તેથી જ્યાં સુધી નવા પંથ ઉપજાવી, તેનો ફેલાવો ન

કરવામાં આવે, ત્યાં સુધી, દરેક માણસે કાંતો પોતે પોતાનો પથ બનાવી લેવો—જે કાર્ય ઘણા થોડા જ કરી શકે—અથવા ચિત્તવ્યગ્રતા સહન કરી લેવી, અથવા તો એવી બાબતો વિષે વિચાર કરવો જ જે બની શકે તો છોડી દેવો. આવી પરિસ્થિતિને લીધે કાંઈક અંશે અધઃપાત તો થવાનો જ, જો કે તેને લીધે કદાચ કાંઈ લાભ પણ થાય ખરો. માનવજાતિને ઉચ્ચતમ વ્યક્તિત્વનાં દર્શનની આવશ્યકતા છે, અને તે પણ ચોકખી અને સ્પષ્ટ આવશ્યકતા છે, અને તેની ઉણપને લીધે નૈતિક વિચારોની સ્પષ્ટતા અને સંબંધતામાં પણ ખામી આવે છે. વ્યક્તિગત કલ્પનાની પીરામીડનું તે સ્વાભાવિક શિખર છે; અને જ્યારે તેની ખોટ હોય, ત્યારે તેને ફરી સ્થાપવાનો થોડે ઘણે અંશે સફળ પ્રયાસ થવાનો જ. જ્યારે તે પુનર્દર્શન દેશે, ત્યારે અલબત્ત તે પોતાની સર્વ રેખાઓમાં વિચારનો નવયુગ દર્શાવશે; પરન્તુ કેટલાક લોકો એમ માને છે કે તે હંમેશ માટે ગયો છે, તે વાત સાચી લાગતી નથી.

જુદા જુદા સમાજની નૈતિક ભાવનાઓ વિષેના તુલનાત્મક અભ્યાસ ઉપરથી ચોકખું સમજાય છે કે સત્ય અથવા ન્યાયની ભાવના દરેક સમૂહની સાથે બદલાતી હોય છે—એટલે કે તેવી ભાવના દરેક સમૂહમાં જુદીજુદી હોય છે. અને લોક-રિવાજ વડે જ કોઈપણ બાબત સાચી કે ખોટી ઠરે છે. ચોરી કરવી, મનુષ્ય ભક્ષણ, અને બીજી ઘણી બાબતો, જેને આપણે ધિક્કારપાત્ર ગણીએ છીએ, તે બીજે સ્થળે કરવા દેવામાં આવતી, અને કોઈક સ્થળે તો ફરજીઆત પણ હોઈ શકે. કપડાં અને રીતભાત સંબંધમાં સભ્યતા વિષેના જે ખ્યાલો હોય છે, તે તદ્દન રૂઢીને અનુસરીને જ હોય છે. દાખલા તરીકે આફ્રીકાના અમુક ભાગના લોકો રાજી થાય ત્યારે સ્હામા માણસ ઉપર થૂંકે છે.

એટલું નોંધવા જેવું છે કે સત્ય વિષેની કેટલીક ભાવનાઓ લગભગ વિશ્વવ્યાપી કહી શકાય તેવી છે. નીચે ત્રણ એવી બાબતો

આપી છે કે જે મારા ધારવા મુજબ બધી જ જગાએ ફરજીઆત ગણાય છે.

૧. પોતાના મંડળ અથવા સમૂહ પ્રત્યે વફાદારી. દાન્તેએ કહ્યું છે કે "વિશ્વાસઘાતીઓ નરકના ઉંડામા ઉંડા ખાડામા જશે." એ વાક્ય આખી માનવજાતનો મનોભાવ દર્શાવી દે છે.

૨. પોતાના ટોળાના સભ્યો તરફ માયાળુપણુ.

૩. પોતાના મંડળના રિવાજોને વળગી રહેવુ.

આ સર્વ વિશ્વવ્યાપી છે, કારણ કે તે સમાજજીવનની વિશ્વ-વ્યાપી પરિસ્થિતિમાથી ઉત્પન્ન થાય છે. બધા માણસો સહકારી સમૂહોમાં રહે છે, અને વફાદારી તથા માયાળુપણા વગર તેઓ સરળતાથી સહકાર કેમ કરી શકે? વળી રૂઢી ચુસ્તતા પણ આવ-શ્યક પડે, ખાસ કરીને જગલી પ્રજાઓમા, કારણ કે તેમની પાસે કાંઈ ભૂતકાળની ઘટનાઓનો હેવાલ હોતો નથી. રૂઢીચુસ્તતા વડે સ્થિરતા રહે છે, અને અનુભવથી પ્રાપ્ત થએલા પરિણામો સાબુત રહે છે.

નીતિ મુખ્યત્વે આચારરૂપ હોય છે, અને ઘણી વિચિત્ર ભિન્નતાઓની તળે સામ્ય ન ગર રહેલો હોય છે, તે જીવનક્રમના સામ્યને મળતો આવે છે.

---

## પ્રકરણ ૧૨ મું

---

### વ્યક્તિગત અધઃપતન

પાછલા પ્રકરણોમા દર્શાવેલા અભિપ્રાય સાથે સમન્વય થઇ શકે એટલા પૂરતો જ આ વિષયનો ઉલ્લેખ આ પ્રકરણમા કરવામાં આવેલો છે.

વ્યક્તિગત અધઃપતનનો પ્રશ્ન પણ સાચા અને ખોટાના પ્રશ્નનું એક સ્વરૂપ છે, અને તેનો આખરી નિર્ણય અન્તરાત્મા વડે જ થાય

છે. અધઃપતન પામેલો માણસ એટલે એવો માણસ કે જેનું વ્યક્તિત્વ, મુખ્ય નૈતિક વિચાર ધરાવતા સમૂહે નક્કી કરેલા ધોરણ કરતાં સારી પેઠે હલકું ઉતરતું હોય. પોતાની પસંદગી કરવાની પ્રવૃત્તિ જે દિશા ભણી જતી હોય તે બાબત સંબંધી સારા ને ખોટાના ધોરણો બાંધવાનો મનનો સ્વભાવ છે, અને તેને સમૂહદર્શક તેમજ વ્યક્તિગત એમ બન્ને સ્વરૂપો હોય છે, તેથી કરીને દરેક માણસને નહિ પણ દરેક મંડળ અથવા સમૂહને ગમતુ અણગમતુ, સારૂ અને ખોટું હોય છે. જીવન અને તેમા પણ ખાસકરીને માનસિક જીવન, જે ચૂંટી કઢાયલો કે રચનાત્મક ક્રમ રજૂ કરે છે તેમાં આ વિશિષ્ટતા રહેલી છે. પસંદગીની વિશ્વવ્યાપી વાસ્તવિકતાની તે માત્ર રચના છે.

જે બાબતમાં આપણને રસ છે, તે સંબંધી અમુક વસ્તુ આપણને ગમે, અને અમુક તરફ અણગમો આવે, એમ બન્યા વગર રહેતું નથી; અને આપણા શોખના પ્રમાણમાં સારૂ અને ખોટું અથવા એવી જાતના શબ્દોદ્વારા આપણી પસંદગી કે અણગમો વ્યક્ત કરવા તરફ આપણુ વલણ રહે છે. માણસો જેટલો રસ આપણને બીજા કશામાં પડતો નથી, તેથી તેમને વિષેના સાચા ખોટાના નિર્ણયો હંમેશ ખાસ ઉત્સાહથી અને ભારપૂર્વક વ્યક્ત કરવામાં આવે છે. દરેક દેશમાં, દરેક કાળમાં, પુન્યશાળી અને પાપી ગુણવાન અને ગુણહીન, સારા અને ખરાબ એવાં સેંકડો નામો તેમને આપવામાં આવે છે.

જોકે વ્યક્તિગત સારા અને ખોટા વચ્ચેનો ભેદ એ હંમેશ માનવ વિચારની એક વાસ્તવિકતા રૂપ રહેલો છે. છતાં તે સંબંધી વધારે ઉદાર અભિપ્રાયને, ચાલુ જમાનામાં ઉત્ક્રાન્તિવાદ દ્વારા પહોંચી શકાયું છે. કુદરતની પદ્ધતિમાં સર્વત્ર પસંદગી જોવામાં આવે છે, અને હયાતી ધરાવતાં તત્ત્વોનો એક સરખો ઉપયોગ કરીને નહિ, પરન્તુ અમુકનું લાલનપાલન કરીને, અને બાકીનાં તત્ત્વોને દબાવી દઇને, વૃદ્ધિ થતી જાય છે. અથવા જો આ ઉક્તિ વડે ક્રમથી

અલગ એવી બુદ્ધિ વિષે વધારે પડતો ખ્યાલ આવતો હોય તો આપણે માત્ર એટલુ પણ કહી શકીએ કે અસ્તિત્વ ધરાવતાં તત્ત્વોના વિકાસ માટેનું કાર્ય તદ્દન જુદા પ્રકારનુ છે, તે એટલી હદ સુધી કે તેમનાં કેટલાંકને તો જાણે કાંઈ કામ હશે જ નહિ એમ જણાય છે, અથવા કેટલાંક તો વિકાસને આડે આવતાં જણાય છે, જ્યારે બીજાં કેટલાક વિકાસના આત્મારૂપ લાગે છે.

ઉપલી ભાવના આપણાં શરીરમાં ચાલતા ક્રમને પણ લાગુ પાડી શકાય છે. ડાર્વિને આ બાબત બહુ ઝીણવટથી બતાવી આપી છે. આ બાબત વિચાર તથા સમાજના પણ બધા ક્રમને લાગુ પડે તેવી છે. આથી કરીને વર્તમાનમાં જે બળો જોવામાં આવે છે તેમને કાર્ય અથવા વૃત્તિના ઉલ્લેખ માથે જોવામાં આવે તો તેમની કિંમતની એની એ ભૂમિકા નહિ જણાય, દરેક જુદી જુદી ભૂમિકા ઉપર રહેલા હોય છે, કેટલાંક મધ્યમથી નીચે અને કેટલાક ઉપર. આવી આપણને માણસમાનાં સારા ખોટાનો ભેદ સમજાય છે એટલુ જ નહિ, પણ તેને ઉત્ક્રાન્તિવાદના એક બનાવ તરીકે દર્શાવતુ તત્વજ્ઞાન પણ સમજાય છે.

ઉત્ક્રાન્તિવાદના ક્રમનો વધારે વિગતવાર વિચાર કરીએ તો આપણને વિવિધતાની ભાવનામાં અધઃપતન અને ઉતરતાપણું જણાશે. ડાર્વિનવાદનુ પ્રારંભબિન્દુ જ અહિં છે. જીવનનાં બધાં જ સ્વરૂપો વિવિધતા દર્શાવે છે; એટલે કે વ્યક્તિઓ બધી તદ્દન સરખી નથી હોતી, પરંતુ એકબીજાથી તેમજ પોતાનાં માબાપની કોઇક અસ્પષ્ટ રીતે જુદી પડે છે; આથી કરીને કેટલીકને વાસ્તવિક જીવનની પરિસ્થિતિઓ સારી રીતે માફક આવી જાય છે, અને કેટલીકને નથી આવતી. કોઈ પણ ઉપજાતિ (Species) નો ફેરફાર અથવા વિકાસ, દરેક જમાને જમાને થતા, લાયક અને નસીબદાર વિવિધતાના એકઠા અવસ્થાન (survival) અને વૃદ્ધિદ્વારા થાય છે. જે ક્રમ સૌથી લાયકમાં લાયક જાતિ ઉત્પન્ન કરી શકે છે, તે જ

નાલાયકના અસ્તિત્વની સાખ પૂરે છે, અને કોઇ પણ ઉપજાતિની ચોકખી નાલાયક જણાઈ આવે, એવી વ્યક્તિઓ તો અધઃપાત પામેલી કહેવાય.

આ ભાવનાઓને બહુ કાચી રીતે માનવજાતિના માનસિક અને સામાજિક જીવન તરફ ફેરવી નાખવી એ યોગ્ય નથી, પરન્તુ એટલું તો મહુ કોઈ કબુલ કરશે જ કે માણસોના ચારિત્ર્યમા દેખાતી કેટલીક વિવિધતા કઢી ન શકાય એવી છે, અને તે એક તરફ નેતૃત્વ અને પ્રતિભા ઉત્પન્ન કરે છે, અને બીજી તરફથી નિર્બળતા અધઃપતન એ ના થોડા પણ અશ વગર બીજાનુ અસ્તિત્વ કદાચ ન સભવે, જો કે હુ તો માનુ છુ કે વ્યક્તિત્વની વિવિધતાઓ વધુ અશે બુદ્ધિગમ્ય કાબુ નીચે આણી શકાય

ખામીભરી માનવતાના સર્વ સ્વરૂપોમા સામાન્ય તત્વજ્ઞાની સ્વરૂપ રહેલુ છે, એ વાસ્તવિકતાને લીધે તે સ્વરૂપોને અધઃપતન જેવુ સર્વસામાન્ય નામ આપવામા આવ્યુ છે બીજુ એ છે કે જેમ વધારે વિગતવાર અભ્યાસ કરીએ છીએ, તેમ વધારે ભારપૂર્વક અનુમાન બધાય છે કે તે વસ્તુઓ ગુન્હારૂપ છે, ભિક્ષા વૃત્તિ, કમઅક્કલપણ, ગાડપણ, અને દારૂડીઆપણ—એ સર્વમા સામાન્ય કારણ સમાયલુ હોય છે, અને તેથી તેઓ સમગ્રના વિભાગરૂપ બને છે આ બાબત આપણે અનુવૃત્તિના અભ્યાસમા જોઈએ છીએ, તે વડે જણાય છે કે એકમાથી બીજામા ગએલા તત્ત્વો સાધારણ રીતે જુદા જુદા જમાનામા અથવા એકજ સમૂહની જુદી જુદી વ્યક્તિઓમાથી ઘણામા અથવા બધામા દેખા દે છે આ વસ્તુ સામાજિક સ્થિતિનો અભ્યાસ કરતા જણાય છે ખરું જોતા સામાજિક પરિસ્થિતિ ખરાબ હોય છે, ત્યા—એટલે કે મોટા શહેરમાના છેકજ કગાળ ઝુપડાઓમા આ સ્વરૂપો વધારે પ્રચલિત બને છે વિશિષ્ટ નામના ઉપયોગનુ એક વધુ કારણ એ છે કે આ બાબત ઉપર પહેલા કરતા વધારે સ્વસ્થતાથી અભ્યાસ થવો જરૂરી છે, અને

અસમદ્ધ આક્ષેપોથી મુક્ત એવા શબ્દ પ્રયોગો વડે આ કામ શક્ય બને એ સભવિત છે પાપ, ગુન્હો વગેરે ઘણા શબ્દો સાધારણ વપરાશમા વાસ્તવિકતાનુ અમુક દષ્ટિબિન્દુ દેખાડે છે–દાખલા તરીકે પુણ્ય અથવા પાપનુ ધાર્મિક દષ્ટિબિન્દુ, અને નિર્દોષ અને દોષિતનુ કાયદાને લગતુ દૃષ્ટિબિન્દુ, અધઃપતનમા વિજ્ઞાનની નિસ્પૃહતા રહેલી છે આ સબધમા આ અધઃપતન એ શબ્દની વાસ્તવિકતા પુરવાર કરવાની મને ખાસ ઇચ્છા નથી, માત્ર એટલુ જ કહેવુ બસ થશે કે એના જેવો સગવડ ભર્યો અને ઓછો વાધા ભર્યો શબ્દ મારી જાણમા નથી એનો અર્થ અનબત્ત અધ=નીચે અને પતન=પડવુ–એટલે નીચે પડવુ એવો થયો આપણી ભાષામા તેનો અર્થ પૂર્વજોએ નક્કી કરેલા ધોરણથી ઉતરતા હોવુ એવો ઘણીવાર થાય છે આપણે ઘણીવાર કહીએ છીએ કે ' આ જમાનાનુ અથવા સમયનુ અધઃપતન થયુ છે '–' આ છોકરાનો અધઃપાત થયો ' વગેરે વગેરે હવેના જમાનામા વળી તે શબ્દ કોઈ પણ દેખાઈ આવે એવી જાતની માનસિક ખોડ અથવા ઉતરતાપણા માટે પણ વપરાય છે આ અર્થપ્રયોગમા કાઈ ખાસ વાધો જણાતો નથી, જો કે માનસિક કે નૈતિક રીતે ઉતરતા પ્રકારનો માણસ દરેક દાખનામા ' ઉચ્ચ સ્થિતિ ઉપરથી પડેલો ' ગણાય કે કેમ તે વિષે શકા લાવી શકાય એમ છે

હુ વ્યક્તિગત અધઃપતન એ શબ્દપ્રયોગ જે લોકો ચારિત્ર્ય અને વર્તનમા ચોક્કસ રીતે પોતાના મડળના પ્રધાન મનોભાવના સામાન્ય ધોરણથી નીચે પડે, તેમને માટે વાપરુ છુ આ વ્યાખ્યા બહુ અસ્પષ્ટ છે, એટલુ તો કબુલ કરવુ જ જોઈએ, પરતુ માનસિક અને સામાજિક ઘટનાઓની બીજી વ્યાખ્યાઓ કરતા આ કાઈ વિશેષ અસ્પષ્ટ નથી માનસિક અને સામાજિક દષ્ટિએ શુ ધોરણ મુજબનુ છે, અને શુ નથી, એ બાબત કઈ ચોક્કસ નિર્ણિત પ્રમાણ નથી, પરન્તુ એવા કેટલાક વિશાળ અને ઉપયોગી વર્ગો તે,

ઉતરતો દરજ્જો જણાઈ આવે એવો છે; દાખલા તરીકે કમઅક્કલ, અક્કલહીણ, અને ગાંડા માણસો, દારૂડીઆઓ અને ગુન્હેગારો; અને આ સર્વ જે સમગ્રના વિભાગો છે, તેનો અભ્યાસ કરવાના મહત્વ વિષે તો કોઈ શંકા નહિં જ ઉઠાવે.

અંદરખાનેથી તે પૂરેપૂરી સામાજિક બાબત છે, એટલે કે વ્યક્તિ અને બાકીના સમૂહ વચ્ચેના અમુક સંબંધમાં જ અધઃપતન રહેલુ છે. આ બાબતના માનસિક અને શારિરિક ચિન્હો તો તે વ્યક્તિ, સાધારણ સામાજિક કારકીર્દિ માટે નાલાયક જણાય તે ઉપરથી જ જણાય છે. આ વસ્તુની એક જ પરીક્ષા છે, અને તે પણ અનિશ્ચિત જેવી છે–અને તે માણસની વાસ્તવિક કારકીર્દી ખાસ કરીને સમૂહના વ્યવસ્થિત વિચારનાં તે માણસ તરફના વલણ ઉપર રહેલી છે. ગુન્હેગારના અધઃપતન વિષે આપણે સાધારણ રીતે એકમત થઈએ છીએ, તેનુ મુખ્યત્વે કરીને એ કારણ છે કે ગુન્હેગારની અસામાન્યતા એટલી તો દેખીતી અને હાનીકારક પ્રકારની છે કે તે સંબંધમાં કાંઇક કરવું જરૂરી છે, અને તેથી ગુન્હેગારને સામાજિક ન્યાયનાં યંત્રો દ્વારા ચોક્કસ રીતે કાળી ટીલી મળી જાય છે. આવા નિર્ણયાત્મક ન્યાય છતાં, આવા કેટલાક દાખલાઓમાં કેટલાક ઉદાર અને પુખ્ત વિચારવાળા લોકો, ગુન્હેગારોની તરફેણ લઈ પોતાની વિજ્ઞપ્તિમાં સફળતા પણ મેળવે છે. આથી ભૂતકાળમાં જેને ગુન્હેગાર ગણી ફાંસીને લાકડે ચઢાવી દેવામાં આવતા, તેવાઓને આજે વીરનર ગણી પૂજવામાં આવે છે.

ટુંકમાં કહીએ તો ખોટાની ભાવના જેનું એક સ્વરૂપ તે અધઃપતનની ભાવના છે–તેમાં સાચા અથવા ખરાની ભાવના જેટલી જ અનિશ્ચિતતા રહે છે. બન્ને હંમેશ વિકાસ પામતી, હંમેશ પગ દગી કર્યા કરતી જીવનના પ્રતીક છે, અને વિકાસની સાથે રહેલી અનિશ્ચિતતાના સહભાગી છે. પોતાની વ્યવહારી પ્રવૃત્તિને સાધવા પૂરતાં તેઓ સ્વરૂપો ધારણ કરે છે, પરન્તુ હંમેશ આકારદ અને બદલાઈ શકે તેવાં રહે છે.

અધઃપતનના કારણ સંબંધી આપણે કહી શકીએ કે, વ્યક્તિત્વનાં દરેક સ્વરૂપની માફક તેનાં મૂળ શોધવા માટે અનુવૃત્તિ અને સામાજિક તત્વોના મિશ્રણ આગળ જવું પડે, કારણ કે તેમાંથી વ્યક્તિગત જીવનનું ક્રમણ ઉત્પન્ન થાય છે. આ બંને તત્વો ખૂબ વિવિધતા દર્શાવે છે. જનાવરની માફક માણસો પણ પોતાનાં કુદરતી વલણોની બાબતમાં એક બીજાથી ખૂબ જુદા હોય છે. અને તેમનાં ઉપર પણ વિવિધ પ્રકારના સામાજિક ક્રમની અનેકરંગી અસર થાય છે. માણસોના ચારિત્ર્યમાં તથા વર્તનમાં જે વાસ્તવિક ભિન્નતાઓ જોવામાં આવે છે તે ઉપલી બે વિવિધતાઓમાંથી ઉત્પન્ન થતી ત્રીજી વિવિધતાને આભારી છે. આ ત્રીજી વિવિધતા એટલે માણસ પોતે.

અધઃપતનના કેટલાક દાખલાઓમાં અનુવૃત્તિની જ અમુક ખામી એટલી તો સ્પષ્ટ હોય છે કે અનુવૃત્તિને અધઃપતનનું કારણ ગણી લેવું યોગ્ય લાગે છે, વળી ઘણાં વધારે ભાગના દાખલાઓમાં સામાજિક સંજોગોનો વાંક વધારે જણાય છે, અને અનુવૃત્તિથી મળેલો સરંજામ તો સાધારણ ઠીક હતો એમ જણાઈ આવે છે. ત્રીજો અને કદાચ સૌથી મોટો ગણી શકાય એવો એક વર્ગ છે, તેમાં તો અનુવૃત્તિ અને સંજોગોને જુદાં પાડવા જ અશક્ય છે. ખરું જોતાં અનુવૃત્તિ તથા સંજોગોને એક બીજાની સામ સામેનાં અને ભિન્ન પ્રકારનાં બળ તરીકે ગણવાં તે ભૂલ ભરેલું છે, તે જ પ્રમાણે ચારિત્ર્યના કોઈ પણ લક્ષણનાં સંબંધમાં કે તે લક્ષણ અનુવૃત્તિ અથવા સંજોગો બેમાંથી એકને આભારી છે, એમ ગણવું તે પણ ભૂલ ભરેલું છે. એક વાર વ્યક્તિગત વિકાસની શરૂઆત થઈ ગઈ પછી અનુવૃત્તિ તથા સંજોગોને અલગ અલગ અસ્તિત્વ રહેતું જ નથી; બન્ને એક બીજા ઉપર અસર કરે છે, અને વ્યક્તિત્વનું દરેક લક્ષણ અનુવૃત્તિ તથા સંજોગોના ઐક્ય ( નહકારને આભારી છે. આપણે તો માત્ર એટલું જ કહી

કે એમાંથી એક એટલું આગળ પડતું છે કે આપણું વિશેષ ધ્યાન ખેંચે છે.

આ જન્મ અક્કલહીણતા તે અનુવૃત્તિનું અધઃપતન લેખાય છે કારણ કે એ તો ચોક્કસ જ છે કે સામાજિક વાતાવરણથી જો અક્કલહીણતા આવી હોય, તો તો તે વાતાવરણનો ફેરફાર કરવાથી સુધરી જાય, અને તેથી તેને રોકવા માટે આપણે અનુવૃત્તિ સાથે જ કામ લેવું ઘટે. બીજી તરફ જોઈએ તો જ્યારે આપણને જણાય છે કે મોટા શહેરના ધીચ વસ્તીવાળા ભાગમાં ગુન્હાનું પ્રમાણ ઘણું વધારે હોય છે, અને તે લોકોમાં કુદરતી ખોડ હોવાનું કાંઈ કારણ ન હોય તો આપણે એમ કહી શકીએ કે આ અધઃપતન અનુવૃત્તિને નહિ પણ વાતાવરણને આભારી છે; આવા સંજોગોમાં જોવામાં આવતી ગુન્હેગારી, ઘણાં પ્રકારના હલકા સંજોગોને લીધે ઉત્પન્ન થાય છે, એને કદાચ તેમાં અનુવૃત્તિથી પણ કાંઈક ખોડ આવતી હશે, પરન્તુ તેવી ખોડને સારા શિક્ષણ વડે જરૂર ઢાંકી દઈ શકાય. પરન્તુ આ પ્રકારનું અધઃપતન આપણે કમતી કરવું હોય તો સામાજિક પરિસ્થિતિ સાથે જ કામ લેવું જોઈએ.

મજબુત અનુવૃત્તિવાળા માણસમાં ગ્રહણશીલતા ખૂબ હોય છે. એવા માણસને જે કાંઈ શીખવવામાં આવે તે એ ઝટ શીખી જાય છે; અને આ જન્મ અક્કલહીણો માત્ર અનુવૃત્તિના તત્વથી અધઃપતન પામેલો હોય છે, તેનામાં કશું શીખવાની શક્તિ જ હોતી નથી. જો અનુવૃત્તિ સાબુત હોય તો વ્યક્તિગત અધઃપતન સામે તેથી કાંઈ ખાસ રક્ષણ મળતું નથી. જો આપણામાં ગ્રહણશીલતા હોય તો તો જેવી જાતનું શિક્ષણ મળે તે ઉપર જ બધો આધાર રહે છે, અને આનો આધાર સામાજિક વાતાવરણ ઉપર રહેલો છે. સારા વાતાવરણમાં જે શક્તિઓ વડે બાળક સારૂં અને નીતિમાન બને છે, તે જ શક્તિઓ વડે તે જ બાળક નઠારા વાતાવરણમાં

એટલો જ છે કે ગુન્હેગારમાં માનસિક સુવ્યવસ્થાની ખામી હોય છે. આ માનસિક સુવ્યવસ્થા તે સામાજિક વ્યવસ્થાનું એક સ્વરૂપ છે, અને સર્વ આવેગો તેના અમલ નીચે હોવા જોઈએ. જે સાત મહાન પાપ ગણાય છે–અહંકાર, ઈર્ષા, ક્રોધ, પ્રમાદ, લોભ, અકર્મનીઆપણુ અને લાલસા–તે સર્વને લઈને બતાવી શકાય કે તે સર્વ સાધારણ વૃત્તિનાં સ્વચ્છન્દી સ્વરૂપો છે ક્રોધના સંબંધમાં આ બાબત ગયા પ્રકરણમાં બતાવવાનો મેં પ્રયાસ કર્યો હતો.

ડૉ. મૅાડસલે કહે છે કે, જુદા જુદા "પ્રકારનાં અધઃપતનો જોવામાં આવે છે તેમનું વિગતવાર વર્ણન કરવું હોય તો સર્વ મહેનત અનન્ત અને નિષ્ફળ નીવડવાની. મહાન ધરતીકંપથી આખા શહેરના તમામ મકાનોનો નાશ થયો હોય, તે દરેક મકાનના વિનાશના સંબંધમાં કોઈ ઝીણવટભર્યું વર્ણન કરે તો તે કેવું કંટાળાભરેલુ થઈ પડે? તેના જ જેવું ઉપરોક્ત વર્ણન પણ જણાયા વગર ન રહે.*

છેક જ હલકા સ્વરૂપમાં માનસિક વ્યવસ્થા લગભગ નહિ જેવું જ અસ્તિત્વ ધરાવે છેઃ અક્કલહીણાને ચારિત્ર્ય નથી હોતું, અને કોઈ જાતની સંગતિવાળું કે અસરકારક વ્યક્તિત્વ પણ નથી હોતું. તેનામાં ઐક્ય નહિ હોવાથી, આત્મ સંયમ અને ઇચ્છા શક્તિની સ્થિરતા પણ હોતાં નથી; જે અમુક પાશવ આવેગ પ્રભુત્વ ભોગવતો હોય, તે તેના કાર્યમાં પ્રતિબિમ્બિત થાય છે. ભૂખ, જાતીય લાલસા, ક્રોધ, અને કાંઈ ઉચ્ચ કોટીનું ગણાય તેવું અપરિપક્વ માયાળુપણુ તેનામાં હોય છે, અને તે સર્વને તે સાદામાં સાદી રીતે વ્યક્ત કરે છે. અલબત્ત તેનામાં સાચી સહાનુભૂતિ નહિ જેવી જ હોય છે, અને બીજા લોકોનાં મનના વિચારો વિષે તે બેભાન હોય છે કે તેનામાં સભ્યતાની ભાવના રહેતી નથી, અને તે સામાજિક ધોરણોને વળગી રહેવાનો પણ પ્રયાસ કરતો નથી.

ઉચ્ચ કોટીમાં આપણે અસ્થિર અને સ્થિર વચ્ચે ભેદ પાડી શકીએ. આગળ બતાવ્યું તેમ સ્વાર્થ અને અધઃપતનમાં સામાન્ય

* The Pathology of Mind

લક્ષણો એના એ જ છે બન્નેની વ્યાખ્યા એકની એક છે—વર્તનના નક્કી થએલા ધોરણોથી પાછા પડવું, અને માનસિક રીતે કોઈક પ્રકારની મગજની વ્યવસ્થાની ખામીને લીધે પાછા પડવું

એક પ્રકારના માણસો છે, જેમનામા મુખ્ય જણાઈ આવે એવું અને મુશ્કેલીભર્યું લક્ષણ તે માત્ર માનસિક અસંગતિ અને ચાતુર્યની ખામી, એ હોય છે અને બીજો એવો પ્રકાર છે કે જેમનામા સંગતિ તથા હેતુનું ઐક્ય સારા પ્રમાણમા હોય છે, પરન્તુ સહાનુભૂતિને પહોંચી વળવાનું માનસિક ક્ષેત્ર એટલું તો ન્હાનું હોય છે કે તેમને પોતાની આસપાસના જીવન સાથે સદ્ધ બંધબેસતો સબંધ હોતા નથી

વિકાસ પામતું, અને જેના ઉપર ઝટ વઈને છાપ પડી જાય, એવું મન જો પોતાના સાધનો પાસેથી કામ લેવામા અશક્ત નીવડે તો તે મનને જરૂર અસ્થિર પ્રકારનું તથા નિર્બળ અને ધ્યેય વગરનું સમજવું વધારે આગળ પડતા દાખલાઓ લઈએ તો હીસ્ટીરીઆવાળા દરદીઓ, ગાંડા માણસો અને આવેગભર્યા ગુન્હેગારો આપણી નજરે પડે છે ડૉ. ડાના કહે છે કે, "હીસ્ટેરીકલ મગજમા મુખ્ય ખોડ તો એ જ હોય છે કે મગજ પોતાના સંયોજનોની પ્રવૃત્તિમા પરિમિત બનેલું હોય છે, દૃષ્ટિપથના ક્ષેત્રની માફક ચેતનનું ક્ષેત્ર પણ સીમાબદ્ધ હોય છે માનસિક પ્રવૃત્તિ માત્ર વ્યક્તિગત લાગણીઓમા જ સમાઈ જાય છે, અને આ લાગણીઓ ભૂતકાળના અનુભવના નિર્ણય વડે વ્યવસ્થિત બનેલી હોતી નથી, અને આથી જ તેમની લાગણીઓને આવેગભર્યા ઉભરા વારંવાર થઈ આવે છે હીસ્ટેરીકલ માણસ વિચાર કરી શકતું નથી"* સર્વ પ્રકારની અસ્થિરતાને ઉપલું લખાણ કાંઇક અંશે લાગુ પાડી શકાય બીજી તરફ જુઓ તો અન્તર વૃદ્ધિના પ્રકારનું માનસ, જેનું વલણ નવા વિચારો ઉપર કાર્ય રચવાનું નથી, પરન્તુ પોતાને પ્રિય એવા, એના એ વિચારો પાસે ફરી ફરીને કામ લેવડાવવાનું

* C L Dana Nervous Diseases

છે, તેમનામાં ઇન્દ્રિય ગમ્યતા અને ગ્રહણ શક્તિની ખામી મોટા પ્રમાણમાં જણાઈ આવે છે. જો એમ હોય તો તે માણસ કોઈક પ્રકારનો જડ અને આગ્રહી અહંભાવ દેખાડે એ સંભવિત છે. જેવાં કે ઇન્દ્રિય લોલુપતા, લોભ, સંકુચિત અને ક્રૂર મનોરથ, ક્રૂર લાગણીહીન પ્રકારનું ઝનુનીપણું, મહત્તાનો ભ્રમ, અથવા તો એવા ગુન્હાઓ જે સમાજના ધોરણો તરફના હમેશના બેપરવાપણામાથી ઉત્પન્ન થાય છે.

અન્તરાત્મા તે માત્ર માનસિક વ્યવસ્થિત રચનાની સંપૂર્ણ ઉત્પત્તિરૂપ છે, અને તેથી સમગ્ર માનસિક જીવનમા જે કાંઈ ખામી હોય, તેમા પણ તે સહભાગી બને જ. અક્કલહીનતાની હલકી કોટીઓમા તો આપણે એમ પણ માની લઈ શકીએ કે તેમના મનમા એવી કોઈ પદ્ધતિ જ નથી; જેમાથી અન્તરાત્મા જાગી શકે. અસ્થિર પ્રકારના કાઈક ઉચ્ચતર અધઃપતન પામેલા માણસમાં અન્તરાત્મા હોય છે, પણ તે પોતાના નિર્ણયોમાં ઝોલાં ખાય છે, અને તેને કાબુમા રાખી શકવો શકય નથી. જેનનામાં વિશિષ્ટ રીતે આત્મ સંયમની ખામી છે, એવા માણસોને આપણે સૌ યાદ કરી શકીએ; અને જ્યારે આપણે તેમને વિષે વિચાર કરીએ છીએ, ત્યારે કદાચ એ પણ જણાઈ આવશે કે તેમના અન્તરાત્મા ઉપર જણાવ્યા તે જાતના હોય છે. તેમના સંબધમાં અન્તરાત્માનો અવાજ, એટલે કોઇ ક્ષણજીવી ઉર્મિનો પડઘો; કારણ કે લાબા સમય સુધી એકીકરણ તેમની શક્તિની પર છે, ઘણીવાર તે સંભળાતો પણ નથી, કારણ કે તેઓ ક્ષણિક આવેગોમા ડુબી ગએલા હોય છે, અને તેવા લોકોનુ વર્તન ઘણુખરૂ કોઇ પણ પ્રકારના બુદ્ધિગમ્ય સંયમ રહિત હોય છે. તેમને વારવાર પસ્તાવાના હુમલા થવાના, કારણ કે તેઓ પોતાના ધોરણ મુજબ રહી શકતા નથી; પરન્તુ સાધારણ રીતે પસ્તાવાના જખ્મો બહુ ઉંડા જતા નથી, તે પણ તેમના જીવન જેવા ઉપલકીઆજ હોય છે. આ પ્રકારના લોકો જો અતિશય નિર્ગળ ન બની ગયા હોય તો, શિક્ષા અથવા સજાથી સીધા થાય છે, કારણ કે તીવ્ર દુ:ખ તેમને મદદરૂપ થઈ પડે છે; આવાં કૃત્યો તેમના મનમાં ' ખોટા ' તરીકે સયોજાયલાં

હોય છે, પરન્તુ, સુસ્પષ્ટ ઉર્મિ પ્રધાન ધમકી સિવાય તેઓ આવાં અપકૃત્યો કર્યા સિવાય રહી શકતા નથી. ફેરફાર અને અસંગતિના દુઃખમાંથી છુટી જવાની ઉત્કંઠાને લીધે, એવા લોકો જ કોઈક બાહ્ય અને સ્વમતાગ્રહી સત્તાને અંધ શ્રદ્ધાથી નમી પડનારા હોય છે. પોતે પોતાની જાતને કાબુમાં રાખી ન શકવાથી તેઓ કોઈ સ્વામીની વાંછના કરે છે; અને જો તે ખરો સ્વામી નીવડે તો—એટલે કે એ લોકોના આવેગોને સમજી તેમની ઉપર સત્તા જમાવવાને સ્વામી શક્તિમાન નીવડે તો—તે માણસો તેને વળગી રહે છે, અરે તેના પગ પૂજવા પણ તૈયાર રહે છે!

જે લોકોની ખામી અસ્થિરતાની નહિ પરન્તુ સ્થિરતાની છે, તે લોકોમાં અન્તરાત્મા અસ્તિત્વ ધરાવી અને જીવનને કાબુમાં પણ રાખી શકે. તે લોકોને મુશ્કેલી એટલી જ છે કે તેમનો અન્તરાત્મા બીજા લોકોનાં અન્તરાત્માઓ સાથે એક સૂર હોતો નથી. તેમાં મૂળથી જ આવેગોની અછત હોય છે. એમ કહેવામાં આવે કે અન્તરાત્મા અવળા માર્ગનો નિર્દેશ કરી શકે, તો કોઇને કદાચ તે વાત અતિ આશ્ચર્યકારક લાગશે, પરન્તુ વાસ્તવિક રીતે એવું ઘણીવાર બને છે—ખાસ કરીને જ્યારે આપણે કોઈ ઉદાર સહાનુભૂતિવાળા લોકોએ સ્વીકારેલા વર્તનના ધોરણ સાથે સત્યનું એકીકરણ કરીએ ત્યારે એવું બને છે. માત્ર અન્તરાત્મા જ સાચો નૈતિક નેતા બની શકે. કોઈ પણ બાહ્ય સત્તા હોય તો તે અન્તરાત્મા દ્વારા આપણા ઉપર અમર કરી શકે—પણ માણસના ચારિત્ર્યની સીમા સાથે તે હંમેશ સહભાગી બને છે, અને જેટલે દરજ્જે તે ચારિત્ર્ય અધઃપતન પામેલું હોય, તેટલે દરજ્જે સત્યની ભાવના પણ અધઃપતનવાળી જ રહેવાની. ઘણીવાર સૌથી અધમ પ્રકારના લોકો જેવા કે ક્રૂર, સંકુચિત, ઝનુની અથવા નિષ્ઠુર પ્રકારના લોકોનો અન્તરાત્મા સાધુ આરામ અને શાન્તિ ભોગવે છે. આવી જાતના તમારી ઓળખાણના માણસોને યાદ કરી, આ બાબતનો વિચાર કરશો, તો ઉપરોક્ત હકીકત સાથે જરૂર તમે સૌ એકમત થયા વગર નહિ રહો.

ડંખતો અન્તરાત્મા, એટલે વિચાર અને વર્તન વચ્ચેની માનસિક ભાંજગડ અને અસંગતિ; અને આવી જાતના માણસો ઘણીવાર પોતાની જાત સાથે કરારે વર્તે છે. ગરીબ લોકોનો કચ્ચરઘાણ કાઢનાર વ્યાજખાઉ માણસ, પોતાની જાતનો લાભ કાઢવા ખાતર, નિર્દોષ નાણા રોકનારનો નાશ કરી નાખનારો સિદ્ધાન્ત વિહોણો સટોરીઓ, રાજાની છાતીમાં ખંજર ભોંકનાર કે મુખ્ય-પ્રધાનને ગોળીથી મારી નાખનાર ઝનુની અરાજકતાવાદી, ખૂની બદલો લેવો, તે પોતાની ફરજ સમજતો કોઇ જંગલ કે પહાડનો રહીશ, પોતાના ગુન્હાના સર્વ બનાવો યાદ રહી જાય માટે તેમનાં ચિત્રો પોતાની ચામડી ઉપર છુંદણાં રૂપે ચિતરાવી લેનારો ગુન્હેગાર—આ સર્વ ખોટાં કૃત્ય કરનાર વિધવિધ ઉદાહરણ રૂપ છે; તેમનો અન્તરાત્મા તેમને ડંખતો નથી, એટલું નહિ પરન્તુ તેમનાં ખોટાં કૃત્યોને ઉત્તેજન પણ આપે છે. ઘણા લોકોની એવી માન્યતા હોય છે કે કોઈપણ પ્રકારનો ગુન્હો અથવા ખોટું કૃત્ય કર્યા પછી દરેક માણસને પાછળથી પસ્તાવો થયા વગર રહે જ નહિ. દરેક માણસને આપણા જેવોજ અન્તરાત્મા હશે, એવી ખોટી ધારણા ઉપર આ માન્યતા રચાયલી છે. લાગણીવશ સ્વભાવ અને સંસ્કારી વિચારોની જેને ટેવ પડેલી છે, તેને લાગે છે કે જો તેણે અમુક કામ કર્યું હોત તો તેને પસ્તાવો થાત, અને તે ઉપરથી તે અનુમાન કરી લે છે કે દરેક માણસને એવો પસ્તાવો થતો જ હશે. ખરૂં જોતાં તો તેથી ઉલટું ઉચ્ચતર નૈતિક મનોભાવવાળા લોકો જેને અપકૃત્ય કરનાર ગણે છે. તેમનામાંના બહુ જ થોડાઓનો અન્તરાત્મા તેમને ડંખે છે. જો માણસ સાધારણ રીતે ઉચ્ચ પ્રકારનું જીવન જીવતો હોય, અને ક્ષણિક લાગણીના ઉભરાને વશ થઈ કાંઈ કૃત્ય કરી નાખ્યું હોય—ખૂનના દાખલામાં ઘણીવાર આવું બને છે, તો તે માણસને પસ્તાવો થશે, પરન્તુ તેનું આખું જીવન એજ પ્રકારનું હોય તો તેને કશું નહિ લાગે.

બધા સત્તાધારીઓ એકે અવાજે કહે છે કે ગુન્હેગારોમાંના મોટા ભાગના મનને એવી જાતની ટેવ પડી હોય છે કે તે ટેવને પરિણામે કુદરતી રીતે જ અપકૃત્ય થઇ જાય છે, તેમનાં ખોટાં કૃત્યોમાં અચાનક બનેલુ એવું કશુ હોતુ નથી. અલબત્ત જો આપણે અન્તરાત્મા એ શબ્દ ઉચ્ચતર મનોભાવોવાળાં માનસના માનસિક એકીકરણ માટેજ વાપરીએ, તો બીજા લોકોને અન્તરાત્મા છે જ નહિ એમ માની લેવાનુ. પણ એ લોકોમાં અન્તરાત્મા છે એમ કહેવું એ ઉદારમતવાદ છે. એ લોકોમાં માનસિક એકતા તો હોય છે જ, પણ તે એકતા તેમના જીવનની સંકુચિતતા અને વિક્રિયા (perversion) નુ પ્રતિબિમ્બ પાડે છે. ખરૂ જોતાં આ જાતના લોકોને હંમેશ નહિ તો ઘણુખરૂ તો પોતાનાં ધોરણ હોય છે જ. ચોર લોકોમાં પણ અંદર અંદરનુ નૈતિક ધોરણ હોય છે. આ ધોરણનો ભંગ ચોર લોકો કરતા નથી, અથવા જો ભંગ થાય તો તેમને પસ્તાવો થાય છે. માનસિક વ્યવસ્થામાંથી કોઈ પ્રકારનુ પણ માનસિક એકીકરણ ઉત્પન્ન થાય એવુ બનવું તો અશક્ય છે.

ઘણીવાર હલકા પ્રકારનાં ધોરણોવાળા સમૂહમાં રહેવાને લીધે વ્યક્તિનુ વર્તન હલકું બની જાય છે, અને વ્યક્તિનો અધઃપાત થાય છે. તેમાં વ્યક્તિનું સ્વભાવિક ઉતરતાપણું હોતુ નથી. દાખલા તરીકે કોઈ છોકરો નિશાળમાંથી નાસી જાય અથવા, દુકાનની બારીના કાચ તોડી નાંખે છે; આવાં કાર્યો ઘણીવાર છોકરાઓ સૂચનને લીધે અને સ્પર્ધા ખાતર કરે છે—તેવી જ રીતે બીજા છોકરાઓ અખાડામાં અથવા બૉય સ્કાઉટ જેવી સંસ્થામાં પોતાની શક્તિ રેડે છે. જે જાતની ટોળી અથવા મંડળીમાં છોકરો હોય, તેવું તેવું વર્તન રહે છે. દરેક પ્રકારની ગેરવર્તણુંકને આ વચન લાગુ પડી શકે. ગેરવર્તણુક સમૂહમાં અસ્તિત્વ ધરાવે છે, અને અધઃપતન પામેલી વ્યક્તિ જ્યા સુધી માનુષિ છે ત્યાંસુધી આપણાં સર્વની માફક સમાન્યતા (Socius) છે. તેનો સમૂહ તેનો અન્તરાત્મા ઘડે છે, અને સમૂહ કોઈ કૃત્યને વખાણશે તો તે વ્યક્તિને તે કાર્ય

લાગશે, પછી ભલેને બાકીના સમાજને તે વિષે જે માનવું હોય તે માને. કોઇ કૉલેજમાં દારૂ પીવો, જુગાર રમવો, પરીક્ષામાં ચોરી કરવી, એવા સર્વ રિવાજ પડી ગયા હોય, તો તે કૉલેજમાં નવા દાખલ થનારાએ કુદરતી રીતે જ તે માર્ગ ગ્રહણ કરશે.

ખરૂ જોતા, મહાન અપકૃત્યો, સામાન્ય શક્તિવાળા લોકો વડે થાય છે, એમ તેઓ પોતે સારૂં કરે છે એવી તેમની માન્યતા હોય છે. તેમના અન્તરાત્માને અમુક સમૂહના રિવાજે અથવા સમૂહવાચક નૈતિક લાગણીથી ટેકો મળે છે. આજ મુજબ જર્મન લોકો મહાન યુદ્ધમા જોડાયા હતા.

આ પ્રકારે અધઃપતનની ગણત્રી કરવાથી તેનાં જુદાં જુદાં સ્વરૂપો વચ્ચેનો વ્યવહારૂ ભેદભાવ કોઇ પણ રીતે તૂટી પડતો નથી —દાખલા તરીકે ગુન્હા તથા ગાંડપણ વચ્ચેનો તફાવત જો કે આ બન્ને વચ્ચેની લીંટી સ્વચ્છન્દી અને અચોક્કસ છે. મનોદશાના વર્ગીકરણમાં હમેશ, એમજ બને છે—એક પ્રકારનો 'ગુન્હેગાર ગાંડા' કહેવાતો વર્ગ પણ તેજ બતાવે છે, છતાં પણ ભેદભાવ જાતે, અને તેની સાથે સયોજાયલા ઇલાજ એકંદરે જોતાં તદ્દન સાબુત છે.

ગુન્હા તરફના તથા ગાંડપણ તરફના આપણા વલણમાં જે ભિન્નતા છે, તે મુખ્યત્વે તો વ્યક્તિગત ભાવના તથા આવેગની બાબત છે. ગુન્હેગારનુ કાર્ય આપણે સમજી શકીએ છીએ—અથવા સમજી જવાનો દાવો રાખીએ છીએ—અને તેની તરફ આપણને રોષ અથવા અવળી સ્હાનુભૂતિ થાય છે; પરન્તુ ગાંડા માણસનાં કાર્યો સમજી શકાતાં નથી, તેથી આપણે તેની સાથે રોષ દાખવતા નથી, પણ તે કાર્યો તરફ આપણે દયા, ચિકિત્સા અથવા કંટાળાની નજરે જોઇએ છીએ. જો કોઈ માણસ લૂંટવાના ઇરાદાથી અથવા વેર લેવા માટે, સામા માણસને મારે, તો આપણે તે ગુન્હેગારની મનોદશા સમજી શકીએ છીએ, તેનો હેતુ આપણને ચોકખો સમજાય છે, અને આપણો અન્તરાત્મા—જાણે આપણે જ તે કાર્ય કરવા માંગતા હોઇએ તે જ મુજબ—તેને વખોડી કાઢે છે. ખરૂ જોતાં કોઈ પણ

કાર્ય સમજવું, એટલે તે કાર્ય જાતે કરવાનો વિચાર કરવો. પણ એવું કોઈ કાર્ય હોય કે જેનું કારણ આપણી સમજમાં ઉતરી ન શકે, તો આપણે કલ્પના કરી શકતાં નથી. આપણને તે બાબતની વ્યક્તિગત અસર થતી નથી; આપણે તેને માત્ર યંત્રવત ગણી લેવું પડે કોઇ માણસથી અકસ્માત આપણને વાગી જાય, અને કોઈ આપણને જાણી જોઇને વગાડે, એ બે વચ્ચે જે જાતનો તફાવત છે, તેવો જ તફાવત ઉપલી બાબતમા પણ છે.

વળી તે ઉચિતતાની બાબત છે. જે કામ કરતાં આપણે આપણી જાતને કલ્પી શકીએ છીએ, તે કામ શિક્ષાને પાત્ર છે, એવુ આપણને લાગે છે, કારણ કે આપણે આપણી સહાનુભૂતિ વડે સમજી શકીએ છીએ કે આવી જાતના કામને જો દાબી દેવામાં નહિ આવે તો તેવી જાતની ઘટના વારંવાર ઉદ્‌ભવ્યા કરશે. ચોરના નામને કાળી ટીલી લાગે, તેની નામોશી થાય, તેને કેદમાં પૂરવામાં આવે એમ આપણે સૌ ઇચ્છીએ છીએ, કારણ કે આપણને લાગે છે કે જો એમ નહિ કરવામાં આવે, તો તે ચોર અને એવા જ બીજા ચોરોને ઉત્તેજન મળશે અને વધારે ચોરીઓ થશે. પરંતુ જે માણસ પોતાને જુલીઅસ સીઝર સમજે છે તેની આપણે દયા ખાઇએ છીએ, કેમકે આપણે માની લઇએ છીએ કે એના દાખલા ઉપરથી કોઈ કાંઈ શીખી લેવાનુ નથી તેમજ તેવા માણસથી બ્હીવા જેવુ પણ કાંઈ નથી. આ તફાવતને લીધે જ અનુકરણ કરી શકાય એવાં કાર્યોને ગાંડપણનુ નામ અપાતુ નથી. અને તેને ટાળવા માટે ગાંડપણ માટે લેવાતા ઉપાયો પણ અજમાવવામાં આવતા નથી. એમ માનવામા આવે છે કે માણસ લુચ્ચાઈ કે હિંસાભર્યું કાઈપણ કાર્ય કરે ત્યારે સામાન્ય લોકો ઝીણવટભરી ભિન્નતા જોઈ શકતા નથી, અને પોતા વડે જ મ્હામાને ન્યાય આપે છે, પછી પેલા માણસની તે કાર્ય કરતી વખતની માનસિક સ્થિતિ ભલે ગમે તેવી હોય. તેવા માણસોને ઉદાહરણ વડે શીખવવાની જરૂર છે કે એવા વર્તન માટે નૈતિક અને કાયદેસર સજા થશે પણ જ્યારે માણસનું

વર્તન, સામાન્ય વિચારની ટેવો કરતાં દેખીતી રીતે જ ખૂબ વેગળું હોય, જ્યારે તે માત્ર દયા કે ચિકિત્સાની જ બાબત હોય ત્યારે તે માણસનું ભલું કરવાના પ્રયત્ન સિવાય બીજું કાંઈ જ કરવું જરૂરી ગણાતું નથી.

જવાબદારી અને બીનજવાબદારીના આખાએ પ્રશ્નને પણ ઉપલું જ પૃથક્કરણ લાગુ પડે છે. તે કાલ્પનિક સમ્બર્ગ અને વ્યક્તિગત ભાવનાની બાબત છે. કોઈ માણસને જવાબદાર ગણવો એનો અર્થ એ કે તેને આપણે આપણા જેવા જ આવેગોવાળો, પરંતુ આપણી માફક તે આવેગોને સયમમાં રાખવા અશક્ત-એવો ગણીએ છીએ. એણે કર્યું તેવું જ કરવાનો આપણે વિચાર કરીએ છીએ, તેને ખોટું ગણીએ છીએ, અને પછી પેલા માણસે ખોટું કર્યું એમ કહીએ છીએ. બીન જવાબદાર માણસને જુદી તરેહની વ્યક્તિ ગણવામાં આવે છે, તેનું તે આચરણ આપણને અમાનુષિ લાગે છે, તે કળી શકાતું નથી, અને આપણાથી તે એટલું વેગળું લાગે છે કે આપણી વિરોધભાવી સહાનુભૂતિ તે તરફ જતી નથી. જવાબદાર માણસનો આપણે વાંક કાઢીએ છીએ, એટલે કે તેની પ્રત્યે આપણને સમજાવી વિરોધ પેદા થાય છે; તે માણસમાં આપણો પોતાનો અમુક ભાવ આપણે જોઈએ છીએ, અને તે ભાગનો તિરસ્કાર કરીએ છીએ પરંતુ બીનજવાબદાર માણસમાં આપણી જાત મુદ્દલ જણાતી નથી.

આ બાબતમાં એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે આપણો પોતાનો વાંક કાઢતાં અટકયા વગર આપણે સ્હામાનો વાંક કાઢતાં ન અટકી શકીએ; નહિ તો તે નૈતિક ઉદાસીનતા કહેવાય. કેટલીક વાર મનાય છે કે આવી જાતના પ્રશ્નોનું શાન્તપણે પૃથક્કરણ કરતાં બેપરવાઇ તરફ વલણ જતું રહેવા સંભવ રહે છે, પરન્તુ હું તે મત સાથે મળતો આવતો નથી. નૈતિક મનોભાવમાંથી સામાજિક માનસશાસ્ત્રીને માનવ જીવન સંબંધીનું મધ્યસ્થિત અને મહત્વનું સત્ય મળી આવે છે, અને જો કદાચ તેને પોતાને તે બહુ સ્પષ્ટપણે ન સમજાય તો પણ પોતાની તે ઉણપ કબુલ કરવા પૂરતી પ્રમાણિકતા

તેનામાં હોવી જોઈએ. જો ખરેખર કોઈ માણસ તદ્દન બેપરવા હોય, એટલે કે તેને નૈતિક મનોભાવમાં કોઈ જાતની પ્રબળતા ન જણાતી હોય, તો તે માણસને સામાજિક કે નૈતિક શાસ્ત્રના અભ્યાસ માટે નકામો ગણવો જોઈએ, કારણ કે તેનામાં સહાનુભૂતિનો અભાવ હોય છે, અને તેથી તે શાસ્ત્રો જે મૂળ સત્ય ઉપર રચાયેલાં છે, તે જ તે સમજી શકતો નથી.

હવે ખોટું કામ માત્ર એક વ્યક્તિની ઇચ્છાશક્તિમાંથી ઉદ્ભવતુ નથી, પરન્તુ તેની સાથે હંમેશ અનુવૃત્તિનો ઇતિહાસ અને સામાજિક સંચારણ જોડાયલાં હોય છે એ માન્યતાની જવાબદારી ઉપર વ્યવહાવારિક અસર શી થાય છે તે જોઇએ. હું માનું છુ કે તેને લીધે જવાબદારી ઓછી થતી નથી, પણ જવાબદારીનું સ્વરૂપ બદલાય છે. તે માન્યતાને લીધે તેમાં એક પ્રકારની સમગ્રતા આવે છે, તે ખોટા કાર્યમાં દરેક વ્યક્તિની ઇચ્છાશક્તિનો સમાવેશ થાય છે. આ માન્યતાને લીધે વધારે લોકોને માથે જવાબદારી આવે છે, અને ખોટું કાર્ય કરનારને માથેથી જો કે દોષ ટળી જતો નથી, પરન્તુ કાંઈક અંશ ઘટે છે ખરો. કોઈ છોકરો ઘરમાંથી પિત્તળ કે લોખંડની આંકડીઓની ચોરી કરે, તો જુવેનાઇલ કોર્ટનો ન્યાયાધીશ પ્રથમ તો છોકરાનો વાંક કાઢશે, પરન્તુ ત્યાં જ અટકી જવાને બદલે તે છોકરાની ટોળીના સરદાર જે સર્વ છોકરાઓ ઉપર પોતાના વર્તન વડે દાખલો બેસાડનારો છે તેને કચેરીમાં બોલાવશે, પછી તેનાં માબાપને, કારણ કે છોકરાને માબાપે શા કારણસર યોગ્ય કેળવણી અને શિસ્ત ન આપ્યાં તે પણ જાણવું જરૂરી છે. વળી ન્યાયાધીશ, તે છોકરાઓ જે શાળામાં ભણે છે તેના શિક્ષકોનો પણ વાંક કાઢશે, કારણ કે છોકરાઓને પૂરતુ કામ અને આનન્દનાં સાધનો શાળા તરફથી પૂરાં પડે તો બાળકોનું મન ખોટે રસ્તે ન દોરાય. વળી ન્યાયાધીશ સ્થાનિક સ્વરાજ્યનો પણ દોષ જોશે, કારણ કે છોકરાઓના વિકાસ માટે વધારે સરસ વાતાવરણ ઉભું કરવાનું કામ તેમનુ છે.

ગુન્હાના આડકતરાં કારણો શોધવા જતાં જવાબદારી વધારે ભાગે પૈસાદાર, ભણેલા અને લાગવગવાળા લોકો ઉપર પડતી, માલમ પડે છે અને તેથી સારા સંજોગો ઉભા કરવાની સત્તા પણ તેમના હાથમાં રહે છે. આ પ્રશ્નોમાં કોઈ જરા બારીકીથી જુએ તો જણાયા વગર રહે નહિ કે જે લોકો હલકા વાતાવરણ અને તેવા જ સન્જોગોમા ઉછર્યાં છે, તેમનો વાક કાઢવો કે તેમને શિક્ષા કરવી એનો કશો અર્થ નથી, અને એ વાત પણ ચોક્ખી જણાઈ આવશે કે એ બાબતમા સુધારાની મુખ્ય આશા તો, તેવા સડેલા સન્જોગોમા ઉછરેલા લોકોના અન્તરાત્માની જાગૃતિ કરાવવા ઉપર રહેલી છે. જો તે લોકો પોતાના સંજોગોથી પર જઈ શકે તો જ અપકૃત્યોના મૂળ ઉપર જ અંકુશ આવે.

ગુન્હા સંબંધી આવી સમગ્ર દૃષ્ટિ રાખતાં પણ શિક્ષા સમૂળગી નાબૂદ કરવાની નથી. ગુન્હો કરનારના મન ઉપર તથા ભવિષ્યમાં તેવા ગુન્હાઓ કરે એવા સંભવવાળા લોકોના મન ઉપર શિક્ષા બહુ અસરકારક નીવડે છે. અલબત્ત ઉપરોક્ત દૃષ્ટિને લીધે શિક્ષાનું મહત્વ ઘટે છે તો ખરૂ જ—અને કેળવણી અને સર્જક પદ્ધતિઓનું મહત્વ વધે છે. જો આપણે આખાએ પદ્ધતિને નિરોગી બનાવી શકીએ તો દુર્ગુણો, ગુન્હા વગેરે જેમ નિરોગી શરીરમાંથી રોગ નીકળી જાય તેમ નીકળી જઈ શકે.

જો આપણે શિક્ષાનો ઉપયોગ કરીએ, તો તેની સિદ્ધિનો આધાર મુખ્યત્વે નીચેની બે બાબતો ઉપર રહેલો ગણાય.

૧ શિક્ષા ન્યાયી હોવી જોઈએ; જેથી કરીને ગુન્હેગાર તથા પ્રેક્ષકો, બન્ને સમજી શકે કે પોતાના સભ્યોના રક્ષણ માટે સમાજને તેમ કરવું આવશ્યક હતુ. જો શિક્ષા આપખુદી અથવા અતિશય દુઃખદ અને નાલેશીભરી હોય તો ગુન્હેગારના મનમા ખૂબ રોષ ઉત્પન્ન થાય છે. આપણી ઘણીખરી શિક્ષાઓ આ જ જાતની હોય છે.

૭. વળી શિક્ષા બને તેટલી નિર્ણિત હોવી જોઈએ, નહિ તો ગુન્હો કરનાર એમ વિચાર કરશે કે કદાચ છુટી જવાની તક ગ્હેશે આપણી હાલની પદ્ધતિને લીધે ઘણા ગુન્હેગારો છટકી જાય છે, અને ગુન્હેગાર વર્ગ શિક્ષાને માત્ર પોતાના સાહસિક ધંધાનું એક વધુ સાહસ ગણી લે છે.

## પ્રકરણ ૧૩ મું

### સ્વતંત્રતા

ગેટેએ પોતાની આત્મકથામાં* કહ્યું છે કે સ્વતંત્રતા શબ્દનો ધ્વનિજ એટલો સરસ છે કે તેમાં ભલે શૂન આવતી હોય તો પણ આપણને તેના વગર ચાલવાનું જ નહિ આપણા ઉચ્ચ પ્રકારના મનોભાવોથી તે શબ્દ અભિન્ન છે, અને અત્યારના જમાનામાં નિત્યની વપરાશની ભાષામાં જો તે શબ્દનો કાંઈ ચોક્કસ અર્થ ન જણો હોય તો તો વળી તેના અર્થના અસ્તિત્વની ખાસ જરૂર ગણાય તે શબ્દ અને તેના અર્થને માનવજાતિએ હમેશ પોતાના ધ્યેયની સંજ્ઞારૂપે ગણ્યા છે

સામાન્ય માન્યતા પ્રમાણે સ્વતંત્રતા નકારવાચક છે—એટલે કે એ માન્યતા મુજબ સ્વતંત્રતા એટલે બંધનનો અભાવ જનતામાં પ્રચલિત એવા (સર્વ વસ્તુ માટેના) વ્યક્તિત્વવાદની દૃષ્ટિ પ્રમાણે તો સામાજિક ક્રમને મનુષ્યના કુદરતી વિકાસથી તદ્દન અલિપ્ત અને તે વિકાસમાં થોડે ઘણે અંશે વિઘ્નકર્તા ગણવામાં આવે છે એમ માની લેવામાં આવે છે કે સાધારણ માણસ ઘણી ખરી બાબતોમાં સંપૂર્ણ હોય છે, અને એમ પણ મનાવામાં આવે છે કે જો માણસને પોતાને માર્ગે જવા દેવામાં આવે તો તે સારી રીતે પોતાનું ગાડું ગબડાવી શકે પણ ખરું જોતા બંધનનો અભાવ

* Aus Meinem Leben, book XI

હોતો જ નથી; સમાજના ક્રમથી પર એવું કોઈ પણ મનુષ્યનું અસ્તિત્વ હોઈ જ ન શકે. માણસ પોતાનું વ્યક્તિત્વ ખીલવે તો તે સામાજિક ક્રમ દ્વારાજ ખીલવી શકે; જેટલે અંશે તે ક્રમનો વિકાસ થયો હોય, તેટલે જ અંશે વ્યક્તિનો વિકાસ થઇ શકે છે.

સીમા બાંધી દેતી પરિસ્થિતિને ખસેડી નાંખવામાં જ સમાઈ જતું સ્વાતંત્ર્ય અકલ્પ્ય છે. જો સમાજશાસ્ત્રમાં સ્વતંત્રતા શબ્દનો ચોક્કસ અર્થ આણવો હોય તો સૌથી પહેલાં તો સમાજ અને વ્યક્તિ વચ્ચેની ભિન્નતાની માન્યતા દૂર કરવી જોઈએ. સ્વતંત્રતા એ શબ્દની અંદર વ્યક્તિ, અને સમાજ બન્નેનો ધ્વનિ આવી જવો જોઈએ.' આમ કરવા જતાં વ્યવહારૂ અને રૂઢ થએલી ભાવનાઓને ખાસ ધક્કો લાગતો નથી; કારણ કે ખરૂં જોતાં તો આ બાબત વિષેનો લોકમત આચાર કરતાં વિચારમાંજ વાંધાભર્યો હોય છે. સ્વાતંત્ર્યનું સમાજશાસ્ત્રીય અર્થબોધન એવું તો નજ હોવું જોઈએ કે જેથી સ્વતંત્રતાની ચાલતી આવેલી ભાવનામાં ત્રુટી પડે, ઉલટું તે અર્થબોધન વડે તો સ્પષ્ટતા તથા સર્જકતામાં ઉમેરો થવો જોઈએ.

તો તે જગતની વાસ્તવિક સ્થિતિમાં બની શકે તેટલો સંપૂર્ણ વિકાસ પ્રાપ્ત કરી શકશે. સામાજિક પરિસ્થિતિ જેટલે દરજ્જે તેને સાનુકૂળ છે, તેટલે દરજ્જે તે સ્વતંત્ર ગણાય.

તેથી દરેક માણસ, વિકાસને દરેક પગથીએ, સ્વતંત્ર છે કે નથી, તે જાણી શકે તો કેવું સારૂં! બાકી એ સ્વતંત્રતાનો અર્થ લોકોને પોતાને માર્ગે જવા દેવા, એટલો જ કરીએ, તો કદાચ જે સમાજમાં વધારે પડતા અંકુશો છે, તેની પરિસ્થિતિને તે વ્યાખ્યા અનુકૂળ આવે, પણ અમેરિકા જેવા દેશના સંબંધમાં તે અસ્થાને લાગે.

તત્વજ્ઞાન આપણને હંમેશાં શીખવ્યા કરે છે કે સારાપણાનાં જુદાં જુદાં સ્વરૂપો તે ખરૂ જોતાં એક જ વસ્તુનાં જુદા જુદાં દૃષ્ટિબિન્દુઓ છે; અને આ ભાવના સ્વતંત્રતા, પ્રગતિ અને સત્યના ખ્યાલોને જરૂર લાગુ પાડી શકાય એવી છે. આ રીતે સ્વતંત્રતાને પ્રગતિના વ્યક્તિગત સ્વરૂપ લેખે ગણી શકાય. વ્યક્તિગત અને સામાજિક ક્રમ તરીકે બન્ને એક બીજા સાથે જોડાયલાં છે. આ બાબત તો આપણે સૌથી આગળનાં પ્રકરણોમાં જોઈ ગયાં છીએ. માણસ જે છે તેને, તે જે હોઈ શકે તેની સાથે સરખાવવાને બદલે આપણે તેવી સરખામણી માનવજાતિ વિષે કરીએ તો આપણને પ્રગતિનો ખ્યાલ આવી રહે છે. જે પ્રગતિમા મુક્તિની ભાવનાનો સમાવેશ થતો નથી, તે ખરૂ જોતાં પ્રગતિ જ ન કહેવાય; અને બીજી તરફ જુઓ તો જે સ્વતંત્રતા વડે સમાજની ગતિ આગળ જતી નથી, તેને વિશાળ અર્થમાં તો સ્વતંત્રતા જ ન નહી શકાય. વળી સ્વતંત્રતાની વ્યવહારૂ ભાવના સત્યના કોઈ ધોરણ સાથે સંકળાયલી હોવી જોઈએ; અને તેમાં દરેક વ્યક્તિની વિધવિધ વૃત્તિઓને, અને જુદી જુદી વ્યક્તિઓની તેવી વૃત્તિઓને શિસ્તમાં રાખવામાં આવી સંતોષવામાં આવે છે.

ખોટું એટલે સ્વતંત્રતારહિત; તે વડે એકંદર જોતાં વ્યક્તિગત વિકાસ અટકે છે. ગાંડા માણસોને કે ગુન્હેગારોને છુટા મૂકી દેવાથી કાંઈ સ્વતંત્રતામાં ફાળો આપ્યો ન કહેવાય, અથવા બાળકોને

શાળામાં જવા દેવાને બદલે રસ્તામાં રખડતાં મૂકી દીધાથી કાંઈ તેમને સ્વતંત્રતા આપી ન કહેવાય. સત્ય, સ્વતંત્રતા, પ્રગતિ વગેરેની માત્ર એક કસોટી છે અને તે–સંસ્કારી અન્તરાત્મા.

શિસ્તના સંબધમાં કહીએ તો સ્વતંત્રતા એટલે શિસ્તની ગેરહાજરી નહિ, પરન્તુ તેનાં ઉચ્ચ અને વધારે બુદ્ધિગમ્ય સ્વરૂપો. સ્વતંત્ર શિસ્ત માણસની બુદ્ધિ તથા અન્તરાત્માને વિજ્ઞપ્તિ કરી અંકુશમાં રાખે છે, અને એ રીતે માણસના સ્વમાનને સ્પર્શે છે. સ્વતંત્રતારહિત કાબુ માણસના મનનાં હલકા પ્રકારનાં સ્વરૂપોને સ્પર્શે છે, અને એ રીતે માણસનું અધઃપતન કરે છે. આપણામાં જેટલી યોગ્યતા હોય તેના પ્રમાણમાં બુદ્ધિગમ્ય રીતે શિસ્તમાં રહેવામાં સ્વતંત્રતા રહેલી છે.

આ ઉપરથી આપણે કહી શકીએ કે સ્વતંત્રતા દરેક વ્યક્તિના સંબંધમાં જુદી જુદી હોય છે અને સમાજની કેટલીક વ્યકિતઓ, અને કેટલાક આખા સમાજો સ્વતંત્રતાને લાયક હોય છે, અને બીજા નથી હોતા.

મારા પોતાના જોતા જોતામાં, આપણી સંસ્થાઓમાં સ્વતંત્રતાની ખૂબ વૃદ્ધિ થઈ ગઈ છે. કૌટુંબિક શિસ્ત, માત્ર વડીલના ભય તથા સત્તાની બાબત ન રહેતાં, સમજાવટ અને ઉદાહરણની બાબત બની ગઈ છે. નિશાળોમાં શિક્ષણની યાંત્રિક પદ્ધતિ અને તેવી જ શિક્ષાઓને બદલે, સહાનુભૂતિ, રસ અને સ્પર્ધા જોવામાં આવે છે, ધર્મની બાબતમાં આપણે હવે માત્ર મનસ્વી સિદ્ધાન્તો વડે, બાહ્ય રૂઢીઓ વડે, કે નરકના ભયથી આપણી ઇચ્છા વિરૂદ્ધ દબાઈ ન જતાં, આપણી બુદ્ધિ, સહાનુભૂતિ અને સેવાની ઇચ્છા વડે સમજતા થઈએ છીએ. રાજ્યકર્તાઓ પણ એકંદરે કેળવણી, શોધખોળ અને લોકમત ઉપર વધારે આધાર રાખી, લશ્કરી અને પોલીસનાં કાર્યોને ઓછું મહત્વ આપે છે. લશ્કર અને નૌકા સૈન્યમાં સખ્ત શિસ્ત અને અધિકારીઓના ડરનું સ્થાન કાંઈક અંશે, સ્વદેશ પ્રેમની લાગણીને સ્પર્શવામાં, બંધુત્વની ભાવનાએ અને સ્પર્ધાએ લીધું છે. કેદખાનામાં

ગુન્હેગારનું અધઃપતન કરવાને બદલે, નિર્ણય, તેની આસપાસની પરિસ્થિતિ, તેના વ્યક્તિગત વિકાસ માટે એકતામય છે કે નહિ, તે જોઈને કહી શકાય. આ પ્રમાણે વિચાર કરતાં, આપણે વ્યક્તિને સમગ્ર સામાજિક ક્રમથી નીરાળી ન ગણતાં, સમાજના ક્રમમાંની અસંખ્ય સ્થિતિઓમાંથી ગમે તે એકાદ ગ્રહણ કરી લેવા શક્તિમાન એવી ગણીએ છીએ; તે સ્થિતિઓમાંની અમુક તેને વધારે માફક આવે અને અમુક ઓછી માફક આવે, એમ બની શકે ખરૂ.

અલબત્ત આ ખ્યાલમાં અસ્પષ્ટતાનાં તત્વો રહેલાં છે. ઐક્યમય વ્યક્તિગત સંપૂર્ણ વિકાસ એટલે શું? જે સત્યને પ્રાપ્ત કરવાની તકને સ્વતંત્રતા કહે છે તે સત્ય કયુ? વિકાસની શકયતાઓ અનેક વિધ અને તેનો સાક્ષાત્કાર ન થાય ત્યાં સુધી અકલ્પ્ય હોય છે, અને તેથી કરીને આપણે કઇ દિશા ભણી જવું તે વિષે ચોકકસ ખ્યાલ આવતો નથી. આ બાબત ઘણે અંશે સાચી છે. પ્રગ્ન કે વ્યક્તિના વિકાસની વ્યાખ્યા ન આપી શકાય, પણ તે એક આદર્શ તરીકે રહેવો જોઈએ, તે આદર્શનાં આપણને પળે પળે બદલાતાં દર્શનજ થાય છે. ખરૂ જોતાં સ્વતંત્રતાને આપણે નિર્ણિત અને આખરી ગણવી જ જોઈએ. સ્વતંત્રતાને પ્રગતિનો રેખારૂપ ગણવી જોઈએ. જ્યારે આપણે આપણા આદર્શોને વ્યાખ્યા આપવાનો પ્રયાસ કરીએ છીએ, ત્યારે હંમેશ આવા પ્રકારની અસ્પષ્ટતા અને અપૂર્ણતાનો ભેટો થાય છે. પ્રગતિ એટલે શું? સત્ય એટલે શુ? સૌન્દર્ય એટલે શું? હું માનું છુ કે આ સર્વ બાબતોની અચૂક અને આખરી વ્યાખ્યાઓ તૈયાર કરવાનો પ્રયત્ન હવે કોઈ કરતુ નથી. આપણે સર્વ સમજતા થયા છીએ કે સારાપણું–દરેક સ્વરૂપમાં–પ્રાપ્ત થતું નથી પણ ક્રમશઃ આવે છેઃ વળી તે એક પ્રકારની પરિસ્થિતિ નથી પણ ક્રમ છે.

સ્વતંત્રતાની સૌથી સરસ વ્યાખ્યા તો, તે વિષે સૌથી વધારે ઉપયોગી થઈ પડે એ રીતે વિચાર કરવાની છે; અને હું માનું છું કે માણસ જે છે, અને માણસ કેવો હોઈ શકે, એ બે બાબતો

વચ્ચેના ભેદભાવને લક્ષમાં લઈ વિચાર કરવો, એ જ સૌથી વધારે ઉપયોગી થઈ પડે એવી રીત છે. ઉપરોક્ત બે પરિસ્થિતિઓની કલ્પના આપણને જીવનના અનુભવદ્વારા આવી રહે છે. સ્વાતંત્ર્યતાને 'તક' નું નામ આપવાથી આવી જાતની ભાવનાનું સૂચન થાય છે. અને તે આ ભાવનાઓનું વલણ વ્યવહારૂ પ્રયત્નને ઉત્તેજન આપવાનું તથા દિશા સૂચવવા તરફનું હોય છે. દાખલા તરીકે બાળકો અત્યારે માંદા, મંદ અને દુખી છે, તેમને તંદુરસ્ત, બુદ્ધિશાળી અને આશાવાદી બનાવવાનો ખ્યાલ જો 'સ્વતંત્રતા' એ શબ્દ વડે આવી તેની બુદ્ધિ, જવાબદારી તથા ગૌરવને સ્પર્શ કરવા તરફનું વલણ વધતુ જતુ જોવામા આવે છે, અને એ રીતે ગુન્હેગારનો ઉત્કર્ષ કરવાનો પ્રયાસ જોવામાં આવે છે.

ઔદ્યોગિક પદ્ધતિમા સ્વતંત્રતાની વૃદ્ધિ થઈ છે કે નહિ એ બહુ શંકાપડતી વાત છે, પરન્તુ તેમાં પણ આપણે આદર્શો જોઇએ છીએ, તથા ચળવળો અને નવા અખતરાઓ કરતી વ્યક્તિઓ નિહાળીએ છીએ, આ ઉપરથી આપણને આશા આવે છે કે અત્યારની ઔદ્યોગિક રચના તથા વ્યવસ્થા—જે ઘણે અંશે સ્વતંત્રતા રહિત છે—તે ક્રમશઃ સ્વતંત્ર બનશે.

જ્યારે સામાજિક ક્રમ ખરાબ હોય, ત્યારે જ તે સ્વતંત્રતાનો વિરોધી બને છે. સ્વતંત્રતા સામાજિક ક્રમમાં અને તેની દ્વારાજ અસ્તિત્વ ભોગવી શકે, અને તેને વધારવા માટે સમાજના ક્રમનો નિરોગી વિકાસ થવો જરૂરી છે. માત્ર વિશાળ અને ગુંફિત (complex) સમાજ પદ્ધતિમાં જ તે વિકાસ સારી પેઠે થઈ શકે, કારણ કે તે સિવાય અનેક પ્રકારના લોકોને, અસરોની પસંદગી દ્વારા, અનુકૂળ વિકાસ માટે જોઈતી જુદી જુદી તકો મળી ન શકે.

હાલના જમાનામાં યુનાઇટેડ સ્ટેટસમાં સ્વતંત્રતા છે, તે શેમાં સમાયલી છે? મને લાગે છે કે તે સ્વતંત્રતા વિવિધ પ્રકારની અને અસંખ્ય અસરોને પ્રાપ્ત કરવાની તકમાં રહેલી છે; તે તકોની પ્રગતિમાન પસંદગી તથા મેળ વડે, બાળક આપણા સમાજે બાંધેલી અસ્પષ્ટ સીમાની અંદર રહીને, પોતાની કુદરતી

યોગ્યતાનુસાર ઉત્તમમાં ઉત્તમ નીવડી શકે. સૌથી પહેલાં તો બચપણમાં સારા કુટુંબની જરૂર હોય છે, તેવા કુટુંબમાં બાળકને સ્નેહ ઉછેર અને સંસ્કાર મળે છે; અને દરેક બાળક પોતાના જીવનનાં શરૂઆતનાં થોડાં માસમાંજ પોતાનાં ચારિત્ર્યનાં મુખ્ય વલણો દેખાડી દે છે, તેને સારા કુટુંબમાં પોષણ મળે છે. બીજી આવશ્યકતા તે સારૂં શિક્ષણ, સારા શિક્ષકોને તેવાંજ પુસ્તકો વડે બાળકની સમક્ષ ઉત્તમમાં ઉત્તમ પ્રેજાઓનો કિંમતી અને ચૂંટી કાઢેલો ખજાનો રજૂ કરી શકાય. વળી ઔદ્યોગિક તથા ધંધા સબંધીના જ્ઞાનની પણ જરૂર છે, અને મુસાફરીની સગવડ પણ હોવી જોઇએ; જેથી વિદ્યાર્થી આખા જગતની પ્રખ્યાત વ્યક્તિઓના સંસર્ગમાં આવી શકે. જાહેર પુસ્તકાલયો, સામયિકો, સારાં વર્તમાન પત્રો ('સારાં' શબ્દ ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે.) વગેરે પણ મદદરૂપ થઈ પડે છે. બાળકને મુઝવી નાંખ્યા વગર એની પસંદગીના ક્ષેત્રમાં જે કાંઈ વૃદ્ધિ કરે છે, તે એની સ્વતંત્રતામાં ઉમેરો કરે છે. ખરૂં જોતાં સંસ્થાઓ એટલે કે–રાજ્ય પદ્ધતિ, ધર્મો ઉદ્યોગો વગેરે–નું મુખ્ય કામ જ માનવ સ્વાતંત્ર્યમાં ઉમેરો કરવાનું છે. જ્યાં જ્યાં તેમ કરવામાં તે સંસ્થાઓ નિષ્ફળ નીવડે ત્યાં ત્યાં તે ખોટી અને પુનઃ સર્જનની આવશ્યકતાવાળી ગણાય.

જોકે ઉચ્ચ કક્ષાનું સ્વાતંત્ર્ય માત્ર ગુંફિત સામાજિક ક્રમમાંજ અસ્તિત્વ ધરાવી શકે છે, પણ તેથી કાંઈ એમ નથી સમજવાનુ કે દરેક ગુફિત સમાજક્રમ સ્વતંત્રતા ભોગવે છે. ઉલટું ઘણી વાર એવું બને છે કે બહુ વિશાળ અને ગુફિત રીતે રચાયલાં રાજ્યો–રોમન –સામ્રાજ્ય જેવામાં સરખામણીએ યાંત્રિકતા અને સ્વતંત્રતારહિત સિદ્ધાન્તો વધારે જણાય છે. અને આપણા પોતાના કાળમાં રશીઆ કે ચીન જેવાં મહાન અને ગુફિત સામ્રાજ્યોમાં સાદામાં સાદા કાળોની કરતાં ઓછી સ્વતંત્રતા હોય છે.

હર્બર્ટ સ્પેન્સર ઘણીવાર પ્રગતિ સાથે સામાજિક કાર્યોની સજાતતાને ભિન્નતાનુ એકીકરણ કરે છે તે સામે ઘણા ગંભીર વાધા ઉઠાવી શકાય એમ છે. યુનાઇટેડ સ્ટેટસ કદાચ સૌથી

વધારે ગુંફિત રીતે ભિન્નત્વવાળું તેમજ સમાનતાવાળું રાજ્ય હશે, અને તેના ઉપરથી દૃષ્ટાન્ત મળી રહે છે કે સ્વતંત્રતા અને ગુંફિતપણું સાથે ન હોઈ શકે એવું માનવાની પણ જરૂર નથી. આ બાબતમાં ઊંડા ઉતરવું હોય તો જીવનના સંસ્થાઓ સંબંધીના સ્વરૂપનું વધારે કાળજીપુર્વક નિરીક્ષણ કરવું જોઈએ, જે આ આ પુસ્તકમા કરવામાં આવ્યું નથી * પણ હું માનું છું કે વિશાળ અને ગુંફિત સમાજોને સ્વતંત્રતાના ધોરણે સુવ્યવસ્થિત રાખવા માટે સંવ્યવહારની સગવડ અને ઝડપની જરૂર છે, અને આ જમાનામાં પુરી પડી શકે છે. જુના વખતમાં મહાન રાજ્યોની રચના થોડે ઘણે અંશે તો યાંત્રિક હતી જ, એ વાત નિસંશય છે.

દરેક ગતિમાન અને ગુંફિત સમાજમાં વારંવાર એવું બને છે કે અમુક માણસોને ગુંફિતપણું ગુંચવી નાખે છે, અને તેઓ નિવૃત્તિમાં સ્વતંત્રતા ખોળે છે. પરંતુ આ બાબતમાં તેઓ પોતાના જમાનાની સામાજિક સંસ્થાઓથી દૂર ભાગી શકતા નથી અને એમ છટકી જવાનો તેમનો ખરૂં જોતાં ઉદ્દેશ પણ હોતો નથી; જો તેઓ સફળ થાય તો સમાજની સંસ્થા સાથે વધારે સમજુતીભર્યો સંબંધ બાંધી શકે છે. વોલ્ડન પોન્ડના એકાંતમાં વસતો થોરો પુસ્તકો, પોતાના મિત્રો અને અંગત સ્મરણોનાં સુચનોદ્વારા સમાજનો સાચો સભ્ય રહ્યો હતો. હું માનું છું કે તેણે પોતાની જાતને સમાજથી અલિપ્ત ગણી જ નહોતી, પણ જીવનને ઉપલકીઆ નજરે જોનારા લોકોએ તેને તેવું સ્વરૂપ આપ્યું છે. જો કે પોતાના જમાનાના રાજ્ય તથા ધર્મમાં તે માનતો ન હતો, પણ તે સંસ્થાઓ વગર તેની કારકીર્દી અશક્ય બનત. બીજા લોકોની માફક જ તેણે પોતાના કાળના જીવનમાંથી સાનુકૂળ અસરો પસંદ કરી તેમાંથી પોતાનો વ્યક્તિગત વિકાસ સાધ્યો. માત્ર એટલુંજ કે તેની વૃત્તિઓ અસાધારણ હતી, અને તેમને તેણે અસામાન્ય રીતે ખીલવી–

* પ્રો કૂલીનું બીજું પુસ્તક 'Social Organizations' એજ વિષય ઉપર લખાયેલું છે.

ખાસ કરીને લોક સમૂહમાં રહેવું તેના સ્વભાવને અનુકૂળ ન હોવાથી તે તેવા વસવાટથી દૂર રહેતો. તે સમાજ ક્રમની બહાર નહિ પણ તેની દ્વારા જ સ્વતંત્ર હતો. આજ મુજબ એડવર્ડ ફીટસજીરાલ્ડ અને બીજા એકાન્તપ્રિય જીવો માટે પણ કહી શકાય. લાગણીને વશ થઈ જનારા માનસવાળા મનુષ્યોમાં જો શાન્ત અને વધારે વિશાળ વાતાવરણમાં છટકી જવાની નિશ્ચયવૃત્તિ ન હોય તો જરૂર જીવનની સામાન્યતા તેમને એક પ્રકારની ગુલામગીરી જેવી લાગ્યા વગર ન રહે.

સ્વતંત્રતા કાંઈ હાથમાં ઝાલીને હંમેશને માટે પકડી રખાય એવી ચીજ નથી, પણ તે એક જાતનો વિકાસ છે, અને તે આપણા જેવા કોઈ પણ સમાજમાં હંમેશાં અર્ધ સ્વતંત્ર અને અર્ધ સ્વાતંત્ર્ય રહિત જણાય છે. જેટલી હદ સુધી તે પ્રત્યેક બાળકને પોતાની ઉચ્ચતમ શક્તિઓના વિકાસ માટે તક આપે છે, તેટલે દરજ્જે તે સ્વતંત્ર ગણાય, પરંતુ જ્યાં તે આમ ન કરી શકે, ત્યાં તે સ્વતંત્ર નથી. જેટલે દરજ્જે બાળકો ખરાબ સ્વભાવના અને અસંસ્કારી હોય, કૌટુંબિક શિક્ષણ ખરાબ હોય, શાળાઓ નાલાયક હોય, સ્થાનિક સ્વરાજ્યમાં ગેરવહીવટ હોય, જાહેર પુસ્તકાલયોની ઉણપ હોય અથવા જુદા જુદા પ્રકારના સુસંસ્કારોની ખીલવટ માટેની ખાનગી સંસ્થાઓ સારી ન હોય, તેટલે દરજ્જે લોકો સ્વતંત્રતા રહિત ગણાય. કંગાળ ઝુપડામાં જન્મેલું અને અધઃપતન પામેલા કુટુંબમાં ઉછરેલું બાળક હોય, તેને દસ કે બાર વર્ષની વયે કોઈક પ્રકારના મર્યાદિત અને મનને શ્રમિત કરી નાંખે એવા કામમાં રોકી દેવામાં આવે તો પણ, શેકસપીઅર વાંચવાની જેને છુટી છે એવા ચીની બાળક કરતાં, તે તંદુરસ્ત, સુજ્ઞ અને નીતિમાન બનવાને વધારે સ્વતંત્ર છે. દરેક જાતના સામાજિક સડામાં વ્યક્તિઓની ગુલામી સમાયલી હોય છે.

સ્વતંત્રતાની જે ભાવના છે તે આપણામાં ફેલાયલા સામાન્ય પણ અસ્પષ્ટ મનોભાવથી ભિન્ન નથી. તેમાં પ્રમાણિક અને દરેક

વ્યક્તિને તક આપતી ભાવના હોય છે. આપણા લોકોને જ્યારે એમ લાગે છે કે સમાજના અમુક વર્ગને જોઈતી તક મળતી નથી, ત્યારે ખુબ રોષ જાગૃત થએલો જોવામાં આવે છે. ઘણાં લોકો એમ માની લે છે કે સ્વતંત્રતાની જાહેરાત (અમેરિકા) અને સાર્વત્રિક મતાધિકાર મળી ગયા પછી સ્વતંત્રતા માટે કશું બાકી રહેતું નથી, અને તથી લોકો આરામથી પડયા રહે છે.

એટલું યાદ રાખવું જોઈએ કે જે સ્વાતંત્ર્યની આપણે નામની રૂજ્ન કરીએ છીએ, તે પૂરેપૂરું તો કદી પ્રાપ્ત થઈ જ ન શકે, અને દરરોજ તના ઉપર નવા ધસારા થવાનો ભય રહે છે. મતાધિકાર તે તો સ્વતંત્રતાનું માત્ર એક સ્વરૂપ છે, અને કદાચ હાલની પરિસ્થિતિમાં બાહુ મહત્વનું સ્વરૂપ નએ ગણાય; *અને તેને ટકાવી રાખવા માટે, તથા વધારવા માટે આપણા ઉચ્ચતમ વિચાર તથા પ્રયત્નોને ગંભીરતાથી અમલમાં મૂકવાની જરૂર છે.-

સ્વતંત્રતાની આપણી ભાવના પ્રમાણે આપણને દરેક દેશના દરેક કાળનું નિરીક્ષણ કરવાનો હક છે; અને તેમાંથી આપણે આપણો સામાજિક ક્રમ-આદર્શમય પરિસ્થિતિ ઉભી કરી શકીએ. આને લીધે દરેક વ્યક્તિને પોતાના સંસ્કાર તથા વિકાસ માટે ઉત્તેજન મળે. જીવનમા કોઈ પણ જાતની સંકુચિતતા અથવા સમાનતાની ખામી હોય તો તે વ્યક્તિગત ખીલવટની સંકુચિતતામાં જણાઈ આવે છે, અને તેમાંથી સ્વતંત્રતાની ખામી ઉપજે છે. મનુષ્ય સ્વભાવના અમુક સ્વરૂપોને ભોગે એક અથવા વધારે સ્વરૂપોની (સામાજિક ક્રમ વડે) અતિશયોક્તિ ન થવી જોઇએ,

---

* Lowell ની "Commemoration Ode" નીચેની પંક્તિઓ યાદ રાખવા જેવી છેઃ—

"—the soft ideal that we wooed
Confronts us fiercely, foe-beset, pursued,
And cries reproachful: was it then my praise,
And not myself was loved? Prove now thy the truth.
I claim of thee the promise of thy youth".

પરન્તુ આપણી સર્વ ઉચ્ચ વૃત્તિઓ તરફ તેણે પોતાનાં આમંત્રણોને ફેલાવવાં જોઈએ. ઓગણીસમી સદીના બધા લોકો સંપત્તિનાં સાધનો અને વિજ્ઞાનમાં રચ્યાપચ્યા રહેતા, તે બતાવી આપે છે કે માનવજાતિની આધ્યાત્મિક અને કળારસિક બાજુની ખીલવટ અપૂર્ણ હતી; તે અપૂર્ણતામાંથી છુટવાનો પ્રયત્ન આપણે આ જમાનામાં કરીએ છીએ. ભવિષ્યના સ્વાતંત્ર્યમાં વિવિધ, ફળદ્રુપ અને સહનશીલ વાતાવરણની વધારે ને વધારે જરૂર પડવાની. આવા વાતાવરણને લીધે દરેક જાતના માણસો પોતપોતાની પસંદગી મુજબ પોતાનો વિકાસ સાધી શકે. સ્વમતાગ્રહ અને બળજબરીથી આણેલા ઐકયના દિવસો હવે આવી થાકયા છે. લોકોને, પોતાના મંડળ અથવા સમૂહના નૈતિક અભિપ્રાયને પ્રતિબંધન કરતા પોતાના અન્તરાત્માના કાબુ નીચે રહેવા દેવામાં ખરી વ્યવહાર બુદ્ધિ સમાયલી છે.

હલકા પ્રકારના કાબુના સ્વરૂપોની જગાએ ઉચ્ચ પ્રકારના કાબુનાં સ્વરૂપો મુકવામાં, પસંદગીનું ક્ષેત્ર વધારે વિશાળ બનાવવામાં, અને મન યોગ્ય પસંદગી જ કરશે એવો વિશ્વાસ રાખવામાં અલબત્ત વ્યક્તિઓના નૈતિક બળ ઉપર વધારે ભાર લદાય છે. વળી નૈતિક શક્તિઓને જે વધારે પડતો શ્રમ પડે છે, તેને સમતોલ બનાવે એટલી સહનશક્તિ માણસોમાં હોતી નથી; અને જો તે સારી રીતે સહન કરવામાં ન આવે તો, ચારિત્ર્ય ઉપર તેની થોડે ઘણે અંશે પણ નાશવન્ત અસર થયા વગર રહેતી નથી, અને તેને પરિણામે કોઈ પ્રકારનું અધઃપતન થાય છે.

સારે સરવાળો એ આવ્યો કે જ્યારે જ્યારે,સ્વતંત્રતાની વૃદ્ધિ થાય છે, ત્યારે ત્યારે તેની સાથે કાંઇક અધઃપતન થયા વિના રહેતું નથી; તે અધઃપતન તથા સ્વાતંત્ર્ય બન્નેનું કારણ એકજ છે. આ જમાનામાં આ બાબત બહુ સ્પષ્ટતાથી દેખી શકાય એવી છે. કારણ કે આ જમાનો સ્વતંત્રતા તરફ બહુ ઝડપથી પગલાં ભરે છે. કૌટુંબિક જીવન, અને સ્ત્રીઓ તથા બાળકોનાં જીવન વધારે સ્વતંત્ર અને વધારે સારાં થતાં આવે છે પણ તેની સાથે સાથે